# ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો.



કિમ્મત એક રૂપીઓ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

ફારબસ ગુજરાતી ... 

# ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો.

કર્ત્તા

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,

એમ. એ, એલએલ. બી, મુંબાઈ જે પી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ,

આસિ સેક્રેટરી, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી    પ્રત ૧૫૦૦

સને ૧૯૨૩    સંવત્ ૧૯૭૯

કિંમ્મત રૂા. એક.

### કરસનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળાનો

## ઉપોદ્ઘાત.

સ્વર્ગવાસી કરસનદાસ મૂળજી સામાજિક સુધારાના એક આગેવાન હતા ઇંગ્લાંડમા પ્રવાસ કરીને આવ્યા પછી કાઠિયાવાડમા તેમને સરકારી નોકરી મળી હતી તે ઇ સ ૧૮૭૧ માં ગુજર્યાં પછી તેમની સ્વદેશસેવાની યાદગીરી રાખવા કાઠિયાવાડમા એક ફંડ રૂ. ૩૪૮૫)નું થયું હતું તે ઇ સ. ૧૮૮૩મા સોસાઇટીને એવી સરતે સોંપવામાં આવ્યુ છે કે તેના વ્યાજમાથી તેમને નામે પુસ્તકો રચાવવા તથા છપાવવાં આ ફંડની રૂ ૩૨૦૦)ની નોટો સોસાઇટી હસ્તક છે આજ સુધીમા આ ફંડમાથી નીચે પ્રમાણે પુસ્તકો પ્રગટ કરવામા આવ્યા છે—

| | | |
|---|---|---|
| ૧ | પ્રાણીવર્ણન ભાગ ૧ લો . | ૦—૮—૦ |
| ૨ | „ ભાગ ૨ જો . | ૦—૮—૦ |
| ૩ | „ ભાગ ૩ જો ... | ૦—૮—૦ |
| ૪ | મહાન્ આલ્ફ્રેડનુ ચરિત્ર | ૦—૫—૦ |
| ૫ | વનસ્પતિશાસ્ત્રના મૂળતત્ત્વ .. | ૦—૬—૦ |
| ૬ | અનેક વિદ્યાના મૂળતત્ત્વ . .. | ૧—૦—૦ |
| ૭ | સર વિલિયમ વોલેસ . | ૦—૨—૦ |
| ૮ | ઉદ્યોગી પુરુષો (બીજી આવૃત્તિ) . | ૦—૪—૦ |
| ૯ | ધર્મનીતિ . . | ૦—૭—૦ |
| ૧૦ | ન્યાયશાસ્ત્ર .. . . . ... | ૦-૧૨-૦ |
| ૧૧ | સ્વાતંત્ર્ય .. | ૧—૦—૦ |
| ૧૨ | શિક્ષણ સૂત્ર ... . ... . | ૦—૨—૦ |
| ૧૩ | ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર (બીજી આવૃત્તિ) . | ૦—૮—૦ |
| ૧૪ | રાજા રામમોહનરાયનું જીવન ચરિત્ર . . | ૧—૦—૦ |
| ૧૫ | સામાજિક સેવાના સન્માર્ગ .. . | ૦-૧૨-૦ |
| ૧૬ | મહાભારતની સમાલોચના ... . | ૦-૧૨-૦ |
| ૧૭ | સુખ અને શાન્તિ . . . .. | ૦-૧૨-૦ |
| ૧૮ | ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો ... ... | ૧—૦—૦ |

# પ્રસ્તાવના.



" માઇલસ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર"નુ પુસ્તક સન ૧૯૧૪મા બહાર પડ્યા પછી થોડે વખતે મારા ભાણેજ ભાઇ રામલાલ નવનીતલાલે મારી રજા લઇ તેનું ગુજરાતીમા ભાષાતર કરી રાખેલુ, પણ એને ફ્રાસ, આલજીયર્સ વગેરે પ્રદેશોમા જવું પડ્યુ તેથી તે પ્રસિદ્ધ થઇ શક્યુ નહિ દરમ્યાન ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ તેનુ ભાષાતર કરાવવા ઠરાવ કર્યો અને મને તે કામ સોંપવામા આવ્યુ. ભાઇ રામલાલે કરેલુ ભાષાતર મારા વડિલ ભાઇ મુરબ્બી મોતીભાઇ જેમણે મને અગ્રેજી પુસ્તક લખવામા પણ મદદ કરેલી તેમની મારફતે તપાસાવ્યુ, અને પછી હુ પણ જોઈ ગયો મને તેના કેટલાક ભાગ પસદ ન પડવાથી તે ફરીથી ભાઇ રામલાલ પાસે લખાવ્યા તે બાદ એ આખુ ભાષાતર અસલ સાથે હું મેળવી ગયો, ને તેમા ઘણા સુધારાવધારા કરી લગભગ નવા જેવુ બનાવ્યુ. પ્રેસમા છપાતા પ્રૂફ તપાસતી વખતે રા. ભાઇ હીરાલાલ ત્રીભોવનદાસ પારેખને સૂચના કરી હતી કે તેમણે ભાષાતરને અસલ સાથે સરખાવી કોઇ ખામી રહી ગઈ હોય તો તે તરફ મારૂ ધ્યાન ખેચવુ, તે મુજબ પ્રસગવશાત્ તેમણે કર્યું છે, ને બદલ તેમનો આભાર માનું છું. છેલ્લા પ્રૂફ તપાસતી વખતે મે પણ થોડો વધારે સુધારોવધારો કર્યો છે, છતા ભૂલો રહી ગઈ હશે. એમ મારૂ માનવુ છે, એ ભૂલો બદલ વાચકની દરગુજર ચાહુ છુ.

મુબઇ<br>તારીખ ૫ મી જુલાઇ ૧૯૨૩ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.



# મૂળગ્રંથની પ્રસ્તાવના.

ઇંગ્રેજી ભાષામા આવુ એક પણ પુસ્તક નહીં હોવાથી, ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ લખવાની સૂચના મને માગ મિત્ર મી ડોનાલ્ડ, જેઓ આપણા સાહિત્યમા ઘણો રસ લે છે, તેમણે કરી મૂળ વિચાર તો પ્રાચીન તેમજ અર્વાચીન બને યુગનો સમાવેશ એકજ પુસ્તકમાં કરવાનો હતો, પરતુ લખવાનુ કામ જેમ જેમ આગળ ચાલતું ગયુ તેમ તેમ વિષયની વિશાળતા પણ મને દેખાતી ગઇ, અને જેમ બને તેમ ટૂકામા સમાવવાનો પ્રયત્ન કર્યા છતાં પણ મારા મૂળ વિચાર પ્રમાણે એક જ ગ્રથમા બને યુગનો સમાવેશ થઇ શક્યો નહીં, ને તેથી વર્ત્તમાન યુગને બીજા ગ્રથપર મુલતવી રાખવો પડ્યો છે

ન્યાયની અદાલતના કામકાજના દબાણમાથી થોડો થોડો સમય ફુરસદનો કાઢી આ પુસ્તક લખવામા આવેલુ હોવાથી સમયના અભાવે એમા રહી ગયલી ખામી મારી જાણ બહાર નથી

ગુજરાતી ભાષા અને સાહિત્યના પ્રમાણભૂત મનાતા મારા મિત્ર રા નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ, બી એ, અને મારા વડિલ બંધુ રા મોતીલાલ જેમનો આપણા સાહિત્યનો અભ્યાસ ઘણો સૂક્ષ્મ અને વિશાળ છે, તેઓને પુસ્તક લખીને બતાવવામા આવ્યુ હતું અને તેઓએ એમા ઘણા અર્થસૂચક સુધારા સૂચવ્યા હતા વળી ભરૂચના આ પ્રે મીશનવાળા રેવ. મી. જોન્સન, બી એ, એ અને મી ડોનાલ્ડે આ પુસ્તકની યોજના અને ભાષામા ઘણા કીમતી સુધારા સૂચવીને સહાય આપી છે. મી ડોનાલ્ડે તો વળી પુસ્તક લખવાના હેતુ રૂપ "બે બોલ" લખવા તસ્દી લીધી છે આ સર્વેનો હુ ઘણો ઋણી છુ

ગુજરાત, કાઠીઆવાડની બહાર પણ આ ગ્રથ ઉપયોગમાં આવી શકે તે હેતુથી અને બાલબોધ લિપિ હિંદુસ્તાનમા બધે ચાલુ હોવાથી ગુજરાતીને સ્થાને બાલબોધ લિપિનો ઉપયોગ કરવામા આવ્યો છે.

કવિ દયારામની છબી માટે ભાઈ મણીલાલ ઇચ્છારામ દેસાઇ બી એ, નો હુ ઓશીંગણ છુ

મુંબાઇ.
સપ્ટેમ્બર ૧૯૧૪ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

# " બે બોલ. "

યુરોપીય પંડિતોએ પહેલ કરીજ સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ લખ્યો છે વેબર, મેક્સમ્યુલર, મેકડોનલ આદિએ સંસ્કૃત સાહિત્યના ભંડારો ખુલ્લા કર્યા છે, પરંતુ પ્રચલિત દેશી ભાષાઓના સાહિત્ય પ્રતિ લક્ષ અપાયુ નથી બંગાળી સાહિત્યનો ઇતિહાસ બંગાળીઓને હાથે જ લખાયો છે પરંતુ ગુજરાતી સાહિત્યપર ઘણું જ ઓછુ લક્ષ અપાયુ છે, ને તેમા પણ ઇંગ્રેજી ભાષામા તો એ સાહિત્ય વિશે ઘણી જ અપૂર્ણ માહિતી મળી શકે છે. પોતે જે લોકો સાથે રહીને કામ કરે છે તેમના હૃદય ઓળખવાનો પ્રયત્ન કરનાર યુરોપીય જિજ્ઞાસુ તેમના લોક પ્રચલિત સાહિત્ય વિશે માહિતી મેળવવા ઇચ્છે એ સ્વાભાવિક છે તેવાઓને આ પુસ્તક ઘણુ સહાયરૂપ થઇ પડશે એમ હુ માનુ છુ આવા પુસ્તકને અભાવે પોતાના સાહિત્યથી અજાણ રહેલા પરંતુ કેળવાયલા ગુજરાતીઓ પણ આ પુસ્તકનો ઉપયોગ કરશે. આમા લગભગ સાડા પાચ શતકનો ઇતિહાસ છે અને ગયા શતકમા પશ્ચિમના જ્ઞાન અને વિચાર-ભંડારમાંથી ગુજરાતી લેખકોએ પોતાના સાહિત્ય માટે થોડુ થોડુ લેવા માંડયુ તે સમય સૂધીનો અહેવાલ છે આ ઇતિહાસ વાચતા માલમ પડશે કે જો કે ગુજરાતી સાહિત્ય એ સંસ્કૃત સાહિત્યની ઝાંખી પ્રતિકૃતિ છે, અને તેમા સંસ્કૃત સાહિત્યના અગાધ ભંડારનો અલ્પ માત્ર લેવામા આવ્યો છે. મુખ્યત્વે વીરરસ કાવ્યો ને પુરાણોનો જ ઉપયોગ કરવામા આવ્યો છે. સાહિત્યના કેટલાક અંગો, જેવા કે નાટકાદિ જે સંસ્કૃતમા પૂર્ણરીતે વિકાસ પામ્યા છે તે તેથી તે લોકપ્રિય થયા હશે એવી ધારણા રહે, છતા તેને ગુજરાતી સાહિત્યમાં સ્થાન મળ્યુ નથી.

ગુજરાતમા મુસલમાની રાજ્ય હતુ તેનો વિચાર કરતા તો અરબ્બી અને ફારસી સાહિત્યનો ઉપયોગ કરવામા નથી આવ્યો એ જરા વિચિત્ર લાગશે બીજી એક વિચિત્રતા એ છે કે જો કે ઘણા મુસલમાનોની માતૃ-ભાષા ગુજરાતી છે છતા આટલા લાબા સમયમા એક પણ મુસલમાન લેખક દેખાતો નથી, જો કે એક પારસી લેખક વિષે ઉલ્લેખ કરવામા આવ્યો છે. સાહિત્યમાં સ્ત્રીઓની કાવ્યકૃતિઓને સ્થાયી સ્થાન મળ્યુ છે એ વાત યુરોપીયનોને જરા આશ્ચર્યમા નાખે છે

આ પુસ્તકના અત સમય સુધીમા તો જેને ગદ્ય કહી શકાય એવુ ગદ્ય તો લખાયુ જ નથી. બોધાત્મક અને તત્ત્વજ્ઞાનના પુસ્તકો પણ કવિતામા લખાયાં છે. આ ગદ્યલેખનની રૂઢિને અભાવે લેખકોપર કાઇક સકુચિત અસર થઇ હશે, પરતુ આ વિષયમા ગુજરાતી લેખકો, સસ્કૃત લેખકો, જેમણે કાયદા, વ્યાકરણ અને ગણિત પણ કવિતામા લખ્યા છે, તેમને પગલે ચાલ્યા છે.

આ પુસ્તક અપૂર્ણ છે, પરતુ એવી આશા રાખી શકીએ કે ઓગણી-શમા શતકના આરભ કાળ સુધીના આ ગુજરાતી સાહિત્યના ઇતિહાસને કેવો સત્કાર મળે છે, તે જોઈ આજ દિન સુધીનો ઇતિહાસ લખવા લેખક પ્રેરાશે. જે ભાષાનો વપરાશ લગભગ એક કરોડ માણુસની વસ્તીમા છે તે ભાષાને સાહિત્ય તો હોવુજ જોઇએ, અને ગુજરાતના કેળવાયલા વર્ગનો એ ધર્મ છે કે તેમણે ભાષાને સુધારવી ને સાહિત્યને સમૃદ્ધ કરવુ, કારણ આ કરોડ માણસોને તથા તેમની ભાવિ પ્રજાને સમૃદ્ધ કરી ઉચ્ચ કોટીએ લઈ જવા દેશીભાષા એજ શિક્ષણનું સાધન છે. અર્વાચીન સમયનું જ્ઞાન ઇંગ્રેજી ભાષા

દ્વારા જે કેળવાયલા ગુજરાતીઓએ સંપાદન કર્યુ છે તેમણે આ જ્ઞાનના ભંડાર, પોતાના ઓછા ભાગ્યશાળી બંધુઓ સમક્ષ, ગુજરાતી ભાષામા મૂકવા પ્રયત્ન કરવો જોઇએ, પરતુ આ તો એમના કર્તવ્યનુ એક અગ થયુ ગુજરાતી લેખકોએ ગુર્જર પ્રજાના આદર્શને પ્રસિદ્ધિ આપવી જોઇએ અને ગુર્જર પ્રજાના જે અભિલાષ ઉતરતે સ્થાને હોય તેને પ્રયત્ને કરી ઉચ્ચ કોટીએ લાવવા જોઇએ સ્વાર્થી અને ખુશામતખોરોને નાટકો, નવલકથાઓ ને માર્મિક હાસ્યમય કૃતિઓથી ઉઘાડા પાડવા જોઇએ ગુજરાતીઓ સમક્ષ ઉચ્ચ ચારિત્રના દૃષ્ટાંતો મૂકવા જોઇએ કે જેથી યુવાન વર્ગ ઉચ્ચ જીવન ગાળવાને પ્રેરાય પોતાના દેશી ભાઇઓને આ માર્ગે જ ગુજરાતી લેખકો ઓશીંગણુ કરી શકશે

એ. કે. ડોનાલ્ડ.



# સાંકળિયું.







# ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો.

## પ્રકરણ ૧ લું.

### ઉપોદ્દ્ઘાત.

ગુજરાતી એ પશ્ચિમ હિંદના લગભગ એક કરોડ માણસની માતૃભાષા છે હિંદી, પંજાબી, બંગાળી અને મરાઠી પછીનું સ્થાન એનું છે. એકલા હિંદુઓ જ નહીં પણ પાર્સીઓ અને મુસલમાનો પણ આ ભાષા બોલે છે, અને સેંકડો વર્ષથી ધર્મે ભિન્ન પણ એક ભાષા બોલતી આ ત્રણે કોમને ગુજરાતી ભાષા, વિચાર અને વાણીનું સાધન થઈ પડી છે.

ભૂગોળવિદ્યાની દૃષ્ટિએ જો કે ગુજરાત ને કાઠીઆવાડ એ બે જુદા પ્રાંત છે, પરંતુ એકબીજાથી થોડે થોડે અંતરે વસનારાઓની ભાષામાં જે પ્રાંતિકભેદ મળી આવે છે તે ન લેખવીએ તો ગુજરાત અને કાઠીયાવાડની વસ્તી, લક્ષણ અને જાતિથી તો ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ એક જ ગણાય.

**ઐતિહાસિક નોંધ**

ગુજરાત ગુર્જરોની ભૂમિ છે ગુર્જરો શ્વેત હૂણની સાથે સંબંધ ધરાવનારા અને કદાચ એક જ વંશના પર મુલકથી અહીં આવીને વસનારા હોય એમ વિન્સેંટ સ્મિથ ધારે છે. એમણે રજપુતાનામાં વિશાળ રાજ્ય સ્થાપ્યું આબુથી પચાશેક માઇલને અંતરે આવેલું ભિન્નમાલ અથવા શ્રીમાલ, એ રાજ્યની

રાજધાની હતું નવમા સૈકાની શરૂઆતમા કનોજનુ રાજ્ય જીતનાર ભરૂચનુ નાનુ ગુર્જર રાજ્ય, આ મહાન્ રાજ્યની શાખા હતું * સામાન્યતઃ આ રાજ્યને ગુજરાત અથવા ઉત્તર ગુજરાતને રજપુતાના કહેતા અને એ પ્રદેશનો દક્ષિણ ભાગ લાટ[1] અથવા દક્ષિણ ગુજરાત[2] કહેવાતો. સીથીઅન અથવા કાઠી લોકનો મુલક-કાઠીઆવાડ-અસલ સૌરાષ્ટ્ર[3]-અથવા આનર્તને નામે ઓળખાતો યુરોપીઅનોએ લખેલા લેખોમાં સૌથી પ્રથમ નોધ ઇ સ પૂર્વે ૧૫૫-૫૩ ને સુમારે મેનન્દરે આ પ્રાત જીત્યો તેની છે. ગિરનારના શિલાલેખમાના અશોકના ઇ સ પૂ ૨૪૦ ના તથા શક ક્ષત્રપ રૂદ્રદમનના ઈ સ ૧૫૦ ના શાસનોપરથી અને અશોકના પૂર્વજ ચદ્રગુપ્તના ઇરાની સુબા તુશસ્પે બધાવેલા સુદર્શન'સરોવરપરથી હિંદના પ્રાચીન ઇતિહાસમા કાઠીઆવાડને અગત્યનુ સ્થાન મળેલુ દેખાય છે. "અપર જેક્ઝારટીસ" નદીની ઉત્તરના કોઇક ભાગમાં વસતા, મધ્ય એશીઆમાં ભટકતા શક લોકો ઈ સ પૂર્વે બીજા સૈકાના મધ્ય ભાગમા હિદમા દાખલ થયા અને તક્ષ-શિલા તથા મથુરાને રસ્તે સિધ પ્રાત ઓળગીને સૌરાષ્ટ્ર અથવા કાઠીઆ-વાડ દ્વીપકલ્પ તેમ જ આજુબાજુના પ્રદેશના ધણી થઇ પડયા હિદના વતનીઓને આ પરદેશીઓની કેટલીક રીતભાત અણુગમતી લાગી અને આન્ધ્ર રાજાઓએ શકલોકપર જીત મેળવેલી જણાય છે, પણ કાઠીઆવાડ વળી પાછુ જુદુ પડયુ અને સિધ-કચ્છ અને બીજા પશ્ચિમના પ્રાતો ભેગુ શક ક્ષત્રપ રૂદ્રદમનના તાબામા પાછુ આવ્યુ (ઇ સ. ૧૪૫ ના અરસામાં ) આ જાતિનુ રાજ્ય ઈ સ ૩૯૦ સુધી ચાલુ રહ્યુ, ત્યાર પછી બીજા ચદ્રગુપ્ત-

* હિંદનો પ્રાચીન ઈતિહાસ બીજી આવૃત્તિ પૃ ૩૦૩

૧ નર્મદાની પશ્ચિમનો પ્રદેશ લાટ કહેવાતો ભરૂચ, અમદાવાદ, વડોદરા અને કૈલાસના ધાન્વા પ્રમાણે ખેડાનો પણ એમા સમાવેશ થતો વી એસ આપ્ટે

૨ શાસ્ત્રી વૃજલાલ ભરૂચને લાટની રાજધાની ધારે છે

૩ હમણા તો આ પ્રાતની પોલીટીકલ એજસીના ચાર ભાગમાથી એક તે મ સૌરાષ્ટ્ર ( સોરઠ ) છે

વિક્રમાદિત્યે એ વંશનો અંત આણ્યો. ગુર્જર રજપુતોની જાતના કનોજના રાજાઓના હાથમાં એ પછી કાઠીઆવાડ આવ્યું, એટલે ગુજરાત અને માળવા પણ એમની સત્તા નીચે આવી ગયા ઇ સ ૬૧૪ ના અરસામાં તેમણે આ સર્વ ગુમાવ્યું ઇ સ ૯૬૧ માં સોલંકીઓએ (ચાલુક્યોએ†) એક સ્વતંત્ર રાજ્ય સ્થાપી અણહીલવાડના રાજધાની કરી આ રાજ્યનો સ્થાપક મૂળરાજ હતો આ જ અરસામાં ઇસ્લામીઓના હિંદપરના આક્રમણોના ઝાંખા દર્શન થવા લાગ્યા અને મહમૂદ ગઝનવીની સોમનાથપરની સ્વારીને લીધે આ દ્વીપકલ્પે ઇતિહાસમાં જાણવા જોગ સ્થાન મેળવ્યું

પાંચમી સદીના અંતમાં પૂર્વે કાઠીઆવાડમાં ભટ્ટાર્કે સ્થાપેલા પ્રસિદ્ધ વલ્લભી વંશના રાજા રાજ્ય કરતા હતા સિંધના આરબોએ ઇ સ ૭૭૦ માં આ રાજ્યનો અંત આણ્યો ત્યાં સુધી તેઓનો અમલ રહ્યો ચીનાઇ મુસાફરોએ વલ્લભીપુરની§ જાહોજલાલી વર્ણવી છે વિદ્યા સબંધે બિહારમાં આવેલી પ્રખ્યાત નાલંદની શારદાપીઠની બરોબરી એ શહેર કરતું, એ સમૃદ્ધિવાળું હતું તેમ જ બુદ્ધધર્મના તત્ત્વજ્ઞાનના અભ્યાસનું મુખ્ય સ્થાન હતું વલ્લભીપુરના અવશેષમાંથી અણહીલવાડ પાટણ ઉભું થયું અને પંદરમા સૈકામાં મુસલમાની રાજ્યના અમલમાં અમદાવાદે એનું સ્થાન લીધું ત્યાં સુધી એ પશ્ચિમ હિંદના મુખ્ય શહેર તરીકે ટકી રહ્યું. ચાવડા, ચાલુક્ય અને વાઘેલા વંશના રાજા ગુજરાતના છેલ્લા હિંદુ રજાઓ હતા અલાઉદ્દીન ખીલજીએ આ રાજ્યને પ્રથમ ધક્કો પહોચાડયો ત્યારથી તે અઢારમી સદીમાં મરાઠાઓએ આ પ્રાંતપર પથરાઇ જઈ વડોદરામાં રાજ્ય સ્થાપ્યું ત્યાં સુધી મુસલમાનોની સર્વોપરી સત્તા ટકી રહી બ્રીટીશ સરકારે મરાઠા પાસેથી આ પ્રાંત કેવી રીતે મેળવ્યો તે તાજી બીના છે

† આ ચાલુક્યોનું દક્ષિણમાં મોટું રાજ્ય હતું તેમની રાજધાની કલ્યાણ હતી. ચઢતીપડતી અનુભવતા પણ આ રાજ્ય લગભગ ચારથી પાંચ સદી ટકી રહ્યું.

§ હાલનું વળા

**ચતુર્દિશા** હમણાંનુ ગુજરાત એટલે દેશના જે ભાગના રહેવાસીઓની ભાષા ગુજરાતી છે, તેની સીમા નીચે મુજબ આપી શકાય.—

ઉત્તરે બનાસ નદી, તે ઉદેપુર આગળથી નીકળી કચ્છના રણમાં ગુમ થઇ જાય છે દક્ષિણે દમણ અથવા દમણગગા જે દમણ પાસે સમુદ્રને મળે છે પૂર્વમા માળવા અને પશ્ચિમ ઘાટ અથવા સહ્યાદ્રિ પર્વત અને પશ્ચિમે કચ્છનો અખાત અને અરબ્બી સમુદ્ર અથવા હિદી મહાસાગર.*

**ગુજરાતીના પેટા વિભાગ (ઉપભાષા)** મારવાડી અને કચ્છી એ બે હાલની ગુજરાતીની ઉપભાષાઓ છે. કચ્છી કચ્છના લોકોની બોલાતી ભાષા છે એ લોકોમા લખાણ માટે ગુજરાતી સિવાય બીજી લિપિ નથી, તેથી દરેક જાતના લખાણમા તથા નામામા પણ ગુજરાતી જ વપરાય છે.

મારવાડીઓ ગુજરાતના ઘણાખરા ભાગમા પથરાઇ ગયા છે વ્રજ-ભાષા અને ગુજરાતીના મિશ્રણથી થએલી એક જુદી જ ભાષા તેઓ બોલે છે એ ભાષાની લિપિ પણ સ્વર ચિહ્ન રહિત અથવા સ્થાનભ્રષ્ટ સ્વર ચિહ્નવાળા-ગુજરાતી મૂળાક્ષર છે.[1]

---

* કવિ નમદાશંકરે નીચે પ્રમાણે હદ બતાવી છે

ઉત્તરમા અબામાત,
પૂરવમા કાળીમાત,
છે દક્ષિણ દેશમા કરંત રક્ષા, કુતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ

૧ દૃષ્ટાત તરીકે મારવાડીઓ ને કોઈક કોઈક થોડુ ભણેલા ગુજરાતીઓ લખે છે કે –"કક અજ મર ગય છ" હવે એને જો સ્વર ચિહ્ન લગાડીએ તો "કાકા આજ મરી ગયા છે" એમ પણ થાય ને "દાદા અજમેર ગયા છે" એમ પણ થઈ શકે

ફારસી લખાણમા પણ આવી વિલક્ષણતા કઈક અશે જોવામા આવે છે

હિંદના ત્રણ મુખ્ય ધર્મના લોકો ગુજરાતી ભાષા વાપરે છે હિંદુ-મુસલમાન-જરથોસ્તી હિંદની બહાર ગુજરાતીનો પ્રચાર કરવામા-વાણીઆ જૈન-લુહાણા-ભાટીઆ-રજપુત-કોળી અને ભીલ-મેમણ-વહોરા-ખોજા-અને મુસલમાન તેમ જ પારસીઓ સહાયભૂત થયા છે ગુજરાતના વતનીઓ બ્રહ્મદેશ-સીલોન-દક્ષિણ અને પૂર્વ આફ્રિકા-સિયામ-મનીલા-હોંગકોંગ-શેંગહાય અને કોબી અને હમણા હમણાંના લંડન તથા પારીસમાં પણ જોવામા આવે છે, અને જો કે આવા દૂરના દેશાવરોમા તેઓ પથરાઈ ગયા છે તોપણ વેપાર ધંધામા તો તેઓ ગુજરાતી જ ભાષા વાપરે છે બ્રહ્મદેશ-ઝાંઝીબાર-લામુ અને મોમ્બાસામા તો અદાલતોમા પણ ગુજરાતી દુભાષિયા નીમવામા આવ્યા છે અને દક્ષિણ આફ્રિકામા તો વળી હાલમા ગુજરાતી અને ઇંગ્રેજી ભાષામાં એક અઠવાડિક પત્ર પણ નીકળે છે

**ગુજરાતીનો પ્રચાર**

આ ભાષા સ્હેલી છે. તે શીખતા શીખનારાને બહુ મુશ્કેલી પડતી નથી વાતચીતના કામ માટે ભાષા ટૂંકી અને સરળ છે; તેમ જ સામાજિક અને સાંસારિક વહેવારને તદ્દન જુગતી છે શબ્દ ભંડોળ જો કે મર્યાદિત છે, પરંતુ વેગવાન અને જુસ્સાદાર છે "ગહન અધ્યાત્મજ્ઞાન અને વિજ્ઞાનશાસ્ત્રના વિચારો દર્શાવવાને એ ભાષાને સંસ્કૃતમાથી પુષ્કળ સહાય લેવી પડે છે. એની સરળતા નીચેની બાબતોમા છેઃ—

**ભાષાસ્વરૂપ**

ક્રિયાપદના રૂપાખ્યાન થોડા અને ઈંગ્રેજી, સંસ્કૃત અને અરબ્બી કરતા ઓછી ગુંચવણવાળા છે તેમ જ સહાયકારી ક્રિયાપદ અને શબ્દયોગી અને ક્રિયાવિશેષણ અવ્યય પણ ઓછા છે મૂળાક્ષરો ઓછા છે અને તેમા સ્વરોચ્ચાર કરવા માટે સ્વરચિહ્ન વિના અક્ષરોની મેળવણી કરવી પડતી નથી. કેટલાક અક્ષરો ખાસ કરીને ધ-છ-ઝ-ઠ-ઢ-ણ-ત-થ-દ-ભ શુદ્ધ રીતે બોલવા

તેમ જ કંઠ્ય અને અનુનાસિક ઉચ્ચાર શુદ્ધ રીતે કરવા એ પરદેશીને જરા કઠણ લાગે છે*" સસ્કૃતમાથી નીકળેલી હિંદની બધી ભાષાઓ—બગાળી—મરાઠી—હિંદી વિગેરેની માફક ગુજરાતીનુ પણ આ એક સામાન્ય લક્ષણ છે.

ગુજરાતી મૂળાક્ષર મોટે ભાગે સસ્કૃતમાથી જ ઉતરી આવ્યા છે અથવા તો થોડા રૂપાતર સાથે સસ્કૃત જ છે, ફેરફાર એટલો જ લિપિ જોડણી ઉચ્ચાર કે સસ્કૃતમા દરેક અક્ષરને મથાળે દોરવામા આવતી લીટી ગુજરાતીમા કાઢી નાખવામા આવી છે મૂળ અને રૂપાતર થયેલા અક્ષર નીચેની યાદી પર નજર નાખવાથી જ જણાઇ આવશે

સ્વર

| સ | ગુ | સ | ગુ |
|---|---|---|---|
| अ | અ | ऊ | ઊ |
| आ | આ | ए | એ |
| इ | ઇ | ऐ | ઐ |
| ई | ઈ | ओ | ઓ |
| उ | ઉ | औ | ઔ |

વ્યજન

| સ | ગુ | સ | ગુ | સ | ગુ |
|---|---|---|---|---|---|
| क | ક | च | ચ | ट | ટ |
| ख | ખ | छ | છ | ठ | ઠ |
| ग | ગ | ज | જ | ड | ડ |
| घ | ઘ | झ | ઝ | ढ | ઢ |
| ङ | ઙ | ञ | ઞ | ण | ણ |

* મીરઝા મહમદ કાઝીમના કોષમાથી આ ઉતારો કર્યો છે (૧૮૪૬ની આવૃત્તિ)

| | | | | | |
|---|---|---|---|---|---|
| त | ત | ब | બ | श | શ |
| थ | થ | भ | ભ | ष | ષ |
| द | દ | म | મ | स | સ |
| ध | ધ | य | ય | ह | હ |
| न | ન | र | ર | ळ | ળ§ |
| प | પ | ल | લ | | |
| फ | ફ | व | વ | | |

આ અક્ષરો લખવાની રીત સ્વરસવાદિ છે એટલે કે દરેક ઉચ્ચાર માટે જુદો જુદો અક્ષર છે†

---

§ વેદ સિવાય સસ્કૃતમા "ळ" છે જ નહિ, ફક્ત "ल" જ છે ઘણુ ખરૂ સસ્કૃતમા જ્યા ल વપરાય છે ત્યા ગુજરાતીમા ळ વાપરવામા આવે છે જેમકે સસ્કૃત **कमल** નુ ગુજરાતીમા "કમળ" થયુ છે

† ગુજરાતી ભાષામા કેટલાક અક્ષરોનો ખરો ઉચ્ચાર કરવાને પરદેશીઓને શી શી મુશ્કેલીઓ પડે છે તે અહીં બતાવવી જોઇએ એકના એક જ શબ્દનો ટૂકો અને લાબો એમ જુદો જુદો ઉચ્ચાર કરવાથી જુદો જુદો અર્થ થતો હોય તો તેનો ભેદ બતાવવાને ગુજરાતીમા કાંઈ પણ ચિહ્ન નથી દષ્ટાત તરીકે ગોળ (વર્તુલ) અને ગોળ (શેરડીના રસમાથી બનાવેલો મીઠો પદાર્થ) તેમ જ કેટલાક શબ્દ બોલતી વખતે તેમા "હકાર" નો ભાસ થાય છે પણ લખાણમા તેને માટે કાંઈ પણ યોજના નથી જેમકે "મારા" નો "મ્હારા" જેવો ઉચ્ચાર થાય છે પણ "હ" લખાતો નથી શબ્દોની જોડણીની રીતમા પણ ખામી છે, અને તેને માટે સર્વમાન્ય નિયમો નથી શબ્દોના શુદ્ધ ઉચ્ચાર સાથે આ બાબતોને ઘણો સબધ હોવાથી ગુજરાતી વિદ્વાનો એ વિષય ઉપર ધ્યાનપૂર્વક વિચાર ચલાવે છે એ વિષય પર ઘણુ મથન થયુ છે પણ હજુ સુધી કાંઈ ચોક્કસ નિર્ણય થયો નથી સાહિત્યપરિષદે એક કમિટી નીમી હતી, તેનો રિપોર્ટ તૈયાર છે, તેમા આ વિષયને અંગે કાંઈક માર્ગદર્શક નિયમો ઘડવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે

**લખવાની રીત**

સંસ્કૃતથી છૂટા પડયા પછી અક્ષરો લખવાની રીતમા બે જુદે જુદે વખતે ફેરફાર થયો છે પહેલી રીત "બાલબોધ" અથવા "દેવનાગરી" છે એમા સંસ્કૃતની માફક જ દરેક અક્ષરનુ જુદુ જુદુ માથુ દોરવામા આવતું, ત્યાર પછી દરેક અક્ષર લખીને દરેક ઉપર માથુ દોરવાની ખટપટ દૂર કરવા માટે પાટી, ચોપડી અથવા કાગળ ઉપર સળંગ લીટી દોરીને તેની નીચે (મરાઠી ભાષા મોડી લિપિમા લખાય છે તેમ) અક્ષરો લખવા માડયા છેલ્લામા છેલ્લી રીત જે હમણા ચાલુ છે તેમા લીટી દોર્યા સિવાય અક્ષરો લખાય છે

દેવનાગરી — **हुं घेर जाउं छुं.**
રૂપાતર પામેલી– હું ઘેર જાઉ છુ
અર્વાચીન — હુ ઘેર જાઉ છુ.

લખવાની શુદ્ધ રીત પ્રમાણે તો દરેક શબ્દ બીજા શબ્દથી સ્હેજ છૂટો પાડીને લખવો જોઇએ પણ આ રીત ઘણુંખરી સાક્ષર વર્ગમા જ પ્રચલિત છે. વેપારીઓ અને સાધારણ કેળવણી પામેલો વર્ગ આ નિયમ પાળતો નથી, તેમ સળંગ લીટી દોરીને લખવાની રીત પણ એમણે છેક છોડી દીધી નથી, બાળકોને તો એ જ રીતે અક્ષરો શરૂ કરાવે છે, કારણ એથી હાથ ઠરવા સાથે સીધી લીટીએ લખવાની ટેવ પડે છે વેપારી નામામા તથા પત્ર વહેવારમા તો હજી આ રીત જ ચાલુ છે

**ભાષાની ઉત્પત્તિ**

સંસ્કૃતના બે વિભાગ છે મહા સંસ્કૃત અથવા વેદની ભાષા અને લૌકિક તેમાની લૌકિક અથવા પૌરાણિકમાથી ગુજરાતીનો જન્મ થયો છે. "ગૌતમ બુદ્ધે જનસમૂહમા પ્રચલિત ભાષાદ્વારા જ ઉપદેશ દેવાનું યોગ્ય ધાર્યું તેથી તેની પ્રગતિને અંગે તથા મગધ રાજ્યની ઉન્નતિને લીધે ઉત્તર હિંદમાં પાલી લોકભાષા થઈ" (ઇ. સ પૂ. ૫૦૦) ખ્રિસ્તી સન પછીના શતકોમા

ધીમે ધીમે પાલીનુ સ્થાન પ્રાકૃત ભાષાઓએ લીધુ. કાલીદાસના નાટકોમા નાયિકાઓ પ્રાકૃત ભાષા વાપરે છે દુષ્યતના સસ્કૃતમા બોલાયલા પ્રણય વચનોનો પ્રત્યુત્તર શકુતલા પ્રાકૃતમાં આપે છે. વિક્રમની સભાના નવ રત્નમાના વરરુચિએ વૈયાકરણિ તરીકે સૌથી પ્રથમ–પ્રાકૃતને પોતાના વ્યાકરણમા સ્થાન આપ્યુ છે. વળી પ્રાકૃતના*–લોકભાષાના–એ ચાર વિભાગ પાડે છે મહારાષ્ટ્રી–શૌરસેની–પૈશાચી–માગધી

સાહિત્યમા પ્રાકૃતની ગણુના થયાનો સમય આ રીતે ઇ. સ ૫૦૦નો નક્કી થઈ શકે. અર્વાચીન હિંદમા બોલાતી જુદી જુદી ભાષાઓ એ પ્રાકૃત ભાષાઓના રૂપાંતર છે.[1] કેટલાક કહે છે કે ગુજરાતી શૌરસેની દ્વારા આવી છે એ શૌરસેની મથુરાની આસપાસ પ્રચલિત હતી. ત્યાથી પશ્ચિમમા–સિંધુના પ્રદેશમા આવી ત્યાંથી મારવાડમા થઈને ગુજરાતમા આવી આ રીતે એનુ પ જાબી સિંધી અને મારવાડી ભાષા સાથે સામ્ય છે બીજાઓ એમ ધારે છે કે મહારાષ્ટ્રી સાથે એને ગાઢ સબધ છે. ગમે તેમ હોય પણુ એટલું તો તો નિશ્ચિત છે કે હમણાની પ્રચલિત ભાષાને મળતું જુનામા જુનુ ગુજરાતીનુ સ્વરૂપ "અપભ્ર શ"નુ જડી આવે છે

વરરુચિએ જો કે આ ભાષાના સંબધમા કાંઈ ઉલ્લેખ કર્યો નથી પણુ ચ દ્રકૃત "પ્રાકૃત લક્ષણુ"મા એના નિયમો વિષે કાંઇક લેખ છે ડા હર્નલ જેણે આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે તે લખે છે કે બિહાર, બ ગાળા, ઓરીસા

---

* પ્રો એ મેકડોનલ 'સ સ્કૃત સાહિત્યના ઇતિહાસ'મા લખે છે કે –

આપણા સનેની શરૂઆતથી ઇ સ ૧૦૦૦ સુધીની મ-યકાલીન પ્રાકૃત સમસ્ત રૂપની રહેલી છે, તેના ચાર ભાગ પાડી શકાય પશ્ચિમમા સિ ધુની ખીણુના પ્રદેશમા અપભ્ર શ અને મથુરાની આસપાસના પ્રદેશ–દોઆબ–મા શૌરસેની એ શૌરસેનીના ચાર વિભાગ છે ગૌરજરી ( ગુજરાતી )–અવ તિ-પશ્ચિમ રજપુતાની–મહારાષ્ટ્રી (પૂર્વ રજપુતાની)

૧ સ્વ રમેશચ દ્ર દત્તનુ "બ ગાળી સાહિત્ય"

ઓઢીઆ અને મધ્ય હિંદના ઇશાન ભાગમાં માગધી પ્રચલિત હતી. વાયવ્ય પ્રાંત, પશ્ચિમ હિંદ અને દક્ષિણ હિંદના કેટલાક ભાગમાં સામાન્ય પ્રાકૃત (મહારાષ્ટ્રી) ચાલુ હતી સિંધુના પૂર્વ તટના પ્રદેશમા અપભ્રંશ બોલાતી હતી પરતુ ગીરનારના લેખ ઉપરથી તેમ જ પ્રાચીન ગુર્જર લેખકોએ વાપરેલા કેટલાક શબ્દોના રૂપ ઉપરથી ત્યા કોઈક કાળે મહારાષ્ટ્રી તેમ જ શૌરસેની બોલાતી હશે એમ લાગે છે સિદ્ધરાજના સમયના પ્રખ્યાત જૈન આચાર્ય હેમચંદ્રજીએ પોતાના વ્યાકરણમા ભાષાનુ અપભ્રંશ સ્વરૂપ વર્ણવ્યુ છે પણ તે સમયે એ ગુજરાતમા પ્રચલિત હતી કે કેમ યા તો તે કયા પ્રદેશમા બોલાતી હતી તે વિષે કોઈપણ ઉલ્લેખ કર્યો નથી પરતુ અપભ્રંશના પુષ્કળ દષ્ટાંતો એમણે આપ્યા છે, તે ઉપરથી એમ ધારી શકાય કે તે સમયમા એ ભાષા પ્રચલિત હશે ખરી આ વ્યાકરણ સ ૧૧૬૮ (ઇ' સ ૧૧૧૨) મા રચાયુ હતું તેથી તે પહેલા પણ એ ભાષા વપરાતી હોવી જોઇએ એવુ અનુમાન થાય છે બહુ ઉંડા ન ઉતરતા ગુજરાતના પ્રખ્યાત ભાષાશાસ્ત્રી રા રા કે હ ધ્રુવે કરેલો નિર્ણય માન્ય રાખીએ તો આ ભાષાનો ઇતિહાસ ત્રણ જુદા જુદા યુગમા વહેંચી શકાય.

ત્રણ યુગ

૧ ઇસવી સનના દશમા અગીઆરમા શતકથી ચૌદમા શતક સુધીનો પહેલો યુગ, આ યુગની ભાષાને અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતીનો સમય કહીએ

૨ પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો બીજો આને મધ્યકાલિન ગણીએ

૩ સત્તરમા શતક પછીનો અર્વાચીન ગુજરાતીનો સમય.

આ રીતે નિર્વિવાદ કહી શકાય કે જુની ગુજરાતી અથવા અપભ્રંશની "સાહિત્યમા ગણના" થયાનો સમય દશમા શતકથી લેખી શકાય, અને આપણી તરફ તો પ્રાકૃતનુ છેલ્લામાં છેલ્લુ રૂપાતર એ જ હતું

કેટલાક શબ્દો.

સંસ્કૃતમાથી આવેલા નહીં પણ સસ્કૃત જોડે આપણો દેશ પ્રસંગમા આવ્યો તે પહેલા વપરાતા શબ્દોને દેશ્ય કહે છે નીચે જણાવેલા શબ્દો દેશી અથવા દેશ્ય છે "દેશી નામમાળા"મા હેમચદ્રાચાર્યે આવા શબ્દોની એક મોટી યાદી આપી છે–દેશ્ય–ઢેકુણ, પ્રાકૃત મક્કુણ–સ મત્કુણ, ગુ માકણ, માકડ, બોલવુ એ દેશ્ય "બોલ" ઉપરથી નીકળેલો છે રોકું, ઝાખરુ, દાથરી, ખોળીઉં, ખાબકુ, ડોબરૂ, બાચકો એ તદ્દન દેશ્ય શબ્દો છે નીચેના શબ્દો પ્રાકૃતમા રૂપાંતર થયા સિવાય એમના એમ ગુજરાતીમા સંસ્કૃત ઉપરથી આવ્યા છેઃ–

| | | | |
|---|---|---|---|
| ગુ | વિજોગ | સ | वियोग. |
| ગુ | ધીરજ | સ | धैर्य. |
| ગુ | કરમ | સં | कर्म. |

ઘણાખરા શબ્દો પ્રાકૃતમા થઇને ગુજરાતીમા આવ્યા છે –

| ગુ | પ્રા | સં |
|---|---|---|
| હઈડું | હિઅઅ(ડ) | हृदयम् |
| સુડો | સુઅડો | शुकः |
| ઘેલો | ગહિઅ (લો), ગહેલો | गृहीतः |
| આપ | અપ્પા | आत्मा |
| ઘઉં | ગોહૂમો | गोधूमः |
| મેલુ | મઇલ | मलिनम् |

ઘણા સસ્કૃત શબ્દો મૂળ સસ્કૃત રૂપમા જ ગુજરાતીમા વપરાય છેઃ–
ભય, પૂર્વ, પશ્ચિમ.

વચલા રૂપાતર છોડી દઇને મૂળ સસ્કૃત રૂપમા જ શબ્દો વાપરવાનુ વલણ

હાલમા ચાલુ થયુ છે આપણા સમયના લેખક "અરથ" અથવા "રાજ" લખવાને બદલે "અર્થ" અને "રાજ્ય" લખવાનુ વધારે પસદ કરેછે

પોર્ટુગીઝ શબ્દ "મોસંબી," ફ્રેંચ શબ્દ "પલટણ" જેમ ભાષામાં દાખલ થઇ ગયા છે તેમ ઘણા મરાઠી, ફારસી અને અરબ્બી શબ્દો પણ ભાષામા ભેળાઇ ગયા છે તેનુ કારણ એટલુ જ છે કે ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન રાજસત્તા નીચે દેશને રહેવુ પડેલુ અને તે ભાષા વાપરતી પ્રજાના ગાઢ સમાગમમા આવવુ પડેલુ તેને લીધે તેમના કેટલાક શબ્દો કુદરતી રીતે રૂઢ થઈ ગયા ઘણા ઇંગ્રેજી શબ્દો પણ આ રીતે દાખલ થઈ ગયા છે

**ગુજરાતમાં સાહિત્યની પ્રાચીન સ્થિતિ**

અપભ્રશ સાહિત્યના દષ્ટાતો આપતા અગાઉ ગુજરાતના ઇતિહાસનુ તથા અર્વાચીન સ્થિતિ પ્રાપ્ત થયા પહેલા ગુજરાતી સાહિત્ય કેવુ હતું તેનુ દિગ્દર્શન કરવાની જરૂર છે, જેથી અર્વાચીન સ્થિતિ પ્રાપ્ત થવામા એ કેટલાં સાધનભૂત થયા છે તે જાણી શકાય. ઈ સ ૭૪૬થી ૧૨૯૮ સુધી ગુજરાતમા રજપુત રાજ્ય હતુ અને એ સમયમા બ્રાહ્મણોએ તથા જૈનોએ ઘણા સસ્કૃત પુસ્તકો લખ્યા છે * પરતુ દશમા શતકમાં અપભ્રશ પ્રચલિત થઇ અને રજપુત રાજાઓના યશોગાન ભાટ ચારણોએ રાસાદ્વારા ગાવા માંડયા આ ભાષામા મારવાડી–

---

* પારસીભાઇઓ જાણીને વિસ્મિત થશે કે ગુજરાતી સાહિત્યને ખીલવવામા તેઓ પ્રાચીન સમયથી જ ભાગ લેતા આવ્યા છે તેઓના ધર્મપુસ્તકોનુ ભાષાતર પહેલવીમાથી સ સ્કૃતમા અને સ સ્કૃતમાથી ગુજરાતીમા થયુ છે "અર્દાવરાફનામુ" પહેલવીમાથી સ સ્કૃતમા આવ્યુ ને સ સ્કૃતમાથી તેનુ ગુજરાતીમા ભાષાતર થયુ છે તેની એક હસ્તલિખિત પ્રત બહેરામ લખમીધરે (હિદુ નામ સાથેનુ સામ્ય લક્ષમા લેવા યોગ્ય છે) સ ૧૫૦૭ (ઇ સ ૧૪૫૧)મા તૈયાર કરી હતી "મિનોઈ ખિરદ" નુ પણ એ જ પ્રમાણે થયુ છે સ ૧૬૧૩ (ઇ સ ૧૫૫૬)

વ્રજ અને અન્ય ભાષાઓનું મિશ્રણ હતુ, અને બ્રાહ્મણો તથા જૈન આચાર્યો જેઓ પોતાના ગ્રંથો સંસ્કૃતમા જ રચતા–તેમની ભાવાને બદલે જનસમૂહમા પ્રચલિત ભાષા વાપરીને આ રાજ કવિઓએ ગુજરાતી ભાષાના જન્મના દુદુભિ વગાડયા. બૌદ્ધ અને જૈન સાધુઓ આ જ પ્રમાણે પાલી અને માગધી ખેડાયલી ભાષા તરીકે વાપરતા. પ્રાકૃત વાપરવી એ બ્રાહ્મણો હલકુ ગણતા. તેમનો પ્રાકૃત પ્રતિનો એ તિરસ્કાર લાબે સમયે નિર્મૂળ થયો અને તેમ થવાનાં કારણ પણ રાજકીય હતા, છતા પણ તે કાળમા પ્રાકૃત ભાષાઓમા વ્રજ અને હિદી અગ્રસ્થાને હતી અને ઉપર જણાવ્યા પ્રમાણે દશમા શતક પછી જ અપભ્રશ અથવા પ્રાચીન ગુજરાતીને એ ખેડાયલી ભાષાઓ સાથે સ્થાન મળ્યુ

**મુસલમાની રાજ્યના આરભમાં સાહિત્યની સ્થિતિ**

રજપુતો પછીના મુસલમાનોના સમયમા એટલે ઇ સ. ૧૨૯૮ થી ૧૪ ૦ સુધીમા, કે જે સમયે અણહિલવાડ, ખભાત, સોમનાથ, જુનાગઢ, ગોડળ ને ઇડર મુસલમાનોએ સર કરી અમદાવાદ વસાવ્યુ (ઈ. સ ૧૪૧૨), તે સમયે પણ, મોટે ભાગે સસ્કૃત અને થોડી ઘણી જ પ્રાકૃત સાહિત્યપરત્વે વપરાતી તે સમયનુ લગભગ બધુ સાહિત્ય ધર્મ સબધે જ હતું. અને એકુ જૈનેતર લેખક સિવાય જૈન સાધુઓએ જ સાહિત્ય જીવન ટકાવી રાખ્યુ હતું બ્રાહ્મણ અને ઇતર વર્ગોએ તે વખતે કાઇ જ લખ્યુ નથી રજપુત રાજ્યના અસ્ત સાથે રજપુતોની કીર્તિનો સૂર્ય પણ અસ્ત પામ્યો હતો ચારેતરફ ફેલાયલા આ તિમિરમાં પણ સાહિત્યજીવનનો પ્રકાશ આ સાધુઓ ટકાવી શક્યા તેનુ કારણ સદ્ગત રા. ગોવર્ધનરામ ત્રિપાઠી એવુ આપે છે કે અણહિલવાડની પડતી થઇ ત્યારથી મુસલમાનોના આક્રમણોને અગે લોકોના જાનમાલની સલામતી રહી નહીં તેથી બ્રાહ્મણ, વાણીઆ અને બીજા સમૃદ્ધિવાન વર્ગો–જેઓ જ

સાહિત્ય વિષયમા કાઇ ભાગ લઇ શકે એમ હતું, તેઓ–નિર્ભય સ્થાન શોધી કાઢી ત્યા ફરી ઠામ થવાની ચિંતામા પડ્યા આથી તેઓ ભ્રમણે ચઢ્યા અને ઉત્તર હિંદમા ઠેઠ બનારસ અને મથુરા સુધી જઇને વસ્યા આવી સ્થિતિમાં લેખન–વાચન કે અભ્યાસ પર લક્ષ ન રખાય એ સ્વાભાવિક હતું જૈન સાધુઓની સ્થિતિ આથી ઉલટી જ હતી તેઓ પોતાના ગચ્છના આશ્રયમા સ્વસ્થ રહી શકતા, તેથી સાહિત્ય અને ધર્મ વિષયોનો અભ્યાસ સ્વેચ્છાપૂર્વક કરી શકતા. "જૈન ગ્રંથકારોની ભાષા તેમના અસંગ જીવનના બળે શુદ્ધ અને સરળરૂપે, તેમના સાહિત્યમા સ્ફુરે છે, ત્યારે આખા દેશના પ્રાચીન ભીલ આદિ અનાર્ય જાતિઓ, અને ગજકર્ત્તા મુસલમાન વર્ગ એ ઉભયના સંસર્ગથી, બ્રાહ્મણ, વાણીઆઓની નવી ભાષા કેવી રીતે જુદુ ધાવણ ધાવી, બંધાઇ, એ પણ તેમના (બ્રાહ્મણાદિ સંસારીઓના) આ ભ્રમણના ઇતિહાસથી સમજાશે"

આ સંયોગોમા સંસ્કૃત અને બીજી ખેડાયલી ભાષાઓની સત્તા ઓછી થવા માંડી અને તેને સ્થાને દેશી, (સામાન્ય વર્ગમા પ્રચલિત) પ્રાકૃત–હિંદી આદિ અન્ય ભાષાઓના મિશ્રણથી ઉદ્ભવેલી એક નવીન ભાષાનો જન્મ થયો અને તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામી એ વાત આપણું લક્ષ ખેંચે છે

**અપ્રસિદ્ધ વિશાળ જૈન સાહિત્ય**

દેશમાં અનેક સ્થળે ભંડારોમા અગણિત–અપ્રસિદ્ધ જૈન પુસ્તકો એમના એમ પડી રહ્યા છે. એ પુસ્તકો પાટણ, ખંભાત અને જેસલમીરના ભંડારોમા–અપાસરાઓના પુસ્તકાલયોમા–તેમ જ અન્ય ગૃહસ્થો પાસે સંગૃહેલાં છે મુસલમાની રાજ્યના બીનસલામતીવાળા સમયમાં આ પુસ્તકો આવી રીતે ગુપ્ત રાખવામાં આવ્યાં હતાં અને હજી પણ એ પુસ્તકોને પવિત્ર ગણીને પ્રસિદ્ધમા મૂકવા નહીં એવો વિચાર ધરાવનારા ઘણા મળી આવે છે. ઇ. સ ૧૯૧૦ મા મુંબાઇની જૈન શ્વેતાંબર કોન્ફરન્સ

તરફથી પ્રસિદ્ધ થયલી "જૈન ગ્રંથાવલી" ઉપરથી આ ગુપ્ત રહેલા સાહિત્યની વિવિધતા તથા વિશાળતા જણાઇ આવે છે જૈન સાધુ શીલગુણસૂરિએ વનરાજને આશ્રય આપેલો હોવાથી તેના સમયથી જ જૈનો પ્રબળ થયા હતા અને કુમારપાળના રાજ્યમાં તો બ્રાહ્મણો ઉપર સરસાઇ મેળવીને તેઓ ઉન્નતિને શિખરે પહોચ્યા હતા. તેમના લેખો મોટે ભાગે આ કાળમા જ લખાયા હતા અને ગુજરાતી સાહિત્યના પાણિનિ–હેમચદ્રાચાર્ય–પણ એ જ સમયમા થઈ ગયા, પરતુ બ્રાહ્મણોએ જૈનોને મ્હાત કરીને પોતાની સત્તા પાછી જમાવી એટલુ જ નહીં પણ લોકોમા જૈનોની સામે તિરસ્કારની વૃત્તિ એટલી તો તીવ્ર બનાવી દીધી કે એ તિરસ્કાર "**हस्तिना ताड्यमानोऽपि न विशेत् जिनमन्दिरम्**–એ કહેવતના રૂપમા ફેરવાઈ ગયો.



## પ્રકરણ ૨ જું.



## પ્રાચીન જૈન સાહિત્ય અને ભાષા સ્વરૂપ.



**પ્રાચીન જૈન ગ્રંથો અને રાસાઓ**

"રાસા" એક વિલક્ષણ પ્રકારની કાવ્ય રચના છે અને તે જૈન સાધુઓએ જનસમૂહને ધર્મ અને નીતિને માર્ગે દોરવવા રચેલા હોવાથી તેની ભાષા સામાન્ય વર્ગ પણ સમજી શકે એવી રાખી છે રા મનસુખલાલ કીરતચંદ મહેતા નામના જૈન વિદ્વાને ત્રણસેથી ચારસેં રાસાની એક ઉપયોગી યાદી પ્રસિદ્ધ કરી છે એ સર્વે ચૌદમા શતકથી બલ્કે તેથી પણ અગાઉના સમયથી* અઢારમા શતક સુધીમા લખાયા છે (ઇ સ ૧૩૪૪થી ૧૭૪૪) આ રાસાઓ અપરોક્ષ રીતે ગુજરાતના સાહિત્યના રાજકીય અને સાસારિક ઇતિહાસપર ઘણો પ્રકાશ પાડે છે

જયનદ સૂરિનો "ક્ષેમ પ્રકાશ" તથા ગુણ રત્નસૂરિનો "ભરત બાહુબળી" સ. ૧૪૧૦, વિજયભદ્રના "હસરાજ વછરાજ" અને "શીળ-

---

* સ ૧૩૨૭ નો "સપ્તક્ષેત્રી રાસ" અને રત્નસિહસૂરીની "ઉપદેશમાળા" જે સ ૧૩૪૭મા લખાયલી છે તે ચૌદમા શતક પહેલાના લખાયલા ગ્રથના દ્રષ્ટાત તરીકે ગણી શકાય, નીચેની બે પક્તિપરથી એ ગ્રંથોની ભાષાનુ સ્વરૂપ દેખાય છે –

વિજય નરિદ જિણિદ, વીરહથ્થી હિ વય લેવીણુ,
ધમ્મદાસ ગણિનામિ ગમિ, નયરિહિ વિહરઈ પુણુ

વીર જીનેદ્રે વિજય નામના રાજાને દિક્ષા આપી હતી અને ત્યારપછી તે ધરમદાસ ગણિ નામથી કહેવાવા લાગ્યો

શ્રી જૈન શ્વેતાબર કોન્ફરન્સ હેરલ્ડ જા ફે ૧૯૧૩ પૃ ૩૩

રાસ" સં. ૧૪૧૧, ઉદયવત વિજયભદ્રસૂરિનો "ગૌતમસ્વામી" અથવા "રાસા" અને હરસેવકનો "મદનરેખા (મયણરેહા)" સ. ૧૪૧૩, આ ઘણા પ્રાચીન રાસાઓ છે

આપણા પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી સ્વ વ્રજલાલ કાલીદાસે લખેલા ગુજરાતી ભાષાના નિબંધમાથી નીચેના થોડાક અપભ્રંશના

**અપભ્રંશ કાવ્યના દૃષ્ટાંત.** દૃષ્ટાત આપ્યા છે, જે એ ભાષાના અભ્યાસીઓ સામાન્યતઃ ટાંકી બતાવે છે:—

"કાતી કરવત કાપતાં, વહિલઉ આવઈ છેહ ।
"નારી વિંધ્યા ટલવલઈ, જાઉવહ તા દેહ ॥

કટાર કે કરવતથી ઘવાયલાનો છેડો વહેલો આવે છે પણ નારીથી વિંધાયલા તો જ્યા સુધી જીવે છે ત્યા સુધી ટળવળ્યા કરે છે

"આગિ દાધા પાલવઇ, છિધા વાધઈ વૃક્ષ ।
"નારિ હુતાશનિ જાલિયા, છાર ઉડઉચિયા લક્ષ ॥

આગે દાઝેલા વૃક્ષ ફરી પલ્લવિત થાય, કાપેલા વૃક્ષ ફરી વધે પણ નારીરૂપી હુતાશનીએ બાળેલા લાખો માણુસ રાખની માફક ઉડી જાય છે

"અહ્રોતરસુ બુદ્ધડી, રાવણુતણુઈ કપાલિ ।
"એકૂ બુદ્ધિ ન સાપડી, લકા ભજણુ કાલિ ॥

રાવણુને કપાલે ઇહ્રોતેરસે બુદ્ધિ લખી હતી પણ લકા ભાંગ્યા કાળે એકપણુ બુદ્ધિ એને કામ આવી નહીં

ઇ સ ૧૩૦૫મા મેરૂતુંગે લખેલા "રુજરાજપ્રબધ" માંથી આ દૃષ્ટાત ટાકયા છે સં ૧૪૧૨ (ઇ સ ૧૩૫૬)મા લખાયલા ગૌતમ

રાસામા વત્થુ* (વસ્તુ) છદ તથા ભાષા છદ નામે બે છદ માલમ પડે છે જૈન વિદ્વાન રા રા મનસુખલાલ રવજીભાઇ ધારે છે કે, વસ્તુછદ ચૌદમા શતક અગાઉ અન્ય કોઈ લેખકને હાથે લખાયલો હોવો જોઇએ, અને પાછળથી તે આ રાસામાં દાખલ કરવામા આવ્યો હોવો જોઇએઃ—

વસ્તુ છદ

"ઇણુ અનુક્રમે ઇણુ અનુક્રમે નાણુસપન્ન,
"પન્નરહસય પરવરિય હરિય દિય દુજ્જણુનાહ વ દે,
"જાણુવિ જગગુરૂ વયણુ તિહ નાણુ અપાણુ નિંદે,
"ચરમ જીણેસર ઇમ ભણે, ગોમય મ કરિસ ખેઉ,
"છેહ જાઇ આપણુ સહી, હોસુ તુલા બેઉ

એજ રાસામાનો ભાષા છદ.—

"જિમ સુરતરૂવર સોહે શાખા,
"જિમ ઉત્તમ મુખ મધુરી ભાષા,
"જિમ વનકેતકી મહમહે એ,
"જિમ ભૂમિપતિ ભુયબલ ચમકે,
"જિમ જિનમ દિર ઘ ટા રણુકે,
"તિમ ગોયમ લબ્ધે ગહગહે એ [1]

અતમા ગ્ર થકાર લખે છે કે —

"ચઉદહસય બારોત્તર વરસે,

---

* વત્થુ (વસ્તુ) એટલે સાર ગ્ર થના અમુક ભાગનો સાર પ્રસ્તાવના રૂપે એમા વર્ણવવામા આવે છે આ સાર પ્રાકૃત ભાષામા છે પણુ છદ અથવા ખરેખરી કૃતિ તો તે સમયની પ્રચલિત ગુજરાતી ભાષામા છે

[1] રા ચ દ્ર જૈન કાવ્યમાળા, પ્રથમ ગુચ્છક, પૃ ૨૮

" ગોયમ ગણુહર કેવળ દિવસે,
" કિઉં કવિત ઉપગાર કરો,
" આદિહિ મંગળ એહ પભણિજે,
" પરવ મહોચ્છવ પહિલો લીજે,
" રૃદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો,§

---

§ આ રાસામાં રસ લેનાઓને નીચેનું અવતરણ આનંદરૂપ થઈ પડશે નૈસર્ગિક દૃશ્યનું સુંદર વર્ણન એમાં આબેહૂબ ચિતર્યું છે

" જિમ સહકારે કોયલ ટહુકે,
" જિમ કુસુમ વને પરિમલ મહકે,
" જિમ ચંદન સુગંધનિધિ,
" જિમ ગંગાજલ લહરે લહેકે,
" જિમ કયણાચલ તેજે ઝલકે,
" તિમ ગોયમ સૌભાગ્યનિધિ,
" જિમ માનસરોવર નિવસે હંસા,
" જિમ સુરવરસિરિ કયણે વતંસા,
" જિમ મહુયર રાજીવની,
" જિમ રયણાયર રયણે વિલસે,
" જિમ અંબર તારાગણ વિકસે,
" તિમ ગોયમ ગુણ કેલિવની,
" પુનિમનિશિ જિમ સસિયર સોહે,
" સુરતરૂ મહિમા જિમ જગ મોહે,
" પુરવ દિસિ જિમ સહસકરૂ.
" પંચાયણ જિમ ગિરિવર રાજે,
" નરવર ઘર જિમ મયગલ ગાજે,
" તિમ જિનશાસન મુનિપવરૂ.

સ ૧૪૧૩ મા હરમુનિ (હરસેવકે) એ "મયણરેહા" લખ્યો છે —

" ગામ કુકડીયે કર્યો ચોમાસો
" સવત્ ચૌદા તેરોમાયે,
" કથા કારણ આ રાસ જ કીધો,
" હરસેવક ચિત્ત લાયે,
" સાધો રે તમે મુળ સાભળજ્યો
" ચરિત મયણ રેહારો,
" તિણ ઉપરી કાંઇ અધિકા ઊછો,
" મિચ્છા દુક્કડ મારો"

સ ૧૪૫૦ (ઈ સ ૧૩૯૪) મા મુગ્ધાવબોધ ઔક્તિક નામે ગ્રથ-એક જૈન વિદ્વાને સસ્કૃત વ્યાકરણના નિયમો ગુજરાતીમા સમજાવવા લખ્યો છે તેની ભાષા છેક અપભ્રશ નથી તેમ જ છેક અર્વાચીન ગુજરાતી પણ નથી "જેહ તઉ હું તઉ થઉ થકઉ ઇત્યાદિ બોલિ વઈજેહે વસ્તુ નઇ પરિત્યાગ-સૂચાઈ અપાદાન" એ જ વર્ષમા શ્રી સોમસુદરજીએ "આરાધના-રાસ" લખ્યો છે.

પ્રાચીન ગુજરાતી ગદ્યનાં દૃષ્ટાંત

આશરે સ ૧૪૫૫ (ઇ સ ૧૩૯૯) મા શ્રીમુનિ સુદરસૂરિએ ગદ્ય તથા પદ્યમા "શાંત રાસ" લખ્યો છે એ પછીના સૈકામા જૈન સાધુઓએ ઘણા સૂત્રોના ગુજરાતી ભાષાતર કર્યા છે સ ૧૫૨૯ (ઇ સ ૧૪૬૩)મા લખાયલા ગદ્યનો નમૂનો "નર્મકોષ"ની પ્રસ્તાવનામાથી નીચે ટાક્યો છેઃ—

"પાડલીપુર નગર તિહા નદનઉ શત્રુ ચદ્રગુપ્ત રાજા તેહનઉ પ્રધાન ચાણિક્ય પ્રતિબિમ્બથકઉ રાજ્ય ભોગવઈ, પર ભડારિ દ્રવ્ય નહિ તેહ ભણી, દેવતા આરાધી પાસા પામી સ્વર્ણથાલ ભરી જુવટઇ બઇઠું; જે કે, મઝનઇ જીપઇ તે થાલ સૌનૈઈએ ભરિઉ લિઉ અનઈ તુમ્હેતુ એક દીનાર દિઉ

એમ દેવતાદત્ત પાસે ટરી જીપવા લાગઉ કિવા હ૨ઇ કોઈ દેવતાદત્ત પાસે હું તે જીપઇ પણિ માનવજન્મ હારવિઉ દોહિલઉ પામઈ '*

**આ સમયે લખાયલાં પુસ્તકોનું સ્વરૂપ.**

હમણા હમણા ગુજરાતી જૈનોએ પોતાના સાહિત્યનો અભ્યાસ કરવા માડેલો હોવાથી અને પોતાની પાસની હસ્તલિખિત પ્રતો તેઓ પ્રકાશમા આણતા જતા હોવાથી કેટલા-એક એવા સાધનો હવે આપણા હાથમા આવ્યા છે કે જેનાવડે ઉપરના જેવા આ સમયમા લખાયલા ગદ્ય તેમ જ પદ્યના ઘણા દાખલા આપી શકાય, પણ તેમા આપણને વિશેષ ઉપ-યોગી થઇ પડે એવુ કાંઈ નથી, તે વડે તો માત્ર એટલુ જ સાબિત થઇ શકે કે તે વખતે જુની ગુજરાતીનુ પુષ્કળ સાહિત્ય હસ્તિમા હતુ અને તે પણ વગર ખેડાયલુ નહિ અથવા તો ઉગતા સાહિત્યને શરૂઆતમા જે જે મુશ્કે-લીઓમાથી પસાર થવુ પડે છે તે તે મુશ્કેલીઓવાળુ નહીં, પરતુ એવે દરજ્જે પહોચેલુ કે, જે તે સમયનો વિચાર કરતા જો કે તદ્દન સંપૂર્ણ તો નહીં પણ સપૂર્ણતાની સાન્નિધ્યમા પહોચેલી સગીનતાવાળુ કહી શકાય. એ લેખકોએ ધર્મ–જીવનચરિત્ર–લોકપ્રિય વાર્ત્તા–કર્મકાડ–વૈદકાદિ વિવિધ વિષયો

---

* ઈ સ ૧૪૦૦ થી ૧૪૮૧ સુધીમા આચા-વિચાર (કર્મકાડ) સબધી, વૈદક સબધી તથા જવાહીર સબધી લખાયલા ગ્રથોમાથી શાસ્ત્રી વ્રજલાલ કાલીદાસે પ્રાચીન ગુજરાતી ગદ્યના દૃષ્ટાત આપ્યા છે અત્રે તેમાથી થોડાક જ લીધા છે કારણ કે ઉપર દર્શાવેલા વધુ આધુનિક દૃષ્ટાંતોમા ને આમા કાઈ ખાસ ભેદ દેખાતો નથી

"લઘુ બાલક દત વિના મરઈ ।તહનુ સૂતક દીન ૧ ।

"ક્ષોર કર્મ કરીઉ હુઈ ।તહનુ સૂતક દિન ૩ ।

"કરજ મૂલ ગાઈ તણુંઇ મૂત્રસુ પી જઈ હરસ જાઈ ।

"છાસ સુઉ પાકઉ બીલુ પીજઈ હરસ જાઇ ।

"મોતિનુ પહિલઉ આગર સિધલ દ્વિપ જાણિવઉ બિજઈ આગર આરબ ।દેશ જાણિવઉ । ત્રીજઈ આગર પારસીક ।દેશ જાણિવઉ । ચઉથઉ આગર બાબર (स बर्बर) ।દેશ જાણિવઉ

ઘણા કૌશલ્યથી ચર્ચ્યાં છે તેથી નરસિંહ મહેતાના (ઇ સ ૧૪૧૫-૧૪૮૧) સમયથીજ ગુજરાતી સાહિત્યની ઉત્પત્તિ થઈ અને તેથી તેનેજ ગુજરાતી સાહિત્યના પિતા લેખવામા આવે છે એવો સામાન્ય લોકમત ખોટો પડે છે ને આપણા સાહિત્યની ઉત્પત્તિનો સમય હવે આપણે તેનાથી થોડાક શતક અગાઉનો લેવો જોઇએ

આ વિષયની શાસ્ત્રીય ચર્ચા આ ગ્રંથના વિષયની બહારની વાત છે, પરંતુ રા બ રમણભાઇ, રા બ કેશવલાલ ધ્રુવ અને રા નરસિંહરાવ દીવેટીઆ જેવા વિદ્વાનોએ બતાવ્યુ છે કે હાલની ગુજરાતીનુ સ્વરૂપ મધ્યકાલિન ગુજ-રાતી–પ્રાચીન ગુજરાતી–પ્રાકૃત અને છેવટ સસ્કૃતપરથી કેવી રીતે બધાયુ છે તે ક્રમશ વ્યાકરણદ્વારા શોધી કાઢવુ અશક્ય નથી સ્વરોચ્ચારના ભેદ, સાદશ્યથી ઉત્પન્ન થતા નવા શબ્દોનુ બધારણ અને એવા એવા ભાષાવિ-કાસક્રમને સહાયભૂત બીજા સાધનોની ભિન્ન ભિન્ન કાળે ગુજરાતી ઉપર પણ તેના વૃદ્ધિકાળમા અસર થઈ છે, અને એ વિષયના જિજ્ઞાસુને એ વિદ્વાનોના ગ્રથોમા રમ પડે એવુ ઘણું જડી આવશે *



* પ્રાકૃતમા થઈને સસ્કૃતમાથી ગુજરાતીમા આવતા શબ્દોમા થતા ફેરફારો નીચેના દૃષ્ટાન્તોપરથી સ્પષ્ટ થશે --

| સં | पनस | पिबती | तीक्ष्णम् |
|---|---|---|---|
| પ્રા | ફ્ણસો | પિઅઈ | તિક્ખ |
| જુની ગુ | — | પિઅઇ | ,, |
| ગુ | ફણુસ | પીએ | તીખુ |

## પ્રકરણ ૩ જુ.



### ભક્તિમાર્ગ અને પંદરમા શતકના કવિઓ.



**પ્રાચીન કાવ્યનુ મૂળ ધર્મ.**

કોઇક ઠેકાણે એમ કહેવામા આવ્યુ છે કે હિંદમા કાવ્ય ને ધર્મ એ એકજ છે, તે બને એક બીજાથી છૂટા પાડી શકાય એમ નથી પ્રાચીન ગુજરાતી કાવ્યને અગે આ સૂત્ર વિશેષે કરીને સત્ય છે નરસિંહ મહેતા અને મીરાબાઇ પહેલા પણ કાવ્યનુ ઝોક ધર્મ તરફજ હતુ જૈન સાધુઓનો રાસા લખવાનો હેતુ એજ હતો કે લોકો જે ભાષા બોલતા હોય તે ભાષામા તેમને ધર્મ તથા નીતિનો ઉપદેશ કરવો, અને તેથી સાંસારિક તથા વ્યાવહારિક વિષયપરના કાવ્ય ધર્મ અને નીતિના કાવ્ય કરતા પ્રમાણમા ઓછા છે, તેથીજ જ્યારે ઇ સ ૧૪૦૦ થી શરૂ થતા વિશેષ સગીન સાબિતીવાળા કાળમા આપણે પ્રવેશ કરીએ છીએ, અને તે વખતમા રચાયલા સારી પેઠે જાણીતા અને લોકપ્રિય કાવ્યો જે આપણને મળી આવે છે તે કાવ્યોમા પણ એનો એજ વિષય ચાલુ રહેતો જોઇએ છીએ ત્યારે તેમા કાઇ નવાઈ જેવુ લાગતુ નથી ધર્મના વિવિધ સ્વરૂપ એજ આ કવિયોનો કાવ્ય પ્રદેશ હતો. જૈનોએ પોતાના જ સત, મહાવીરસ્વામી અને તિર્થંકરોના યશોગાન ગાયા ત્યારે જૈનેતર કવિયોના ભજન કીર્તને શ્રી કૃષ્ણ ભગવાનની ભક્તિનું સ્વરૂપ ધારણ કર્યું, અને તે ભક્તિમાર્ગ કહેવાયો.

**ભક્તિમાર્ગ અથવા કૃષ્ણભક્તિ.**

રોયલ એશીઆટીક સોસાઇટીની મુબાઇની શાખાના જર્નલ અક ૬૫ પુસ્તક ૨૩ (ઇ સ ૧૯૧૦)મા આ વિષય ઉપર મી. સેજવીકે કરેલુ ભાષણ છપાયુ છે તેમા તેઓ ભક્તિનુ લક્ષણ આપતા કહે છે કે.–

"દેહધારી ઈશ્વર ઉપર મનુષ્યની જાતિશ્રદ્ધા, મનુષ્ય ઉપર હોય તેવોજ તેના ઉપર પ્રેમ, તેની સેવામા સર્વસ્વનુ અર્પણ, તેનુજ નામ ભક્તિ અને તે વડેજ મોક્ષપ્રાપ્તિ, નહિ કે જ્ઞાનવડે અગર યજ્ઞયાગાદિકવડે યા તો કર્મવડે *"

ઉપનિષદોને ગણનામા ન લેતા આ માર્ગનુ મૂળ પ્રથમ ભગવદ્‌ગીતામાં અને તેમા પણ નવમા અધ્યાયના ૨૬ થી ૨૯ સુધીના શ્લોકોમા તેને જડે છે:-

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥
शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८॥
समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥

"જે પુરુષ પત્ર, પુષ્પ, ફળ કે જળ મને પ્રેમથી અર્પણ કરે છે તે

---

* સર્વમાન્ય ગુજરાતી વિદ્વાન સ્વ ગો મા ત્રિપાઠી **Classical Poets of Gujarat** મા એનો એજ વિચાર ઈ સ ૧૮૯૨ મા દર્શાવતા કાઈક વધારે સ્પષ્ટ રૂપમા લખે છે કે -

"ભક્તિ જ આ નવા ધર્મનો આત્મા અને પ્રાણ છે "ભક્તિ"-તેના અનેક અગો સહિત તેનો ખ્યાલ આપે એવી "ભક્તિ"-માટે ઈંગ્રેજીમા શબ્દ જ નથી **Worship** (પૂજા), **Prayer** (પ્રાર્થના), **Devotion** ( પરાયણતા ) મા પણ ભક્તિના સંપૂર્ણ અર્થનો સમાવેશ થતો નથી દેવની સમક્ષ ખડાને ખડા રહેવુ, તેની સેવા કરવી, તેના ઉપર પ્રેમ રાખવો, તેના પ્રેમ પાત્ર થવુ, તેની સાથે સભાષણ કરવુ, તેના પ્રત્યક્ષ દર્શન કરવા, તેનુ શ્રવણ કરવુ, અર્થાત્ સર્વ પ્રકારના ઉપભોગ દેવમાથી જ મેળવવા ( દેવને ભોગવવો ) એનુ નામ ભક્તિ

શુદ્ધ અંતઃકરણવાળા અને કામના રહિત ભક્તે ભક્તિપૂર્વક અર્પણ કરેલી પત્ર, પુષ્પ આદિક વસ્તુ હું પ્રેમપૂર્વક ગ્રહણ કરૂં છુ. ૨૬

હે કૌન્તેય, તું જે કર્મ કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે આપે છે, જે તપ કરેછે, તે સર્વ મને જે પ્રમાણે અર્પણ થાય તે પ્રમાણે કર ૨૭

મને કર્મો અર્પણ કરવાથી કર્મના સારા નરતા ફળોમાથી તું છૂટો થઇશ, કારણકે મને કર્મ અર્પણ કરવાથી તને તે કર્મોના ફળોનો સંબધ રહેશે નહીં આ પ્રમાણે કર્મોમાથી છૂટો થયા પછી સન્યાસરૂપી યોગમા જેનુ મન જોડાયલુ છે એવો તું મને પ્રાપ્ત કરીશ ૨૮

હું સર્વ પ્રાણિયો વિશે સમાન છુ મને કોઇ પ્રિય પણ નથી તેમ મારો કોઇ શત્રુ પણ નથી જ આમ છતા પણ જે ભક્તો ભક્તિવડે મને ભજે છે તે ભક્તો મારે વિશે છે અને હું પણ તેઓ વિશે અનુગ્રહ કર્તારૂપે રહું છુ ૨૯

આ વિચાર ભક્તિમાર્ગની પ્રથમ ભૂમિકા એટલે "તન, મન અને ધન દેવને અર્પણ કરવારૂપ—ભાવના દર્શાવે છે અન્યોઅન્ય પ્રેમભાવનાનુ પ્રકટીકરણ હજુ હવે થવાનુ હતું," તે સેકડો વર્ષ પછી થયુ

ભક્તિમાર્ગનો બીજો તરગ આના પછી લગભગ હઝારેક વર્ષ પછી આવ્યો ને તે સાહિત્ય મારફતે પ્રકટ થયો દરમ્યાન કૃષ્ણ, બાળગોપાલ કૃષ્ણની ભક્તિ હિંદના ઘણા મોટા ભાગમા સુદૃઢ જામી ગઇ હતી આ મહાન્ વ્યક્તિનો ઉદ્ભવ કેવી રીતે થયો તે જણાવવા ભિન્નભિન્ન મત દર્શાવવામા આવ્યા છે કેટલાકનુ ધારવું છે કે "તે વિરૂદ્ધ આચરણવાળી—પરસ્પર વિરોધી લક્ષણવાળી જુદી જુદી વ્યક્તિઓનુ મિશ્ર અથવા એકત્ર સ્વરૂપ હતુ દ્વારકાનો મદ્યપી, કલહપ્રિય તસ્કર, શ્યામવર્ણવાળો સૂર્યદેવતા, વાયવ્ય પ્રદેશનો વનવાસી પ્રેમાકર્ષક નાયક અને મથુરાનુ બાળક આ ચાર વ્યક્તિઓનુ મિશ્રણ તે કૃષ્ણ" મી સેજનીકે આ અભિપ્રાય એક યુરોપીઅન પડિતના લખાણમાથી ઉતારી લીધો છે હઝારો વર્ષથી

ઉતરી આવતી પૂજ્ય ભાવનાને અતરમાથી હખેડી નાખ્યા સિવાય કોઇપણ હિદુ આ મત કબૂલ રાખશે નહિ ખ્રિસ્તિ ધર્મના પૂજ્ય ઇશુ સાથે કૃષ્ણને સરખાવવાના–એકજ ગણવાના–પ્રયત્ન થયા છે. પણ હિદમા પણ ભાવનામય ધર્મનુ સ્વરૂપ કેવી રીતે બંધાયુ તે શોધી કાઢવુ આ સ્થળે ઉપયોગનુ નથી, છતા એટલુ તો નિશ્ચિત કહેવાય કે આશરે અગીઆરમા શતકમા હિદના મોટા ભાગમા આ માર્ગ વિસ્તાર પામ્યો હતો જ્યારે દક્ષિણ હિદમા ભક્તોનું વલણ શ્રીરામચદ્ર તરફ વળ્યુ ત્યારે ઉત્તર અને મધ્ય હિદ અને બંગાળામા *શ્રીકૃષ્ણભક્તિ પ્રચલિત થઈ દક્ષિણ ને પશ્ચિમ કર્ણાટકમા શ્રીવિઠ્ઠલરૂપે એ ભક્તિ પ્રસરી. રામ, હરિ, કૃષ્ણ, વિઠ્ઠલ એ નામ જ માત્ર ભિન્ન છે પરતુ જે ભાવનાથી એ સર્વ પૂજાય છે તે તો એક જ છે આ તરગને પરિણામે ભક્તિ વિશેષ વિકાસ પામી હવે એ ભક્તિએ પરસ્પર પ્રેમનુ સ્વરૂપ ધારણ કર્યું અને તેમા સ્થૂળ ભાવના ભળી પણ તેની વિશેષ અગત્યની અસર તો એ થઇ કે તેથી જાતિભેદની અવગણના થઇ અને તે પણ એટલે સુધી કે એક નીચ જાતિનો મનુષ્ય પણ ભક્તિવડે આધ્યાત્મિક ભાવનાનુ ફળ મેળવી શકે એવુ લોકોના મનમા ઠસી ગયુ આ પ્રકારની ભક્તિનો રગ ચૌદમા શતકના અતમા અને પદરમાના આરભમા કે એ અરસામા ગુજરાતને લાગ્યો, જેને પરિણામે ગુજગતમા બે પ્રખ્યાત કવિ–મીરાબાઇ (૧૪૦૩–૧૪૭૦) અને નરસિહ મહેતા (૧૪૧૪ થી ૧૪૮૧) ઉત્પન્ન થયા [1]

---

* બારમા શતકમા પ્રસિદ્ધ બિહારી કવિ જયદેવે રાધાકૃષ્ણના વિલાસ રૂપે અમરપદ પામેલુ "ગીત ગોવિદ" લખ્યુ સર એડવીન આર્નોલ્ડે આ પુસ્તકનુ "The Song of the Lord" નામથી અગ્રેજીમા ભાષાતર કર્યું છે

૧ ઇ સ ૧૯૦૫ મા અમદાવાદમા ભરાયલી પ્રથમ સાહિત્ય પરિષદ્ વખતે સ્વ ગો મા ત્રિપાઠીએ પ્રમુખપદેથી આપેલા ભાષણપરથી એમનો અભિપ્રાય એવો જણાય છે કે ગુજરાતના આ આદિ કવિઓ નરસિહ મહેતા અને મીરાબાઇમા ભક્તિની જ્વાળાઓ આપોઆપ પ્રકટી છે, બ્હારના કોઇ પ્રેરકની સહાય વિના એમના હૃદયમાથી સ્ફુરી છે

ગજસ્થાનના પ્રખ્યાત લેખક કર્નલ ટૉડ મીરાબાઇ વિષે લખે છે કે -

**પંદરમો શતક.**

**મીરાંબાઇ-ગુજરાતની મુખ્ય સ્ત્રી કવિ.**

"મેવાડનો બહાદુર કુંભો રાણો જે એના પિતા પછી રાજ્યસ્થાને આવ્યો (૧૪૯૧) તે મારવાડના મુખ્ય પટાવત મેડતાવાળાની કુંવરી સાથે પરણ્યો સૌંદર્ય અને સાધુતાપૂર્ણ રાજકુંવરીઓમા તે સમયે મીરાબાઈ એકજ હતી એણે ઘણા કાવ્ય લખ્યા છે હલકા ભાટ ચારણ કરતા એના કાવ્ય કૃષ્ણ ( હિંદુ એપોલો ) ભકતોમાં ઘણા પ્રસિદ્ધ છે એના કેટલાક ભજન મધુરી રાખવામા આવ્યા છે ને તે લોકોમા ઘણી પ્રશંસા પામ્યા છે એની ગરબીઓમા ઉભરાતી ભક્તિનો રંગ એને એના સ્વામી તરફથી લાગ્યો કે એના તરફથી એના સ્વામીને લાગ્યો કે જેને પરિણામે " ગીત ગોવિંદ " ની કોટીના કાવ્ય *રચાયા તે નક્કી થઇ શકતું નથી મીરાની જીવનકથા અદ્ભુત છે, અને યમુનાથી માંડી "પૃથ્વીના છેડા"-દ્વારકા સુધી આખા હિંદમા સ્ત્રીજાતિને પ્રિય થઇ પડેલી મૂર્તિ-કૃષ્ણના દરેકે દરેક યાત્રાના સ્થળ ઉપરની એની અથાગ ભક્તિને અંગે એને માટે ઘણી નિંદાપાત્ર કથાઓ જન્મ પામી છે "

---

*કૃષ્ણ ભક્તિના પ્રવર્તક વલ્લભાચાર્યનો જન્મ ઈ સ ૧૪૮૯મા થયો હતો અને વૈષ્ણવ સંપ્રદાય બંગાળામા પ્રવર્તાવનાર ચૈતન્યનો જન્મ આ પછી થોડે વર્ષે એટલે ઈ સ ૧૪૮૫મા થયો હતો, ને સુરદાસ, રાધાકૃષ્ણના હિંદી પદ લખનાર, પણ આ પછીના જ કાળમા થઇ ગયો હતો ગ ત્રિપાઠી કહે છે કે "ગુજરાતના આ આદિ કવિઓમા આ જ્વાળાઓ ગુજરાતની બહારના કોઇ પ્રસિદ્ધ નવા ધર્મ પ્રવર્તકોમાથી નથી આવી " પરંતુ એ વાત સંભવતી નથી, અને વળી આથી ઉલટો જ અભિપ્રાય એમણે પોતાનાજ " Classical Poets " મા આપેલો છે કે -

"( નરસિંહ મ્હેતા ને મીરાબાઈના સમય વિષે ) એમ લાગે છે કે ભક્તિના આ નવા માર્ગના પ્રવર્તકો ગુજરાતમા પણ ભ્રમણ કરતા હતા અને જે માર્ગે મીરાબાઈના સાધુ જીવનની ભાવનાની સાથે સાથે જ શ્રીકૃષ્ણની રાસલીલાની ભાવના પણ પોષાઈ તે, ભક્તિમાર્ગે અપ્સરાના પ્રદેશ જેવા મનમોહન કૃષ્ણનાં સ્વપ્નદર્શન કરાવી તેમણે લોકોના મન હરી લીધા હતા '

મીરાબાઈના જન્મકાળ માટે તેમજ એના સમય માટે વિદ્વાનોમાં ઘણો મતભેદ છે પણ ઇ સ. ૧૪૦૩ ના અરસાનો સમય ઘણે ભાગે સર્વમાન્ય રહ્યો છે સડસેઠ વર્ષની વયે ઈ. સ ૧૪૭૦મા એનુ અવસાન થયુ કહેવાય છે પણ એના જીવન વૃત્તાતમાં સત્ય વિશ્વાસ મૂકવા યોગ્ય હકીકત ઘણીજ થોડી છે, કારણુ જે થોડી ઘણી હકીકત પ્રકાશમા આવી છે તે પણ ચમત્કૃતિથી ભરપૂર છે. દૃષ્ટાંત તરીકે એમ કહેવાય છે કે પ્રસિદ્ધ ગવૈયા તાનસેનની સાથે અકબર બાદશાહ એને મળવા ગયો હતો હવે આ વાત જો સાચી માનીએ તો મીરાબાઈનો સમય સોળમા શતકમા આવી જાય. મેવાડના ઇતિહાસકાર શ્રી દેવીપ્રસાદ તથા ત્યાનાજ કવિ શામળદાસ એમ બતાવવા પ્રયત્ન કરે છે કે એ કુભાની નહીં પરતુ ભોજરાજાની રાણી હતી. કેટલાકની માન્યતા પ્રમાણે એ બાબરની સામે રણમાં ઘૂમનાર સગરાણાની પુત્રવધૂ હતી એ કોની સ્ત્રી હતી તે નક્કી કરવુ બહુ અગત્યનું નથી, કારણ એને પોતાના સ્વામી તેમજ શ્વસુરપક્ષ સાથે બનાવ નહોતો. એ નાનપણથી જ વૈષ્ણવ ધર્મમા ઉછરી હતી, અને એનો શ્વસુરપક્ષ શૈવ મતાનુયાયી હતો, તેથી લગ્ન પછી એ ઘેર આવી તેજ રાત્રે એ બાબતમા એને તેમની સાથે વાધો ઉઠયો એનાં કેટલાંક પદપરથી માલમ પડે છે કે એણે પોતાના અતરના સ્વામી કૃષ્ણ સાથે લગ્ન કરવાનો સંકલ્પ કરેલો. કોઈ દેહી વ્યક્તિ સાથે એને લગ્ન કરવુ નહોતું અને એનુ લગ્ન મેવાડના રાણા સાથે એની ઇચ્છા ઉપરાત થયલુ એની નણદે જ્યારે એને મહાદેવને નમન કરવા કહ્યું ત્યારે એણે નમન ન કરતા ઉત્તર આપ્યો કે “મે તો મારી જાત કૃષ્ણને અર્પણ કરી છે.” પોતાની સૌંદર્યવતી પત્નીને ઠેકાણે લાવવાને રાણાએ વિવિધ ઉપાય કર્યા પણ તે સર્વ વ્યર્થ ગયા મીરાએ પણ રાણાને પોતાને માર્ગે વાળવા પુષ્કળ પ્રયત્ન કર્યા પણ રાણો પણ નિશ્ચલ રહ્યો, તેથી અતે એ રાણાનો મહેલ છોડી દ્વારકા ગઈ અને ત્યા કૃષ્ણની સેવામા અને કૃષ્ણ ભક્ત–જેમાનો મોટો ભાગ સાધુ સન્યાસીનો હતો, તેમની–સગતમા પોતાનું અવશેષ આયુષ્ય ગાળ્યુ સ્વામીના મહેલમા પણ એજ પ્રકારનુ વર્તન રાખતી

એના જીવનમાંના પ્રસંગ

હોવાથી સ્વાભાવિક રીતે એની નિંદા થવા લાગી અને એ નિંદાનો અન્ત લાવવા રાણાએ એને વિષ દેવાનો વિચાર કર્યો મીરાએ વિષ પીધું પણ દૈવી ચમત્કૃતિથી વિષનું અમૃત થઇ ગયું

મીરાબાઈ આ વિષય સમ્બન્ધે ગાય છે કે—

" ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે,
" મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવે રે,

" મીરાબાઇના મહેલમા રે, હરિ સંતનનો વાસ,
" કપટીથી હરિ દૂર વસે, મારા સતન કેરી પાસ ગો૦

" રાણોજી કાગળ મોકલે રે, દો રાણી મીરાંને હાથ,
" સાધુની સંગત છોડી દો, તમે વસોને હમારે સાથ ગો૦

" મીરાબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ,
" રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ ગો૦

" વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાને હાથ,
" અમૃત જાણી મીરા પી ગયા, જેને સહાય શ્રીવિશ્વનો નાથ ગો૦

" સાઢવાળા સાઢ શણગારજે રે, જાવુ સો સોરે કોશ,
" રાણાજીના દેશમા રે મારે, જળરે પીધાનો દોષ ગો૦

" ડાબો મેલ્યો મેવાડ રે, મીરા ગઇ પશ્ચિમ માય,
" સર્વ છોડી મીરા નીસર્યાં, જેનુ માયામા મનડુ ન કાય. ગો૦

" સાસુ મારી સુષુમણા રે, સસરો પ્રેમ સતોષ;
" જેઠ જગજીવન જગતમા, મારો નાવલિયો નિર્દોષ. ગો૦

" ચુદડી ઓઢુ ત્યારે રગ ચુવે રે, રગ બેરગી હોય,
" ઓઢુ હું કાળો કામળો, દુજો ડાઘ ન લાગે કોય. ગો૦

" મીરા હરીની લાડણી રે, રહેતી સંત હજૂર,
' સાધુ સગાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર. ગો૦

ઘરેણા તથા ભભકાદાર કપડાલત્તાથી એને રીઝવવા એના સ્વામીએ પ્રયત્ન કર્યો પણ એણે એ સર્વને તિરસ્કારી કહ્યુ કે—

" અમો અબળાને મોટી મીરાતરે,
" બાઇ સામળો ઘરેણું મારે સાચુ રે, "

એક પદમાં મીરા સ્વામીપરના પોતાના સ્નેહને યોગની સાથે સરખાવે છે આવા સયોગોમા પતિપત્ની એકત્ર રહી શકે જ નહીં તેથી એ પોતે જુદી રહી અને ત્યા સાધુઓની સગતમા સમય વ્યતીત કરવા માડયો રાણાની આથી ઘણી નિંદા થવા માડી અને ઉપર જણાવ્યા પ્રમાણે રાણાએ એનુ કાસળ કાઢવા નિશ્ચય કર્યો. વિષથી અર્થ સધાયો નહીં એટલે કટારથી મૃત્યુ આણવા ગયો, પણ જેવી કટાર ઉગામવા જાય છે કે એકને બદલે ચાર મીરા એની નજરે પડી. એ ચારમાથી ખરી મીરા કઇ તે નક્કી થયુ નહીં આ પછી જે કડીઆમા એ હમેશાં કૃષ્ણની મૂર્તિ રાખતી તેમા ઝેરી નાગ છૂપાવ્યો પણ આ યુક્તિ પણ નિષ્ફળ ગઈ. એ પછી તો મીરા મેવાડ મૂકીને દ્વારકા ચાલી ગઈ

**મીરાના પદ.** મીરાબાઈ જન્મથી ગુજરાતી નહોતી તેથી એ દ્વારકામા રહી તે સમયે ગુજરાતી શીખી હશે એના પદ હિંદીમા પણ રચેલા જોવામા આવે છે એ સર્વ પદનો જુદો સગ્રહ કરવામા નથી આવ્યો પણ છૂટા છવાયા જુદા જુદા પુસ્તકોમાથી મળી આવે છે અને તેની બધા મળીને સુમારે અઢીસેની સંખ્યા થાય છે મીરાબાઈ લોકપ્રિય અને વિશેષ કરીને સ્રીવર્ગમા વધુ પ્રિય હોવાથી એની નકલ કરી પદ લખનારા ઘણા થઈ ગયા છે, અને તે જાણે મીરાંનાજ રચેલા હોય એમ તેઓએ ચલાવી દીધા છે. જો આમ અનુમાન ન કરીએ તો ભાષા, વાક્યરચના, શબ્દપ્રબંધ આદિની અર્વાચીનતા તેમજ શબ્દો અને વાક્યોની પુનરુક્તિ જે કેટલાક એનાં પોતાનાજ રચેલા તરીકે માન્ય થયલાં પદોમા જોવામાં આવે છે તેનું કારણ જડવુ મુશ્કેલ થઈ પડે.

ફારસી સૂફી કવિ જેમ ઇશ્વરમાંજ પોતાની માશુકને દેખે છે તેમ મીરા પણ કૃષ્ણમાંજ પોતાના સ્વામીને દેખતી તેથી એણે પોતાનુ સર્વસ્વ, તન અને મન, એનેજ અર્પણ કરતા કહ્યુ છે કે —

“ પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની
“ જળ જમુનામા ભરવા ગયાતા, હતી ગાગર માથે હેમની રે —મને
“ કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે —મને
“ મીરા કહે પ્રભુ ગીરધર નાગર, શામળી સૂરત શુભ એમની રે.—મને

**મીરાંના પદના લક્ષણ.**

ઉપલક જોનારને મીરાના પદ કેવળ શૃંગારમય લાગે પણ ગુજરાતમા એ પદ એ દૃષ્ટિથી જોવાતાજ નથી એની ભક્તિનુ પાત્ર કોઇ સંસારી જીવ નથી પણ પરમાત્મા શ્રી કૃષ્ણ છે. પોતાના ઇષ્ટદેવમા મળી જવાની, તેની જોડે એકત્ર થવાની, ઉત્કટ ઇચ્છા માનુષી ભાષામા દર્શાવવા પ્રયત્ન કરતા-મથતા-આસક્ત જીવના ઉદ્દગારરૂપેજ એના પદ છે. માતા પુત્રી સાથે મળીને એ પદો ગરબે ગાય છે અને એ ગરબા શ્રવણ કરવા હજારો નરનારીઓ ભેગા થાય છે. મીરાબાઇના મધુર પદનુ શ્રવણ કરવુ એ કોઈ પણ રીતે અયોગ્ય-દોષજનક છે એવો વિચાર સરખો પણ આ શ્રવણ કરનારાઓના મનમા ઉત્પન્ન થતો નથી, ઉલટુ એ પદ ગવાતા અતિશય ઉત્સાહથી લોકો સાંભળે છે આંગળીને વેઢે ગણાતા જે થોડા કવિયો ને કાવ્યો ગુજરાતમા ઘરગથુ થઇ ગયા છે તેમા મીરાબાઇ તથા એના પદે સ્થાન મેળવ્યુ છે *

નરસિંહ મહેતાના સમયથી ( ઇ. સ ૧૪૧૫-૧૪૮૧ ) આપણે કાંઇક ચોક્કસ જીવન વૃત્તાંત મેળવવાના ક્ષેત્રમા પ્રવેશ કરીએ છીએ

* સ ૧૯૬૬ ના માઘ-ચૈત્ર-વૈશાખના “ વસન્ત ”ના અંકોમા એના કાવ્ય વિષે એક ઘણો માહિતીપૂર્ણ લેખ રા ભાનુસુખરામ ન મહેતા બી એ , એ લખ્યો છે બૃહત્ કાવ્ય દોહનના સાતમા ભાગમા સ્વ રા ત મ ત્રિપાઠી બી. એ , એ એનુ જીવન વૃત્તાંત લખ્યુ છે

**નરસિંહ મહેતા** કાઠીઆવાડમા જુનાગઢનો એ નાગર બ્રાહ્મણ હતો. નાનપણમા જ માબાપનો સ્વર્ગવાસ થવાથી પિત્રાઇ ભાઇ ને ભાભીના હાથ નીચે ઉછરી એ મોટો થયો હતો એની જ્ઞાતિ આખી શૈવ હતી, પણ એને તો નાનપણથી જ કૃષ્ણ ભક્તિનો નાદ લાગ્યો હતો શહેરને પાદરે મુકામ નાખતા સાધુઓના ઝુંડમાજ એ પોતાનો ઘણો સમય ગાળતો અને કોઇ કોઈ વેળા તો વ્રજની ગોપીનો વેશ લઇ એ નાચતો તથા ગાતો પણ ખરો, આથી સ્વાભાવિક રીતે જ એના કુટુબને તથા જ્ઞાતિને એને માટે ઓછુ આવી ગયુ અને એના સસરાએ એનુ વેશવાળ તોડી નાખ્યુ, જો કે પાછળથી એક બીજી કન્યા સાથે એના લગ્ન થયા હતા ગૃહસ્થાશ્રમના આરભકાળમા એ છેક નિર્ધન હતો તેથી એને પોતાના ભાઇને આશરે જ રહેવુ પડતુ એની ભાભીએ આથી એને એવુ મેણું માર્યું કે "આતો ઘરમા એકે કામનો નહિં આ કરતા તો ધોબીનો પથરો સારો." આ મેણું એને હાડોહાડ લાગી ગયુ અને સમુદ્ર કાંઠે આવેલા એકાત ગોપનાથના દહેરામા એ જતો રહ્યો અને "મારી ઇચ્છા પરિપૂર્ણ નહિ કરો ત્યા સુધી હું પાછો ઘેર જવાનો નથી " એવી પ્રતિજ્ઞા લઇને ત્યા એણે શિવની પૂજા આદરી એની ભક્તિ અને એના તપથી શિવ પ્રસન્ન થયા અને એને દ્વારકા લઈ ગયા ત્યા કૃષ્ણજીવનનો સૌથી લક્ષવેધક પ્રસગ રાસલીલા–જેના મનુષ્યને ભાગ્યે જ દર્શન થાય, તે રાસલીલા એને દેખાડી. આથી શ્રી કૃષ્ણની વિશિષ્ટ પ્રસાદી પામેલા ભક્ત તરીકે એનુ ભવિષ્ય નિર્માણ થયુ ઘેર આવીને ભાભીને પગે લાગીને મહેતાએ કહ્યું કે —

"ધન્ય ભાભી તમે ધન્ય માતા પીતા, કષ્ટ જાણી મને દયા રે કીધી
"તમારી કૃપાથી હરીહર ભેટીઆ, કૃષ્ણજીએ મારી સાર લીધી."

વળી એજ વિષે ગાય છે કેઃ—

"ભાભીએ ભાગ્ય ઉદે કર્યો, મને કહ્યા કઠિણ વચન,
"ત્યારે નરસૈયો નિરભય થયો, પામ્યો તે જુગજીવન"

ત્યાર પછી ભાઈ ભાભીથી જૂદો થઇ એ પોતાની સ્ત્રી સાથે રહેવા લાગ્યો તેનાથી એને બે ત્રણ સંતાન થયાં પરંતુ એ રહ્યો તો નિર્દ્ધનનો નિર્ધન જ. ભજન ગાવામાં અને નાચવામાં એ પોતાનો સમય ગાળતો અને પેટપુરતું રળવાની પણ એને દરકાર નહોતી કામ ધંધે વળગવા એની સ્ત્રી એને મેણાં મારતી અને કોઈ કોઇ વેળા તો પોતાને પિયેર પણ જતી રહેતી, પણ આ સર્વેની એનાપર કાંઇ અસર થતી નહોતી, એ તો ઉત્તર આપતો કે —

**ગૃહસ્થાશ્રમ.**

"એવા રે અમે એવા રે એવા,
"તમે કહો છો વળી તેવા રે"

છોકરા છૈયા મોટા થયા તેના લગ્નાદિ પણ કરવા જોઇએ, પરંતુ આ નિર્દ્ધન કૃષ્ણભક્તે તો કેવળ કૃષ્ણ પરજ આધાર રાખ્યો અને દંતકથા પ્રમાણે તો કૃષ્ણ પરમાત્માએ જાતે એના સંતાનના લગ્ન કરી આપ્યા

આ ઉપાધિમાંથી એ મુક્ત થયો એટલે એની સ્ત્રીનું અવસાન થયું, અને તે પછી તરત જ એનો પુત્ર મૃત્યુ પામ્યો, અને પુત્રી સાસરે ગઇ, એટલે એક રીતે તો એના સંસારની સમાપ્તિ થઇ, અને અંતરેચ્છા પ્રમાણે વર્તવા એ સ્વતંત્ર થયો પાંજરામાંથી છૂટા થયલા પક્ષિના આંતર્ ઉદ્‌ગાર જેવા જ એના આ સમયે લખાયલા પદ છે પ્રેમાનંદે એના મુખમાં એ સમયે મૂકેલું વાક્ય—

**આપદવસ્થા.**

"ભલું થયું ભાગી જંજાળ,
સુખે ભજીશું શ્રી ગોપાળ"

ગુજરાતી ભાષામાં કહેવત તરીકે રૂઢ થઇ ગયું છે અને સંસારભારથી મુક્ત થયલા મનુષ્યની ગોપાલ ભજવાની મનોવૃત્તિ દર્શાવવા વપરાય છે

એના જીવનનો સૌથી મનોવેધક પ્રસગ આ સમયે બન્યો એની માન્યતા
પ્રમાણે તો ભગવાનની દૃષ્ટિમા સર્વ ભક્ત–પછી તે
ઢેડની સાથે હળવુ, બ્રાહ્મણ હોય કે અત્યજ–બધા જ સરખા હતા. આ
મળવુ માન્યતાની કસોટીનો પ્રસંગ આવ્યો અત્યજ વર્ગ–
–ઢેડાઓ–ઘણુભાગે ધર્મિષ્ટ હોય છે, અને હમેશા કા
તો છૂટા છૂટા અથવા તો મ ડળી મળીને ભજનો ગાઇ–નાચી–ભગવાનની
ભક્તિ કરે છે જુનાગઢના ઢેડ લોકોએ નરસિહ મહેતાને ઢેડવાડામા આવીને
પોતાની સાથે ભજનમા સામેલ થવા આમ ત્રણ કર્યું અને નરસિહ મહેતાએ
તરત જ તે આમ ત્રણ સ્વીકાર્યું

" विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि,
" शुनि चैव श्वपाके च, पंडिताः समदर्शिन.॥ અ. ૫, શ્લોક ૧૮

એ શ્રીમદ્ ભગવદ્ગીતાનો શ્લોક સ્મરણમા લાવી આ સબધમા એમણે
લખ્યુ છે કે –

" પક્ષાપક્ષી ત્યા નહિ પરમેશ્વર,
" સમદૃષ્ટિને સર્વ સમાન"

એણે આ અસ્પૃશ્ય જાતિ સાથે રજની "ભોર થયા લગિ ભજન કીધુ,"
અને તેના બદલામા "ન્યાત બહાર"ની શિક્ષા ભોગવી લીધી જ્ઞાતિએ એની
સાથે પ ક્તિવ્યવહાર બધ રાખવાનુ જાહેર કર્યું એક રાત્રીએ શ્રીકૃષ્ણભગવાને
એને સ્વપ્ન આપી ન્યાતમા જમવા જવા આજ્ઞા કરી આ પ્રમાણે એક
વખત જ્ઞાતિ ભોજનમા એ ગયો અને ત્યા કૃષ્ણસ્તુતિના પદ ગાવા શરૂ કર્યાં.
જ્યારે ન્યાત જમવા બેઠી ત્યારે એના જ્ઞાતિબધુ નાગરો જોઇને કમકમ્યા કે
પ ક્તિમા તો બે નાગરની વચ્ચે એકેક ઢેડ હતો. જ્યારે તેઓએ મહેતાને
પોતાની સાથે એક પ ક્તિએ બેસાડ્યા ત્યારે જ ઢેડાઓ અદૃશ્ય થઈ ગયા.

આથી નાગરો બહુ શરમીંદા પડી ગયા નરસિંહ મહેતાની ભક્તિ અંતરની હતી એમ એમના દીલમા બેઠુ અને એને પાછો જ્ઞાતિમા લીધો

જુનાગઢનો રા'મંડળિક શિવભક્ત હતો અને એની મા વૈષ્ણવ હતી એવુ કહેવાય છે કે તે વખતો વખત મહેતાને સહાય કરતી, પણ તેના પુત્રને આ વાત પસંદ નહોતી. એક વેળા વાત એટલી અણી પર આવી કે રા'મંડળિકે સન્યાસી–સ્માર્ત–સાથે ધર્મ સંબંધી વાદ કરવા નરસિંહ મહેતાને કહ્યુ

**ચમત્કૃતિ (પરચા)**

રાસલીલાને નામે એ સ્ત્રીઓ સાથે નાચતો તેથી લોકો એને પાખંડી અને ઠગ ગણતા આથી એના ઇષ્ટ દેવ સત્ય અને જીવતા જાગતા છે એવી કાંઇક સાબિતી–પરચો–દૈવી ચમત્કાર બતાવવા રા'મંડળિકે એને આજ્ઞા કરી અને દૈવી ચમત્કાર થયો પણ ખરો શ્રીકૃષ્ણે મનુષ્ય દેહે ભર દરબારમા પ્રગટ થઈ પોતાના ભક્તને હાર પહેરાવ્યો આ પછી થોડેક સમયે રા'મંડળિકની મંતા વૈકુંઠવાસી થઈ અને નરસિંહ મહેતાને તેના તરફથી જે થોડો ઘણો આશ્રય મળતો તે પણ ગયો એની જ્ઞાતિએ આ પછી પણ એની સાથે ઘણું અણઘટતું વર્તન ચલાવ્યુ છતા જ્યારે એ છાસેઠ વર્ષની ઉંમરે વૈકુંઠવાસી થયો, ત્યારે રહેજ પણ વિરોધ દર્શાવ્યા સિવાય એના અંત સમયની સર્વ ક્રિયાઓ કરી એજ જ્ઞાતિએ પોતાના એની પ્રત્યેના દોષ નિવારણ કર્યા, એટલુ જ નહીં પણ અદ્યાપિ પણ "ગુજરાતનો ચોસર" તે અમારી જ્ઞાતિનો એવું અભિમાન ધરાવી મહેતાને દીધેલા દુઃખનુ પ્રાયશ્ચિત એ નાગરો કરે છે

સ્વ. રા. ઇચ્છારામ દેસાઇએ લખેલા નરસિંહમહેતાના જીવનવૃત્તાતમા એને સબંધે વીશ ચમત્કૃતિ વર્ણવી છે, તેમાની કેટલીક ઉપર આપી છે, અને કેટલીક અત્રે આપી છે. એક સમયે કેટલાક યાત્રાળુને સાતસે રૂપૈઆ લઈ નરસિંહ મહેતાએ હુંડી આપેલી, તે હુંડી ભક્તની આટ જાળવવા કૃષ્ણ-

**અન્ય ચમત્કારો**

પરમાત્માએ જાતે સ્વીકારી હતી અન્ય સમયે મહેતાની પુત્રીના સીમત અવસરે તેના સાસરીઆને મામેરાની રીત ભગવાને જાતે રૂડી રીતે કરી હતી મહેતા પછી બસે વર્ષે થયલા કવિ પ્રેમાનદે આવા ચારેક દૈવી સહાયના *પ્રસગો લઇ કાવ્યરૂપે પોતાની રસિક અને સરળ બાનીમા તેને એવી ખૂબીથી વર્ણવ્યા છે કે આજે પણ ગુજરાતમા ઘેરે ઘેર તે સ્રીપુરૂષોમા ગવાય છે

**નરસિહ મહેતાનો ચોરો.**

જુનાગઢમા આજે પણ "નરસિહ મહેતાનો ચોરો" હયાત છે ત્યા એના ઇષ્ટ દેવની મૂર્તિ છે અને એ સ્થાન કવિના સ્મારક રૂપે ગણાય છે હમણા હમણા તો એની જન્મતિથિએ કેળવાયલા અને ભક્ત નાગરો સાહિત્ય અને ધર્મ ઉપર એના કાવ્યોથી થયલી અને થતી અસર વિષે વિવેચન કરીને એની જયતિ ઉજવે છે

**એના ગ્રથ**

એના મુખ્ય ગ્રથ નીચે પ્રમાણે છે -હારમાળા (કેટલાક કહે છે કે એ એની નથી), ચાતુરી ષોડશ–ચાતુરી છત્રીશી–સામળદાસનો વિવાહ–દાણલીલા–ગોવિદ ગમન–ભક્તિ અને શૃગાર પદ લગભગ હજારેક પદ અને સુરત સગ્રામ

**પદ વિષે દતકથા**

એવી વાત ચાલે છે કે એણે સવા લાખ પદ રચ્યા છે. એક લાખ પદ જ્યારે પૂરા થયા ત્યારે એને યમ દેવનુ તેડુ આવ્યુ પણ બાકી રહેલા પચીશ હજાર પદ પૂરા કરવામા એનો "જીવાત્મા ધુટાયો" એની વિધવા પુત્રવધુએ એનું કષ્ટ જોઇને એની સમક્ષ પાણી મૂક્યુ કે "અવશેષ રહેલા પચીશહજાર પદ

---

* ૧ કુવરબાઈનુ મામેરૂ
  ૨ નરસિહ મહેતાના બાપનુ શ્રાદ્ધ
  ૩ સામળદાસનો વિવાહ
  ૪ નરસિહ મહેતાની હુડી

"હુડી" તો નરસિહ મહેતાએ પોતે પણ લખી છે

હું તમારે નામે રચીને પૂરા કરીશ ” આ ખાત્રી મળવાથી એણે શાંતિથી દેહ છોડી અને એની પુત્રવધુએ પોતાનું વચન પાળ્યું કેટલાક એમ કહે છે કે સાયલાના લાલા ભગત તરીકે એણે ફરી જન્મ લીધો હતો અને પદ પૂરાં કર્યાં હતા, ત્યારે વળી કેટલાકની માન્યતા એવી છે કે ઓગણીશમા શતકમા થયલા કવિ દયારામ એનો જ અવતાર હતા

ગ્રંથોનો પ્રકાર.

એના ગ્રંથો સામાન્યત બે પ્રકારના છે—શૃંગારના અને ભક્તિના એનો શૃંગાર અંતે તો ભક્તિમા જ લીન થઈ જાય છે, તેમ છતા કોઈ સાધારણ સમજવાળો મનુષ્ય માત્ર શબ્દાર્થ જ કરે તો તેને તો એ ખુલ્લા શબ્દોમા વર્ણવેલો શૃંગાર ભક્તિમા કેમ લીન થાય એમ સમજવુ મુશ્કેલ લાગે શુદ્ધ શૃંગારના દૃષ્ટાંત રૂપે નીચેનુ પદ ટાંક્યુ છે રાધાને તેડવા લલિતા નામે દૂતિને કૃષ્ણે મોકલી છે તે એકાતમા કૃષ્ણને માટે રાધાને સમજાવીને લાવી છે –

" કુંજ સમિપે આવીયા કુંવરીને તેડી કુમાર,
" એકાંત સ્થાને રચી શૈયા, મળી કરે રે વિહાર
" ભૂધરે તે ભીડી હૃદેશું ચુંબન લીધું ગાલ,
" રસીઓ તે રસ પ્રીતે પીએ, કંદર્પ રસ રસાળ ”

કેટલાક પદોમા કેવળ ઉઘાડો શૃંગાર વર્ણવ્યો છે તેમા પુરૂષવર્ગની મનોવૃત્તિ અને વિકારને જાગ્રત કરવા સ્ત્રીવર્ગ જે જે યુક્તિ પ્રયુક્તિ યોજે છે તે સર્વેનો ઉપયોગ શ્રી કૃષ્ણને આકર્ષવા ગોપીઓ કરે છે; પરંતુ આ સર્વ મનોભાવની સમજણની ચાવી માટે એ શ્રીકૃષ્ણ મુખે શૃંગારમાળામા કહેરાવે છે કે —

" સુણો તમો નારી, અમે બ્રહ્મચારી, અમને તે કોઇ એક જાણે રે,
" વેદ ભેદ લહે નહિ મારો, સનકાદિક નારદ વખાણે રે,
" એક જાણે છે વ્રજની ગોપી, કે રસ જયદેવે પીધો રે ”

શૃંગારમાળા.

એક એવી દંતકથા છે કે એક વેળા મહેતાને તૃષા લાગી ત્યારે સુંદરી વેશે કૃષ્ણ તેને જળપાન કરાવવા આવ્યા હતા તે પ્રસંગનુ વર્ણન આપતાં નરસિંહ મહેતા કહે છે કે —

"વ્યભિચાર મૂકી જુવો વિચારી,
"એ તો નરસૈયાચા સ્વામી રે"

સારાંશ કે સૌંદર્યવતી સ્ત્રીપર દૃષ્ટિ નાખતી વેળાએ આપણા ચક્ષુના વિકારરૂપી પડળ દૂર કરવા જોઇએ, અને એ રીતે જોતા સ્ત્રી એ સ્ત્રી નહિ પરંતુ નરસિંહના સ્વામી દેખાશે

**નરસિંહ મહેતા અને મીરાબાઈનો શૃંગાર**

નરસિંહ મહેતા કરતા મીરાબાઇના પદ ભાષાલાલિત્યમા અને મનોભાવનાની વિશુદ્ધિમા ઉચ્ચત્તર કોટીના છે સ્ત્રીહૃદયની કોમળતાથી ઓતપ્રોત થએલા હોવા ઉપરાંત એ પદની ભાષા પણ મૃદુ છે, કારણ પોતાની જાતિમાં રહેલા કુદરતી રીતે મર્યાદા અને લાજાળપણાના ભાવને એ સ્ત્રીકવિ દૂર કરી શકી નથી પરિણામે એના પદ લોકોમા પ્રચલિત છે, અને જનસમૂહના મોટા વર્ગમા છૂટથી વંચાય અને ગવાય છે.

**ભક્તિનાં પદ**

નરસિંહ મહેતાના ભક્તિના પદની વાત તો નિરાળીજ છે હિંદના ધાર્મિક તત્વજ્ઞાનના ધ્વનિથી એ ગાજી રહ્યાં છે, અને કૃષ્ણ ભક્ત હોવા છતા, એ ધાર્મિક તત્ત્વજ્ઞાનમા કેટલો ઓતપ્રોત થઇ ગયો હતો તે તેમાથી સ્પષ્ટ જણાઇ આવે છે એક પદમા મનુષ્યને સબોધી એ કહે છે કેઃ—

"સમરને શ્રી હરિ, મેલ્ય મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં,
"તુ અલ્યા કોણ ને કોને વળગી રહ્યો
વગર સમજે કરે મારૂં મારૂં—સમરને૦

"દેહ તારી નથી, જો તું જુગતે કરી,
રાખતા નવ રહે નિશ્ચે જાયે,
"દેહ સબંધ તજે, નવનવા બહુ થશે,
પુત્ર કલત્ર પરિવાર વહાયે—સમરને૦

"ધનતણું ધ્યાન તું, અહોનિશ આદરે,
એજ તારે અંતરાય મ્હોટી,
"પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખિઓ,
હાથથી બાજી ગઈ થયો રે ખોટી—સમરને૦

"ભરનિદ્રા ભર્યો, રોધી ઘેર્યો ઘણો,
"સંતના શબ્દ સુણી કાં ન જાગે.
"ન જાગતા નરસૈંયા, લાજ છે અતિ ઘણી,
"જન્મોજન્મ તારી ખાંત ભાગે—સમરને૦"

**એની કવિતાની લોકપ્રિયતા.**

કેટલાક પદ તો ઉપરના પદમા વાપરેલી ભાષા કરતા પણ વિશેષ તત્વજ્ઞાનવાળી ભાષામા લખાયા છે, પરંતુ કેટલાક બીજા તદ્દન સરળ ભાષામા જ રચાયા છે, અને તે એના પ્રભાતીઆ છે. એ પ્રભાતમા ગાવાને જ રચાયા છે અને તેમા કૃષ્ણસ્તુતિ પણ છે અને તત્ત્વજ્ઞાનના સૂત્રોનો ઉપદેશ પણ છે. અને જો કે દેખીતી રીતે તો જનસમૂહના પ્રમાદ માટે તેને ઠપકારૂપે લખાયા છે તોપણ બાનીની મધુરતા સાથે સાથે સારાસાર વિચારથી ભરપૂર છે પ્રભાતમા જાગૃત થતાં જ માણસના મુખમાથી જે પ્રથમ શબ્દ નીકળે તે પ્રભુ વિષયેજ હોય, આંખો ઉઘડતા જ જે પહેલા જ વિચાર તે કરે તે તે જો પ્રભુ સંબંધે જ હોય તો પછી તેના પરિણામમા તેનું કલ્યાણ જ થાય, આ હેતુથી પ્રભાતીઆ રચાયા છે આમાના કેટલાક તો બહુ લોકપ્રિય છે અને પ્રભાતમા—ઘણા વહેલા ઉઠીને એ પ્રભાતીઆ શ્રદ્ધાપૂર્વક

લોકો ગાય-સાભળે છે પ્રભાતીઆ ગાવાનો આ રીવાજ હિંદુઓમા કાંઈ નવો નથી દક્ષિણમા તુકારામના અભંગો એજ રીતે ગવાય છે અને સ્વ. ન્યા રાનાડેના જીવન વૃત્તાતમા એમના પત્ની જણાવે છે કે એઓ પ્રભાતમા ચાર વાગે તુકારામના અભંગો બોલતા બોલતા જ જાગૃત થતા

**અને તેનો આધ્યાત્મિક અર્થ**

એના કેટલાક પદમા જે આધ્યાત્મિક અર્થ ગૂઢ સમાયલો છે ને જે એની કેટલીક કવિતાનુ બ્હાર પડતું લક્ષણ છે તેની અહી સવિસ્તર ચર્ચા કરી નથી દાખલા તરીકે એણે શિવ કૃપાથી વૈકુંઠમા જોયલી ગોપીઓ અને કૃષ્ણની રાસલીલાને હરિ સાથે મનુષ્ય હૃદયના નૃત્યનુ રૂપક સમજવાનુ છે. સામાન્ય વાચનારને આ વિષય સહજ સમજાય તેવો નથી, ને તેથી તે અત્રે ચર્ચ્યો નથી

**શૈલી**

એની શૈલીમા પ્રાચીનતા કે પાડિત્ય જેવુ કાઇ નથી આધ્યાત્મિક વિષયની ચર્ચા કરવામા એની કવિતા અખા જેટલી કઠણ નથી તેમ શૃગારમા દયારામ જેટલી સરળ ને મીરાબાઇ જેટલી સંગીતમય નથી એણે જે ભાષામા લખ્યુ હશે તે ભાષા જળવાઇ રહી નથી. એની કવિતામા કોઇવાર છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે "ચા" વપરાયો છે તે ઉપરથી પ્રાચીન ગુજરાતી અને મરાઠી કોઇ એક અમૂક થડમાથી ઉતરી આવેલા સમજાય છે, કારણ મરાઠીમા પણ છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે "ચા" વપરાય છે.

**ભાલણ.**

આ સમયમા ભાલણ (ઇ સ ૧૪૩૯-૧૫૩૯) અને ભીમ (ઈ. સ ૧૪૮૪) નામે બે એના કરતા ઉતરતી પંક્તિના કવિઓ થઈ ગયા છે ભાલણ પાટણનો શ્રીમાળી બ્રાહ્મણ હતો ગુજરાતની એ રાજધાનીમા આ સમયે કાંઈપણ રાજકીય ખટપટ પ્રચલીત નહોતી, તેથી સસ્કૃતનો પડતો મૂકાયલો

અભ્યાસ પાછો ચાલુ થયો હતો અને જો કે આ બે કવિયો ઓછા પ્રસિદ્ધિ પામેલા છે તે છતા પણ એક જૂદા દૃષ્ટિબિંદુથી જ એમની કિમત આંકવાની છે. તેમનો સંસ્કૃત ભાષાનો અભ્યાસ એટલો ઉંડો હતો કે તેમનુ વલણ સહજ તે ભાષામા કવિતા રચવા તરફ થાય છતા ગુજરાતી ભાષાપર તેમને એટલો પ્રેમ હતો કે તેમણે તેથી ઉલટો રસ્તો પકડયો, એટલે કે સંસ્કૃત પુસ્તકના ગુજરાતીમા ભાષાંતર કર્યા ભાલણે બાણભટ્ટની અમર કાદંબરીને ગુજરાતીમા ઉતારી છે ત્યારે ભીમે બોપદેવના ભાગવતનુ ભાષાંતર કર્યું છે પ્રથમ પુસ્તક દુનીઆદારીને લગતુ, સાંસારિક છે અને બીજુ ધર્મને લગતુ છે ધાર્મિક વિષયોપર લખવાનો પ્રચલિત માર્ગ છોડીને ભાલણ આ બીજે માર્ગે કેમ ઉતર્યો તેની સમજ પડતી નથી પંતુ ધાર્મિક વિષયપર પણ એણે લખ્યુ છે ખરૂ, અને રામ, કૃષ્ણ અને શિવના ચરિત્રમાના પ્રસંગોપર આખ્યાનો લખ્યા છે વાચકના મનપર એ જે વાત ઠસાવવા માગે છે તે એ જ છે કે દેવતાઓ જો કે ભિન્નભિન્ન રૂપે દેખાય છે તોપણ એક દેવનો ભક્ત તે બીજા દેવનો પણ ભક્ત છે અને એ સર્વે એક જ પરમાત્માના ભિન્ન ભિન્ન અભિધાન છે એના બે મોટા કાવ્યો–ચંડિઆખ્યાન અને નળાખ્યાનમા કાંઇપણ વિશેષતા નથી અને નળાખ્યાન તો કડીએ કડી સરખાવતાં ભાષા, શૈલી અને વર્ણનમા પ્રેમાનંદના નળાખ્યાનથી ઘણી જ ઉતરતી પંક્તિનુ છે "મા" ને સ્થાને એણે વારંવાર "આઈ" શબ્દનો ઉપયોગ કર્યો છે એવા દૃષ્ટાંતોથી મરાઠી અને ગુજરાતી બંનેનુ મૂળ એકજ હોય એવી જે ચર્ચા નરસિંહ મહેતાની ભાષા અંગે થઇ શકે તેજ એની ભાષા માટે પણ થઈ શકે એમ છે ભાલણે ઘણા ગ્રંથો રચ્યા છે * કેટલાક ગ્રંથોનો વિષય તો થોડા વર્ષ પછી પ્રેમાનંદે લખેલા કાવ્યોનો વિષય છે તેનો તેજ છે "સાંભળ રે તું સજની મારી રજની ક્યાં રમી આવીજી"[1] વાળી ગરબી

---

*દશમસ્કંધ, નળાખ્યાન, સપ્તશતી, રામાયણ, શીવ–ભીલડી સંવાદ, કાદંબરી, ધ્રુવાખ્યાન

1 આ ગરબી દયારામની કૃતિ છે એમ કહેવાય છે

જેમા એક ગોપીએ કૃષ્ણુ સગતમાં પસાર કરેલી રાત્રી માટે તથા તે બાબત કપડાંની અવવ્યસ્થિત હાલત ઉપરથી મળતા પુરાવા સબધે પ્રશ્નોત્તર છે, તે ગરબીથી એ બહુ પ્રસિદ્ધ છે એ સવાદ એક ગોપી અને તેની સખી–જે તેની છૂપી વાત પકડી કહાડે છે તેની વચ્ચે છે અને વ્યગોકિત અને ચાતુર્યથી પરિપૂર્ણ છે

ભીમ

ભીમ સિદ્ધપુર પાટણુનો મોઢ બ્રાહ્મણુ હતો બોપદેવના ભાગવત્ સિવાય બીજુ ઘણુજ થોડુ એણે લખ્યુ છે વિલક્ષણુ ગુજરાતીમા એ કહે છે કે બોપદેવને આધારે હું ભાગવત્ કરૂં છુ ને સરોવર કાંઠે આવેલા કૂપમાથી લોકોની તૃષા છીપાવવા જેમ યત્ન કરૂં છુ

પદ્મનાભ

વીસલનગરા નાગર બ્રાહ્મણુ પદ્મનાભના ઐતિહાસિક કાવ્યનો ઉલ્લેખ કરવાની અત્રે ખાસ જરૂર છે ઇ સ ૧૪૫૬ (સ ૧૫૧૨) મા પશ્ચિમ મારવાડના ઝાલોર ગામમા લખાયલો કહાન્ડ–દે પ્રબધ ગુજરાતી સાહિત્યમા વિરલ કાવ્ય છે એની પહેલાના શતકમા અલાઉદ્દીન ખીલજીના સરદાર અલફખાએ ગુજરાત કાઠીઆવાડપર આક્રમણુ કરી જે જય મેળવ્યો તેનુ સવિસ્તર વર્ણન એમા છે. અણુહિલવાડ પાટણુના હિદુ રાજ્યનો લય–સોમનાથ પાટણુપરનુ આક્રમણુ, યુદ્ધમા હિદુ મુસલમાનનો જય પરાજય, ઉત્તરમાથી આક્રમણુ કરનારા, પોતાનાથી સખ્યામા ત્રણુથી ચાર ગણા વધારે એવા શત્રુનો પરાજય કરવામા રજપૂતોએ દર્શાવેલુ અપ્રતિમ શૌર્ય, ગોરક્તથી જળ ભ્રષ્ટ કરી હિદુઓને મળતુ જળ બધ પાડવાથી તેઓની થઇ પડેલી લાચાર સ્થિતિ, બાર વર્ષ સુધી અલાઉદ્દીનના ઘેરા સામે ટકેલા ઝાલોરના રાજા કહાન્ડ–દેના એક એવફા રજપૂતે કરેલા વિશ્વાસઘાત આદિનુ વર્ણન આ કવિએ આ કાવ્યમા મનોવેધક રીતે કર્યુ છે. હિદુ રાજ્યપર આક્રમણુ કરતા દલને

પોતાના મુલકમાંથી નહીં જવા દેવા માટે કહાન્ડદેએ વાળેલો ધૃષ્ટ ઉત્તર, કહાન્ડદેએ પોતાના દલનો પરાજય કરી તેનો નાશ કરેલો તે વિશે દિલ્લીના સુલતાનને સમાચાર મળતા તેને થયલો આઘાત તથા દિલ્લીમા થએલો ખળભળાટ એ આદિ વૃત્તાંતોના આબેહૂબ વર્ણનો વાચતા આપણા મનમા દેશાભિમાનની લાગણી સતેજ થઈ જાય છે અને કેટલીક પંક્તિઓ વાચતા વાચતા તો આપણાં રૂંવેરૂંવા ઉભા થાય છે.

**પરાજયનું વર્ણન.** આ પરાજય ખળભળાટ અને આઘાતના વર્ણનની નીચે આપેલી પંક્તિઓપરથી કવિની શૈલી અને તે વખતની ભાષાની સ્થિતિ એ બંને જણાઈ આવે છે.—

"જે જે તુરક નાસી ઉવર્યા, એક ઠામિ જઈ જંગલિ મિલ્યા
"એક ઉઘાડા વસ્ત્ર વિહીણ, ભુખઈ કરી એક થાઈ ખીણ,
"એક ધૂમન્તા જાઇ ધાઈ, એક ડોલિ ઉપાડયા જાઈ,

× × × ×

"અલુખાન અધારૂ કરી વસ્ત્ર એક મુખિ અનંગિ ધરી,

× × × ×

"ભાગા તણી વાત ઇમ સુણિ, ઠામ ઠામ રોઈ તુરકણી,

× × × ×

"એક ફાડઇ પહિરણિ સુથણી, પાએ નેઉર ભાજઇ ઘણી,
"એક લાખઇ એકાઉલિ હાર, એક ઉતારઈ સવિ સિણગાર,

× × × ×

"એક તણા બંધવ ભરતાર, એક તણા કુંટરા કુમાર

પદ્મનાભના સમકાલિન નરસિંહ મહેતા તથા મીરાબાઇના કાવ્યોની ભાષાનુ અસલ સ્વરૂપ બદલાઇ તેમા એટલો બધો ફેરફાર થયો છે કે

**એની ભાષાની જાળવણી** હાલની ગુજરાતીમાંથી એને જુદી પાડવી મુશ્કેલ થઇ પડે છે, જ્યારે પદ્મનાભના આ કાવ્યની ભાષાનું રૂપ જેવું ને તેવું જ જળવાઇ રહ્યું છે, એ ઉપરના દૃષ્ટાંત પરથી જણાઇ આવે છે. આમ થવાનું કારણ એ છે કે આ કાવ્ય ઝાઝું લોકપ્રચાર પામ્યું ન હોતું અને તેથી જેમ નરસિંહ મહેતા અને મીરાંબાઇના કાવ્યો એક મોઢેથી બીજે મોઢે જતાં તેમાં પાઠાફેર થતો ગયો તેમ એને સબંધે થયું નહીં ઇ સ ૧૫૫૦માં બે જૈન સાધુઓએ લખેલી હસ્તલિખિત પ્રત ડા બ્યુહ્‌લરે ઇ સ ૧૮૭૫–૭૬ માં મેળવીને આ કાવ્યને અંધકારમાંથી પ્રકાશમાં આણ્યું "પ્રબંધ" જૈનોએજ લખેલા અને આ ગ્રંથનું નામ "કહાન્ડદે પ્રબંધ" હતું માટે એ કોઇ જૈનનો જ લખેલો હશે, એમ સમજીને પાલણપુર નજીક થરાદના ભંડારમાં જૈનોએ એને રાખી મૂકેલું ભાષાશાસ્ત્રીની દૃષ્ટિએ એની અગત્યતાની પિછાન ઘણી મોડેથી છેક હમણાં હમણાં જ કરવામાં આવી છે *

**પ્રથમ યુગનો અંત.** ગુજરાતી કાવ્યના પ્રથમ યુગનો અહીં અંત આવે છે. આ યુગનું વિશેષ લક્ષણ કૃષ્ણ ભક્તિને અંગે લખાયલા ગેય અને આધ્યાત્મિક જ્ઞાનવાળાં પદો છે કૃષ્ણભક્તિને પરિણામે નરસિંહ મહેતા તથા મીરાંબાઇને પોતાના અંતરના–અંદિના સગાં સાથે કલહ કરવો પડેલો અને એ શ્રદ્ધાપૂર્ણ ભક્તિના ફળ તરીકે એમને મોક્ષપ્રદ સ્વરૂપના દર્શન થયેલાં અને એ દર્શન વર્ણવતાં કાવ્યો અત્યારે પણ ગુજરાતના રસિક નર નારિયોના હૃદય વેધે છે

---

* રા ડાહ્યાભાઈ પી દેરાસરી બારીસ્ટર એટ-લૉ-એ આ પુસ્તકનું સંશોધન કરી છપાવ્યું છે એમણે સને ૧૯૦૯માં રાજકોટમાં મળેલી ત્રીજી સાહિત્ય પરિષદ્ વખતે આ કાવ્યપર એક ઉપયોગી નિબંધ વાંચ્યો હતો ઉપરનો સાર આપવામાં એ નિબંધની સહાય લીધી છે

# પ્રકરણ ૪ થું.



## સોળમા શતકના કવિયો



બીજા શતકો સાથે સરખાવતા સોળમો શતક શુષ્ક છે. દિલ્હીની પડતી જતી પઠાણુ પાદશાહીથી ગુજરાતના સૂબા ધીમે ધીમે સ્વતંત્ર થતા જતા હતા, આ સર્વ સુબામા પ્રબળ સૂબો સુલતાન મહમદ બેગડો પણ નરમ પડી ગયો હતો અને પરિણામે દેશમા અરાજકતા-અધાધુંધી ચાલી ઈ. સ ૧૫૭૩ મા શહેનશાહ અકબરે ગુજરાત સર તો કર્યુ પણ તેથી એ પ્રાતની અદરની અવ્યવસ્થાનો અત આવ્યો નહીં આ સમય કાવ્યના કોમળ રોપાને ઉછરવાને અથવા ફાળવાને અનુકૂળ નહોતો અને વસ્તા, વચ્છરાજ અને તુળસી, એ ત્રણ કવિયોના વડે જ કેવળ શુષ્કતાના આરોપમાથી આ શતક બચી જાય છે

**વસ્તો**

વસ્તો ખેડા ગામના બોરસદ પરગણાનો પાટીદાર હતો, હતો તો ખેડુત પરતુ પોતે કુવારો રહ્યો હતો અને નાની ઉમરે સસાર ત્યાગ કરીને સાધુ સન્યાસીની સગતમા સમય ગાળતો હતો નરસિંહ મહેતાનામા જે ભાવ હતો તે ભાવથી એણે બે કાવ્ય શુકદેવાખ્યાન અને સુભદ્રાહરણ લખ્યા છે તે બને વર્ણનાત્મક છે

**વચ્છરાજ**

વચ્છરાજ કબીરપથી હતો અને ભરૂચની પાસેના જાણીતા જબુસર ગામનો હતો "રસમજરી" નામના એના ગ્રથમા વાર્તાઓ છે અને તેમાં સ્ત્રીઓ જાતિસ્વભાવ પ્રમાણે પોતાનુ ધાર્યું કેવી કુશળતાથી પાર ઉતારે છે તે

બતાવ્યુ છે એ ગ્રથ સાસારિક વિષય પર છે અને જે રસ્તે પાછળથી શામળભટ્ટ આટલી ઉજ્જવળતાથી પ્રકાશ્યો છે તેની ઝાખી કરાવે છે.

**તુળસી**

તુળસી જુનાગઢ પાસે કુતીઆણુાનો સારસ્વત બ્રાહ્મણ હતો. ધ્રુવજી જેમને નાનપણમાથી ઘરબાર છોડવા પડેલા અને જેમણે જગલમા પ્રખર તપ કરી હરિને સંતોખ્યા તેમના દુખાદિનુ વર્ણન ધ્રુવ ચરિત્રમા એણે કર્યું છે. રામાયણ અને મહાભારતમાથી લખાયલા આખ્યાનોની માફક ધ્રુવચરિત્ર પણ પ્રાચીન અને અર્વાચીન કવિયોનુ પ્રધાન વસ્તુ થઈ પડયુ છે રા ત્રિપાઠી "Classical Poets'મા લખે છે કે—રસિક અને પ્રભાવયુક્ત કાવ્યના ચિત્રવિચિત્ર સમૃદ્ધિવાન મહાન્ કવિયોની વૃષ્ટિ આગામી શતકમા સતત્ ધારારૂપે થવાની હતી તેમના બુદ્ધિ પ્રભાવનુ બીજ આ શતકના ગ્રથો ઉપરથી સચેત થતુ સ્પષ્ટ દેખાય છે



# પ્રકરણ ૫ મું.

## સત્તરમા શતકના કવિયો.



**અખો અને એનું બાલ્ય જીવન.**

આ શતકના ત્રણ અગ્રગણ્ય કવિયોમાંનો અખો ભગત (૧૬૧૫-૧૬૭૫) પહેલો હતો, એ જાતનો સોની અને રહેવાશી અમદાવાદનો હતો કેટલાક કહે છે કે એ અમદાવાદ પાસેના જેતલપુર ગામનો રહીશ હતો અને ત્યાંથી અમદાવાદ આવી રહ્યો હતો પોતાની બેનના અવસાનને લીધે નાનપણથી જ એણે સંસારના ભોગ ત્યજેલા અને તે સમયથીજ એના મન પર વૈરાગ્યના જે સંસ્કાર પડેલા તેથી એના જીવન પર ઘણી જ અસર થઇ એક પછી એક એવા પ્રસંગો બનતા ગયા કે જેથી એને સંસાર પર અભાવ આવ્યો "સોની સગી બેનને છોડે નહીં" એવી માન્યતા ગુજરાતમા કહેવત રૂપ થઈ પડી છે એક બાઇ જેને અખો બેન કરતા પણ અધિક ગણતો તેણે એક વેળાએ એને કંઠી કરવા સોનું આપ્યુ સોનુ ત્રણસેં રૂપીઆનુ હતુ પોતાની બેન પરના હેતને લીધે એણે ગાંઠના રૂપીઆ સો ઉમેરી કંઠી ચારસેં રૂપીઆની કીંમતની બનાવી બાઈ ઘણી રાજી થઈ, પરંતુ એક ઓળખીતા સાથે પ્રસંગ નીકળતા તેણે બાઇને કહ્યું કે "સોનીના સ્વભાવથી વિરૂદ્ધ જઇ એ ગાંઠનુ ઉમેરે એ વાત જ અસંભવિત છે" તે ઉપરથી કંઠી ભાંગી તેનો કસ કઢાવતા રૂપીઆ ત્રણસેંથી વધારેનો માલ જણાયો બાઇ કંઠી ઠરાવવા પાછી અખા પાસે ગઇ ને જ્યારે અખાએ કંઠી ભાગવાનુ કારણ આગ્રહપૂર્વક પુછ્યુ ત્યારે બાઇએ બધી હકીકત એને કહી દીધી. અખાને તે ઉપરથી એમ જ લાગ્યુ કે સંસારમા સારા માણસ માટે સ્થાનજ નથી અને ઠગ ને પાખંડી જે બધી દુનિયાને પોતાના જેવી માને છે તેમનો જ તેમા વાસ છે.

અમદાવાદની પાદશાહી ટંકશાળનો એ ઉપરી હતો તે સમયે એની જાતવાળાઓએ એના પર એવુ આળ મૂક્યુ કે એ સિક્કા બનાવવામા ચાદી સાથે બીજી હલકી ધાતુનુ મિશ્રણ કરે છે સુબાએ એને બધીખાને નાખ્યો, પરંતુ તપાસ કરતા અખો નિર્દોષ છે એમ માલમ પડ્યુ અને તેથી એને મુક્ત કર્યો પરંતુ આ વાત એના હૈયામા એવી લાગી ગઈ કે એણે સસાર અને સંસારની ખટપટ છોડી દેવાનો નિશ્ચય કર્યો પોતાના ઓજાર તેણે કુવામા નાખી દીધા, માલમિલ્કત વેચી નાખી ને સન્માર્ગે ચઢાવે એવા ગુરૂની શોધમા નીકળી પડ્યો એણે પ્રથમ તો આવા ગુરૂની શોધ અમદાવાદમા કરી, પરંતુ ગુરૂ જડ્યા નહીં આથી એ જયપુર થઇને કાશી ને પ્રયાગ ગયો જયપુરમા વલ્લભાચાર્યના મંદીરના મહારાજ પર એનુ કાંઈ લક્ષ ખેંચાયુ અને ઉપદેશની આશાએ ગુરૂચરણનો આશ્રય લીધો શ્રીમંતાઇને લીધે એનો ત્યા સત્કાર થયો અને વૈશ્ણવ મંદીરનો મિષ્ટ અને ઉત્તમ પ્રસાદ એને આરોગવા મળ્યો પરંતુ તેથી એની ધર્મજીજ્ઞાસા તૃપ્ત થઈ નહીં એ ત્યાથી ગોકુળ મથુરા ગયો ત્યા પણ આવુ ને આવુ જ દીઠામા આવ્યુ કાશી પહોચ્યો ત્યા પણ એણે સાધુ સંન્યાસીની સેવા કરી પરંતુ "કંચન અને કામિની" થી કોઇને મુક્ત જોયા નહીં કાશીમા એ ઘણો સમય રહ્યો અને અંતે એને ઉપદેશ દેનારો ગુરૂ ત્યાં મળી આવ્યો પણ ખરો મણીકર્ણિકાના પવિત્ર ઘાટ પર એક નાના ઝુંપડામા વેદાંતના સૂત્રો એક શિષ્યને સમજાવતા એક સંન્યાસીને એણે સાભળ્યો શિષ્ય વર્ગથી ઉભરાઈ જતા આ પવિત્ર ધામમા-કે જ્યા કનિષ્ઠ ગુરૂ પાસે પણ સો સો વિદ્યાર્થીઓ તો હોય જ ત્યા આ પ્રસંગ કે જ્યા એક જ શિષ્યને તેના ગુરૂ ઉપદેશ દેતા હોય તે જરા કુતૂહલ ઉપજાવે એવો હતો. કથા ચાલતે સમયે એ ઝુંપડાની પછીત પાછળ ઉભો રહી ગુપ્તપણે જે સભાષણ થતું તેનુ લક્ષપૂર્વક શ્રવણ કરતો. બાર માસ સુધી આ શ્રવણ ચાલ્યુ અને સદ્દગુરૂની પ્રાપ્તિથી એનો આત્મા સંતોષાયો "કંચન અને કામિની" વિષયે પણ એણે ગુરૂની પરીક્ષા

ફરી જોઈ તેમા પણ એ ગુરૂ નિશ્ચળ જોયા આથી એણે તે ગુરૂની દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો, અને તે વિચિત્રરીતે પાર પાડ્યો જ્યા આવી કથા અથવા પ્રવચન થતું હોય ત્યા શ્રવણ કરનારાઓ તરફથી મ્હોડેથી હુંકારા દઈને અથવા મસ્તક હલાવીને સમતિ આપવાનો રિવાજ છે આથી ઉપદેષ્ટાનો ઉત્સાહ વધે છે, કારણ કે શ્રોતાઓ જાગૃત રહીને કથાનુ યોગ્ય રીતે શ્રવણ કરે છે એમ કથાકાર સમજે છે શ્રોતાઓની સખ્યા વધુ હોય તો સ્વાભાવિક રીતે કેટલાક ઝોકા ખાય છે અને હુકારો ભણી શકતા નથી, પણ બીજા જે જાગૃત હોય તે ભણે છે, પરતુ જ્યા શ્રવણ કરનાર એક જ હોય ત્યા તેણે તો જાગૃત રહેવુ જ જોઈએ આ શિષ્ય જાગૃત રહેવામા ઘણો સાવધાન હતો છતા એક દિવસે એને ઝોકુ આવ્યુ અને ઉપદેષ્ટાના ઉત્સાહની ક્ષતિ અટકાવવા દિવાલ પાછળથી અખાએ હુંકારો ભણ્યો ગુરૂને આથી આશ્ચર્ય ઉત્પન્ન થયુ અને તપાસ કરતા ભીત પાછળ અખો માલમ પડ્યો આમ કરવાનુ કારણ પૂછતા એણે પોતાનો સર્વ વૃત્તાત કહ્યો અને શિષ્ય તરીકે દીક્ષા માગી, અને તેના પ્રમાણમા બાર માસ સુધી શ્રવણ કરેલો ઉપદેશ કહી સભળાવ્યો ગુરૂને એના પર વિશ્વાસ બેઠો ને એને દીક્ષા આપી આ પછી ગુરૂ પાસે ત્રણ વર્ષ સુધી રહી એણે પચદશી, અધ્યાત્મ રામાયણ, ભગવદ્ગીતા, યોગવાશિષ્ઠ રામાયણ અને વેદાતનો અભ્યાસ કર્યો

**જુના ગુરૂનો મેળાપ.** અમદાવાદ પાછા ફરતા એણે ફરી જયપુરમા મુકામ કર્યો પોતે લક્ષ્મીનો ત્યાગ કરી સત્ય જ્ઞાન મેળવ્યુ હતુ તો જુના ગુરૂ ગોકુળનાથ–શ્રીમત વૈષ્ણવ મહારાજ–પોતાનો હવે કેવો સત્કાર કરે છે તે જોવાની એને ઇચ્છા થઈ, અને પરિણામ એ ધારતો હતો તેવુજ આવ્યુ. દ્વારપાળે દ્વારપરજ એને અટકાવી પ્રવેશ કરવા દીધો નહી અખાએ પોતાનુ નામ આપ્યુ તો દ્વારપાળે કહ્યુ "અખો તો મોટો શેઠીઓ હતો, તારા જેવો કોઈ ભીખારી નહોતો" આ ગડમડ સાભળી મહારાજ પોતે બારીએ આવ્યા અને તેમણે

અખાને ઓળખ્યો પણ ખરો પરંતુ એની ઓળખાણની બાબતમા નજો વાસ્યો અખો સમજ્યો કે મહારાજને અખાનુ કામ નહોતું

**સાધુસંન્યાસી માટે અખાનો અભિપ્રાય**

અમદાવાદ તેમજ સર્વ સ્થળે સાધુ–વૈરાગી વિગેરેની સગતમા રહેલો હોવાથી અખાએ તેમની વર્તણુક બરાબર લક્ષમા રાખી હતી અને તેમના પાખડ અને અનીતિથી એ એટલો કટાળ્યો હતો કે તેમના ઢોગ ઉઘાડા પાડવામા જ આખુ જીવન વ્યતીત કરવુ તેજ તેનું સાર્થક માન્યુ. એને સજ્જનની ભેટ પણ થઇ હતી, અને તેમની પણ પ્રશસા કરવા એ ચૂક્યો નથી પાખડી, વેષધારી, સાધુ વૈરાગીને ઉઘાડા પાડવામાજ એની કવિતા મોટે ભાગે રચાઈ છે, પરતુ એની કસોટીમા પાર ઉતરેલાની પ્રશસા પણ વારવાર એની કવિતામા જોવામા આવે છે

**અખાના ગ્રંથ તેમાં સમાયલુ ગૂઢ તત્ત્વજ્ઞાન**

અખો શકરાચાર્યના મતનો હતો 'અખે ગીતા'–'ચિત્ત–વિચાર સવાદ' –'પચીકરણ'–'ગુરૂ શિષ્ય સવાદ'–'અનુભવ બિંદુ'– 'કૈવલ્યગીતા' બ્રહ્મલીલા (હિંદીમા છે)–'પરમપદ પ્રાપ્તિ' અને 'પચદશી તાત્પર્ય'–એટલા એના ગ્રથ છે અને એ ગ્રથોના નામ ઉપરથી જ જણાઈ આવે છે કે તે વેદાંત વિષયના છે ગ્રથો બહુ કઠણ છે અને તેનુ રહસ્ય તો બાજુએ રહ્યુ પણ સાધારણ વાચ્યાર્થ પણ વેદાતમા પ્રવેશ ન હોય તેવા-ઓને સમજવો મુશ્કેલ છે. એની રૈલી ઉપરથી જ જણાય છે કે એણે સાધા-રણ લોકોને સબોધીને જ આ ગ્રથો લખ્યા છે. પરતુ પોતે જેમ પરબ્રહ્મની શોધમા ગયલો ને કૈવલ્ય અને વેદાત સૂત્રોનુ રહસ્ય સમજેલો તેમ કોઇ સર્વ મનુષ્યે કરેલુ નથી એ વાત એ ગ્રથ લખતી વેળાએ ભૂલી ગયો છે વળી તત્ત્વજ્ઞાન અને તે પણ શ્રી શકરનુ ગહન અને ગૂઢ અધ્યાત્મજ્ઞાન કાવ્યમાં

ઉતારવુ મુશ્કેલ છે એ વિષય જ કાવ્યરૂપે આકર્ષક થવો મુશ્કેલ છે અને તેથી અખાના કેટલાક ગ્રંથો તો જન સમાજના લક્ષપર પણ આવ્યા નથી, પરતુ એના સાતસે છેતાલીશ છપ્પા અને સાઠ પદ જેમા એણે સસાર અને તેના વ્યવહાર વિશે હિતકારક બોધ આપ્યો છે તેની વાત તો ન્યારીજ છે દુનીઆમા લેખાતા ડાહ્યાઓ, ભિન્ન ભિન્ન પથના મહારાજો–સાધુ–સન્યાસી–બાવા–વૈરાગી આદિ જેઓ સસારની માયા

**પાખડને પ્રગટ કરવુ**

જાળમા લુબ્ધ થઇ ગયા છે તેમને તેમના ખરા સ્વરૂપમા એણે સસાર સમક્ષ ઉઘાડા પાડ્યા છે અને કચન અને કામિની, બાલ બચ્ચા–નોકર ચાકર–મિત્ર અને સગા સબધીની વિષમ અવસ્થા–પોકળપણુ અને મોટાની મીઠાશ આદિ વિષયો એવા ઝળકતા પણ ખરેખરા રગમા ચીતર્યા છે કે એની કાવ્યકૃતિનો એ ભાગ જનસમુદાયના હૃદયમા કોતરાઇ સર્વ વ્યાપક થઈ ગયો છે, અને એની કેટલીક ખરી અસરકારક પક્તિઓનો ઉપયોગ તો સાહિત્યમા સામાન્ય થઈ પડ્યો છે અને ઘરગથુ ભાષણમા છૂટથી વપરાય છે એ એવા મતનો હતો કે સ્ત્રી–બાલબચ્ચાં–મિત્ર–સગા સબધી–સર્વ લક્ષ્મીના સગા છે લક્ષ્મીના નાશની સાથે જ એ સૌ આપણો ત્યાગ કરેછે દુનીઆ અને

**સસારના મિથ્યાત્વ ઉપર બોધ**

તેના ઉપર આસક્તિ–સસાર અને તેનો તિરસ્કાર–તેના પર પ્રીતિ અને અપ્રીતિ એ સર્વ મિથ્યા છે, સસારનો માર્ગજ મિથ્યા છે, સાધુ સન્યાસી પાખડી ને ઢગી છે સાચો તો એક "પરબ્રહ્મ" છે સસારનો ગહ જેમ ચાલતો હોય તેમ ચાલવા દઈ પરબ્રહ્મને આશ્રયે જવુ

**શૈલી**

અખો બહુ કેળવણી પામેલો નહીં હોવાથી એની ભાષા સસ્કારી નથી વગર ઘડાયલી શિલા જેવી તે ખડબચડી છે, છતા પણ કોઇ કોઇ વિષયમા ઘણી અસરકારક છે. કટાક્ષ, કટુ ટીકા કરવામાં, અને સ્હેજ પણ ભીતિ

સિવાય કોઇ દુર્ગુણીની ફજેતી કરવામા એ એક્કો છે એ વિષયમા ગુજરાતી ભાષામા એના પેંગડામા કોઈ પગ મૂકી શકે એમ નથી અનીતિ ઉપર એના ચાબખાનો માર સખત પડે છે પણ એના કટાક્ષનુ ક્ષેત્ર મર્યાદિત છે એના કાવ્યમા પુનરૂક્તિ ઘણી હોવાથી એના બધા કટાક્ષમય કાવ્યોનો સગ્રહ કરવાને બદલે થોડાક ચૂટી કાઢ્યા હોય તો વધારે ઉપદેશકારક થાય એ ઉપરાત એની શૈલીના લક્ષમા લેવા યોગ્ય બે લક્ષણ છે એક તો એણે વાપરેલા અપ્રચલિત વાક્યો અને શબ્દો અને બીજુ પ્રાકૃત જનસમાજને ન સમજાય એવી વેદાતશાસ્ત્રમાથી લીધેલી ઉપમાઓ એની શૈલીના આ બે લક્ષણને લીધે એના ગ્રથોનો લાભ માત્ર થોડા જ લે એમ છે એની કવિતામા રસિક ઉક્તિ નથી દુનીઆમા પ્રસરેલા દભ—અનીતિ વિગેરે દુર્ગુણો પર ક્રોધે ભરાયલા કરડા સ્વભાવના મનુષ્યની કલમથી લખાયલી હોય એવી એની કવિતા લાગે છે એ સમયમા ચાલતા વ્હેમ અને અનીતિની સામે ઉતરી પડવાના આવેગમા અને ભાષા શૈલીમા એની તુલના પ્રખ્યાત લૅટીન કવિ જુવેનલ સાથે થઇ શકે એના સમય પછી ગુજરાતના લોકની રહેણી કરણીમા બહુ ફેર પડયો નથી અને તેથી એણે જે વર્ણવેલુ છે તે, તે સમયે આપણને જેટલુ લાગુ પડતુ હતું તેટલુ આજે પણ લાગુ પડે છે.

**કટાક્ષ.** સરળ અને કટાક્ષમય કવિતાના દષ્ટાતરૂપે જયપુરના ગોકુળનાથજી મહારાજને ખરા સ્વરૂપે ઓળખાવતા એ કહે છે કે –

"ગુરૂ કીધા મે ગોકુળનાથ,<br>
"ઘરડા બળદને ઘાલી નાથ,<br>
"ધન હરે ધોકો નવ હરે,<br>
"એ ગુરૂ કલ્યાણ શુ કરે, ?<br>
"ગુરૂ થઇ બેઠો હોસે કરી,<br>
"ક ઠે પહાણ શકે કેમ તરી ?

ભાવાર્થ કે અજ્ઞાનરૂપી પહાણુને ક ઠ ધગનાર ગુરૂ પોતે જ તરી શકે નહીં તો બીજાને તારવાની તો વાત જ ક્યાંથી

યાત્રા

યાત્રા કરવાથીજ પુણ્ય પ્રાપ્ત થાય છે એમ એ માનતો નહીં તેથી કહે છે કે —

"તીર્થ કોટી હરિજનને ચરણુ, કૃપા હશે તે જાશે શરણુ"

વેદાતીને જે ઉચ્ચ ભૂમિકાએ પહોચવા જિજ્ઞાસા હોય છે તે ભૂમિકા

બ્રહ્મમાં ઐક્ય

એણે પ્રાપ્ત કરી હતી જીવ અને પરમાત્માનુ ઐક્ય એ સમજ્યો હતો–પરમ આનદ પામ્યો હતો અને બ્રહ્મ સાથે ઐક્ય એણે સાધ્યુ હતુ.

એણે કહ્યુ છે કે —

"હરિ પામવા સૌ તપ કરે,
"અખો હરિમા મેળે કરે

વળી.—

" ગુરૂ થા તારો તુજ, નથી કોઇ બીજો ભજવા,
" બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અતરમા સેવા.

વિદ્વાનોમા જ પ્રચલિત ભાષા–સસ્કૃત–મા એની માન્યતા પ્રમાણે કોઇ

ભાષા ઉપર એના વિચાર.

વિશેષ આકર્ષણુ નહોતુ પ્રાકૃત તો ઠીક પણ ગુજરાતી પણ એના જેટલુ જ કામ આપી શકે એવો એનો મત હતો તેથી એણે પોતાના વિચારો ગુજરાતીમાજ દર્શાવ્યા છે એનો હેતુ તો જનસમૂહને ઉપદેશ દેવાનો અને તેમની આસપાસની મૂર્ખાઇઓ પ્રત્યે તેમની આખો ઉઘાડવાનો હતોઃ તે હેતુ ગમે તે માર્ગે પાર પડે એટલે બસ.

ભાષા અગે એ કહે છે —

" ભાષાને શુ વળગે ભૂર, જે રણમા જીતે તે શૂર,
" સસ્કૃત બોલે તે શુ થયુ, કાઇ પ્રાકૃતમાથી નાસી ગયુ

**તેનાં દૃષ્ટાંત** — પોતે કહેલી વાત સિદ્ધ કરવા એણે ઘણાંયે જ દૃષ્ટાત લીધા છે, જેવા કે —

૧ "ઊડો કુવો ને ફાટી બોખ,
'શિખવ્યુ સાભળ્યુ સઘળુ ફોક
૨ "ઓછુ પાત્ર ને અદકુ ભણ્યો,
"વઢકણી વહુએ દીકરો જાયો
૩ "મારકણો સાઢ ને ચોમાસુ મહાલ્યો,
"કરડકણા કુતરાને હડકવા હાલ્યો
"મરકટ ને વળી મદિરા પાએ,
"અખા એથી સૌ કો બીએ
૪ "કથા સાભળી ફૂટયા કાન,
"તોએ ન આવ્યુ બ્રહ્મજ્ઞાન
૫ "પત્થર એટલા પૂજે દેવ

**કવિ કહેવડાવવા પ્રતિ અભાવ.** — એને કોઇ કવિ કહે તે ગમતુ નહીં તેથી એણે લખ્યુ છે કે —

"જ્ઞાનીને કવિમા ન ગણીશ,
"કિરણ સૂર્યના કયમ વરણીશ ?

એ પોતાને જ્ઞાની ગણે છે પણ એની ઇચ્છા વિરૂદ્ધ એની ગણના કવિમા થઈ છે

**છંદ શાસ્ત્રનું અજ્ઞાન.**

છંદ શાસ્ત્રનો અખાએ અભ્યાસ કર્યો હતો કે કેમ તે નક્કી કરવુ મુશ્કેલ છે કોઈ પણ જાણીતા છંદમાં એણે કવિતા કરી નથી છંદોને કોરે મૂકીને એણે લોક પ્રચલિત ઢબમા લખવા પ્રયત્ન કર્યો છે એના છપ્પા તે પિંગળ શાસ્ત્રના છપ્પા નહીં પરતુ ચારને બદલે છ ચરણવાળી ચોપાઈ છે

**સાહિત્યમા એણે ગ્રહણ કરેલો નવીન માર્ગ**

પોતે નિર્માણ કરેલે માર્ગે જવામા એની કવિતાના ટૂંકા, શબ્દ ચાતુર્ય પૂર્ણ વાક્યો અને ખૂબીદાર પરતુ એક જ વિષયને ટૂંકમા સમાવનાર ચરણો એને બહુ ઉપયોગી થઈ પડ્યા એના લેખ મંડન કરતા ખંડન કરતા વિશેષ છે, અને આ સમયના લખાણોનો લક્ષપૂર્વક અભ્યાસ કરનારને માલમ પડશે કે એના સમયથી ગુજરાતી સાહિત્યમા એક નવીન યુગ શરૂ થાય છે ભક્તિ માર્ગ ઉપર કવિતા રચવાનુ છોડી દેનારાઓમા મુખ્ય એ જ છે વૃંદાવનનો ગોવાળ એ જ ઈશ્વર અને એ હરિના દાસત્વમા જ મોક્ષ એવો એકાંતિક હેતુ અખામા કે તેની પાછળ થનારામા જડતો નથી હવેથી કવિતાનો ધાર્મિક વિષય બદલાઇને સાસારિક થઇ જાય છે અખો તત્ત્વજ્ઞાનમા-પ્રેમાનદ પ્રકૃતિ અને મનુષ્યસ્વભાવના વર્ણન આલેખવામા અને સામળ વાર્તાઓમા જ ઘૂમે છે અખાથી માંડીને ગુજરાતનુ સાહિત્ય નદન નવીન અને આદરણીય માર્ગે પ્રવર્તે છે

**પ્રેમાનંદ-એના ગુણ વિશેષ.**

અખાની પછી થયલા પ્રેમાનદને કાંઇપણ આશંકા વિના "કવિ શિરોમણિ" કહેવામા આવે છે અંધકારમાથી ગુજરાતી ભાષા તથા સાહિત્યને પ્રકાશમા લાવનાર-અસંસ્કારી તેથી સાહિત્ય માટે અનુચિત-માત્ર અનાર્ય લોકને જ લાયક એવા એવા આક્ષેપોમાથી ગુજરાતી ભાષાને મુક્ત કરનાર-ભીષ્મ પ્રતિજ્ઞા લઇ-તે પાળી-સંસ્કૃત અને પ્રાકૃતનાં

ખેડાયલા અને પ્રસિદ્ધ સાહિત્યની કક્ષામા ગુજરાતી સાહિત્યને લાવી મૂકનાર જો કોઈ કવિ હોય તો તે પ્રેમાનદ જ એવી દતકથા ચાલે છે કે ગુજરાતી હલકા દરજ્જાની ભાષા છે ને સસ્કૃતની તુલનામા એમા સાહિત્ય કહેવાય એવુ કઈ છે જ નહીં એવા દોષમાથી એને તદ્દન મુક્ત ન કરૂ ત્યા સૂધી મારે પાઘડી પહેરવી નહીં એવુ પ્રેમાનદે "પણ" લીધુ હતુ. એ "પણ" એણે પાળ્યુ પોતાની પ્રખર બુદ્ધિથી એણે ગુજરાતીમા એક એવુ સાહિત્ય ઉભુ કર્યું કે જેની વિવિધતા અને સમૃદ્ધિ હજી આજે પણ અપ્રતિમ છે.

**કાવ્ય પ્રસાદી કેવી રીતે મળી**

પ્રેમાનદ અથવા "ભટ્ટ પ્રેમાનદ' (ઇ સ ૧૬૩૬–૧૭૩૪) વડોદરાનો બ્રાહ્મણ હતો નાનપણમા તદ્દન નિરાધાર સ્થિતિમા એને મૂકીને એના માતાપિતા મૃત્યુ પામ્યા હતા એના પૂર્વગામી નરસિંહ મહેતા અને પશ્ચાદ્‌ગામી દયારામ ની માફક એને કાવ્યપ્રસાદી મળવામા ઈશ્વરી સકેત હતો ચૌદ પદર વર્ષની વય સૂધી તો એ અભણ અને અણઘડ હતો સુભાગ્યે વડોદરાના કામનાથ મહાદેવની પાડોશમા આવી રહેલા એક સિદ્ધની સેવા કરવાનુ એને બની આવ્યુ વડોદરેથી પ્રયાણ કરવાને આગલે દિવસે સિદ્ધે પ્રેમાનદને કહેલુ કે "હું કાલે પ્રયાણ કરનાર છુ, માટે પ્રભાતમા પ્રયાણ અગાઉ મારી પાસે આવજે" ફારસી કવિ હાફિઝ જેને એવાજ કામે ખીજર પેગબરે બોલાવ્યો હતો તેની માફક પ્રેમાનદ પણ વેળાસર ગયો નહીં અને સિદ્ધ તો વડોદરેથી ચાલી નીકળ્યા

મોડુ થઇ જવાથી પ્રેમાનદે સિદ્ધની પાછળ દોડતા જઈ તેમને પકડી પાડ્યા પોતાની સેવા કરી તેથી સાધુએ એને આશિષ આપી કહ્યુ, "જા તુ પ્રાકૃતમા કાવ્ય કરી શકશે જો તું વહેલો આવ્યો હોત તો સસ્કૃતમા કાવ્ય કરી શકત" બીજી એક દતકથા જેને એના પુત્ર અને પ્રસિદ્ધ શિષ્ય વલ્લભ તરફથી પણ પુષ્ટિ મળે છે તે એવી છે કે એની છોકરવાદ અવસ્થામા એક રામચરણ હરિહર નામે વિદ્વાન સન્યાસી જે વડોદરામા કામનાથ

મહાદેવમા રહેતા તેમની પાસે એ જતો આવતો* હિંદના જુદા જુદા ભાગોમાં ગમચરણ એને પોતાની સાથે તેડી ગયા પ્રેમાનદ ઉત્સાહી હોવાથી આ રખડપટ્ટીમા એણે ઠીક જ્ઞાન મપાદન કર્યું સસ્કૃત અને હિંદીનો અભ્યાસ કર્યો એ ભાષાઓમા ગ્રથ રચવાના પ્રચારની અવગણના જો કે અખાએ કરી હતી અને તે પ્રચારને તેણે કોરે મૂક્યો હતો, તોપણ તે સમયમા કેળવાયલા અને શિક્ષિત વર્ગની ભાષા તો હિદી જ ગણાતી અને આરભમા તો પ્રેમાનદે આ ચાલુ પ્રથામા જ ભળ્યો એણે પ્રથમ તો હિંદીમા જ કવિતા કરી રામ ચરણ જે જન્મે ગુજરાતી હતો તેને એણે હર્ષભેર આ કવિના બતાવી સ્વામીએ કહ્યું "તને માતૃભાષાનુ અભિમાન નથી ? શા માટે હિદીમા કવિતા કરે છે ? આ ઘણુ ખેદજનક છે" પ્રેમાનદને આથી અતરમા ઘણુ લાગી આવ્યુ અને માતૃભાષાને સમૃદ્ધિવાળી કરૂ નહીં ત્યાસુધી પાઘડી પહેરૂ નહી," એવી પ્રતિજ્ઞા પોતે તે વખતે લીધેલી એવુ કહેવાય છે

**ગુજરાતના માણભટ્ટ** ગુજગતમા માણભટ્ટ અથવા ગાગરીઆ ભટ્ટ નામે કથા કહેનારા છે તેઓ જ્ઞાતે બ્રાહ્મણ હોય છે અને રામાયણ–મહાભારત જેવા વીરરસ કાવ્યો સવિસ્તર વિવરણ સાથે અને દૃષ્ટાંતો આપીને, લોકોની સમક્ષ ગાવા એજ એમનો ધધો છે ગાવામા આવતી કવિતા મોટે ભાગે એમની પોતાની જ બનાવેલી હોય છે, અને તે ગાતી વખતે તેઓ માણ એટલે ગાગર ઉપર ટચલી આગળીએ પહેરેલી વીંટીવડે તાલ આપે છે અગાઉના જેટલા સખ્યામા તો નહીં પણ હજીએ એ વર્ગ છે ખરો કથા કહેવાની છટાથી સારો માણભટ્ટ પોતાની કથાનુ આબેહુબ ચિત્ર શ્રોતાઓ આગળ ખડુ કરી–તેમને તેમા લીન કરી નાખે છે ભરૂચ –સુરત–અમદાવાદ કે વડોદરાની શેરીઓમા રાતની વખતે–ઘડીમા બધબેસતા દૃષ્ટાંતોથી શ્રોતાઓપર અસર કરીને, તો વળી ઘડીમા સામ સામે કર્ણ અને

---

* "એવે મળી આવ્યા સિદ્ધ, પૃથ્વીમા પ્રસિદ્ધ પરા,
"નમી પુછ્યુ તેમને મે, ભલો ત્યારે ભાવિયો" [illegible].

અર્જુન અથવા ભીમ અને દુર્યોધન વચ્ચેના જોસભર્યા સવાદોનુ વર્ણન કરતા કરતા જાણે જાતે જ એ સવાદોમા ભાગ ન લેતા હોય એમ અડધા ઉભા થઈ થઈને કથા કહેતા કહેતા શ્રોતૃવર્ગના રૂંવે રૂવા ઉભા કરતા માણભટ્ટ હજી પણ જોવામા આવે છે કેળવણીનો આરભ થયો તથા છાપેલી ચોપડીઓ ઘેર ઘેર વચાતી થઈ તે પહેલા આ કથાભટ્ટ પ્રજાજીવનનુ એક ઉપયોગી મહદ્ અંગ લેખાતુ એક બે બત્તી, કથાના રાગની પૂર્ત્તિ કરવા અને તાલ આપવા બે અનુયગીઓ અને શ્રોતાઓ એક પછી એક ભટ્ટને પગે લાગે અને દક્ષિણા આપે તે લેવા એક થાળી, આટલામા જ આ ફરતા માણભટ્ટોની સર્વ સામગ્રી આવી જતી જો ભટ્ટ બટકબોલો, મીઠી જીભવાળો હોય તો શ્રોતાઓની સારી સખ્યા ભેગી થતી અને તેને પૈસા પણ ઠીક મળતા. એ ભટ્ટો એવી ઉત્તમ રીતે ઉપદેશ આપતા કે આવી કથાનુ શ્રવણ કરવામા અને તેમા ભળવામા કેળવાયલા મનુષ્યો પણ ન્હાનમ્ સમજતા નહિ અને જેમણે આ માણભટ્ટોની કથા સાભળી હશે તેઓ એ વર્ગનો ધીમે ધીમે લય થતો જોઈ ખેદ પામ્યા વિના રહેશે નહીં

**પ્રેમાનદની કથા કહેનાર તરીકે કમાણી**

પ્રેમાનદનો આ ધધો હતો અને અઠ્ઠાણુ વર્ષની પાકી વયે જ્યારે એનુ અવસાન થયુ ત્યારે પુજીમા આઠ ઘર અને મોટી રોકડ રકમ એ મૂકી ગયો હતો એના સમકાલીન સામળ અને એની વચ્ચેના એક વિવાદ સમયે જે પડિતો સમેલનમા હાજર હતા તેમને દક્ષિણામા સો સોના મહોર એણે વહેચી હતી. જ્ઞાતિભોજનમા પણ એણે ઘણુ ખર્ચ્યુ હતુ.

**પ્રેમાનદનાં નિવાસસ્થાન.**

મોટે ભાગે સુરત વડોદરા અને નદરબારમા પ્રેમાનદ પોતાનો સમય ગાળતો નદરબારમા તો પાછલી અવસ્થામા જ ગયલો નદરબારના રાજાનો એને આશ્રય હતો, એમ કહેવાય છે, પણ એના ગ્રથમા એ વાતનુ કાઇ સૂચન નથી

વાર્તા લખનાર તરીકે અને એના પ્રતિસ્પર્ધિ કવિ તરીકે એનો સમકાલીન સામળ હતો એ બંને વચ્ચે સાહિત્ય વિષયે વિવાદ થતા અને

**પ્રેમાનંદ અને સામળ વચ્ચે તીક્ષ્ણ સ્પર્ધા.**

કોઈ કોઈ સમયે તો તેઓ પરસ્પર ગાળો દેવા સુધી ઉતરી પડતા. જો કે પ્રેમાનંદ કે સામળના ગ્રંથોમા આ વિવાદ સંબંધી સવિસ્તર વિગત મળતી નથી, પણ કોઇ કોઈ સ્થળે એક બીજાને ઉદ્દેશીને કરેલા આક્ષેપ* એમની કવિતામા સ્હેલથી પકડી શકાય છે પ્રેમાનંદના પુત્ર અને શિષ્ય વલ્લભે આ વિવાદો વિસ્તારીને પોતાના ગ્રંથમા વર્ણવ્યા છે

**એના સમયમાં ગુજરાતીનુ અલ્પ મૂલ્ય**

શ્રેષ્ઠતા માટેની આ સ્પર્ધા, પ્રેમાનંદની ગુજરાતી સાહિત્ય ઉત્કૃષ્ટ કરવાની અને તેની અભિવૃદ્ધિ કરવાની આકાંક્ષા વધારે તીવ્ર કરવાના સાધનરૂપ થઈ અન્ય ભાષાઓ સાથે ગુજરાતીની તુલના કરતા અંકાતુ એનુ મૂલ્ય નીચેના દુહામા આપ્યુ છે —

“ અમે તમે કા સોળ હિં આને, અઢ કહેકે બાર,
“ ઇકિડ તિકડ આઠ હિં આને, શુ શા પેસે ચાર

હિંદીની રૂપીઆના સોળ આના, મારવાડીની બાર આના, મરાઠીની આઠ આના અને ગુજરાતીની માત્ર ચાર જ પૈસા, એક આનો કીંમત એમા આંકી છે

**સ્ત્રી પુરૂષના સંયુક્ત સાહિત્ય મંડળની સ્થાપના**

ગુજરાતીને અપાતું આ હલકુ સ્થાન પ્રેમાનંદથી સહન થયુ નહીં, તેથી પોતે જાતે જ કલમ પકડીને એક ચિત્તાકર્ષક અને બોધક સાહિત્યનો ભંડાર ઉપજાવ્યો એટલુ જ નહીં પણ જે ઝુંડો પોતે પકડ્યો હતો તેને આગળ ધપાવવાને પોતાના જેવા જ નિયમવાળા લગભગ

---

* પોતાના ગ્રંથ સારૂ પ્રેમાનંદ પુરાણ અથવા મહાભારતમાંનો એકાદ પ્રસંગ લઈ તેને મહા શ્રમપૂર્વક પોતાની ભાષામા વિસ્તાર કરીને વર્ણવતો આ પ્રથાનો તિરસ્કાર કરતા સામળ કહે છે કે —

“ ઋણુ કવે તે શેનો કવિ ? ”

સો સ્ત્રીપુરૂષનુ એક સયુક્ત સાહિત્ય મડળ સ્થાપ્યુ* આ સોમાના બાવન તો (જેમા બાર સ્ત્રીઓ હતી) સાહિત્યક્ષેત્રમા ખાસ ઘુમનારા હતા તેમાના છ, વીરજી, હરિદાસ, દ્વારકાદાસ, રત્નેશ્વર, વલ્લભ અને સુદર તો ઘણી કવિતા લખી નામ કરી ગયા છે આમાના બે, એનો પુત્ર વલ્લભ અને વીરજી એના ખાસ કૃપાપાત્ર હતા

ગુજરાતી ઉપર પ્રેમ

માતૃભાષાપર કવિનો પ્રેમ કેવો હતો અને તે આજીવત કેવો ગણો તેનુ એક દૃષ્ટાત આપ્યા પછી આપણે કવિના ગ્રથોપર આવીશુ એનો ઉત્તમ ગ્રથ–ભાગવતનો દશમ સ્કધ–હજી તો અપૂર્ણ હતો એવામા કવિને પોતાની શક્તિ ક્ષીણ થતી લાગી આથી પોતાના ઉત્તમ શિષ્ય વલ્લભ, રત્નેશ્વર, વીરજી અને સુદરને પોતાની પાસે બોલાવીને ભાગવતનો એક એક અધ્યાય નમુના રૂપે રચવા આજ્ઞા આપી. પહેલા ત્રણની કૃતિ સુદર કરતા ચઢીઆતી હતી પણ દરેકે પોતે રચેલી કડીઓના અતમા પોતાનુ નામ તે સમયની રૂઢિ પ્રમાણે–કવિ તરીકે મક્યુ હતુ પ્રેમાનદ પોતે એટલો નિરભિમાની હતો કે એણે પોતાની મેળે કદીપણ કવિનુ પદ ધારણ કર્યું નહોતુ એ પોતે પોતાને માત્ર "ભટ્ટ પ્રેમાનદ" લખતો અને જો કોઈ એને કવિ કહે તો તેના ઉપર

---

* વલ્લભ લખે છે કે –

"છે નવ દાસ અને બઈ ચાર જ,
"રત્ન ભલા ક્રયશિષ્ય કહાવે,
"છે ભવ રાગ અને બઈ બારજ,
'રત્ન મળા ક્રય વિશ્વ કહાવે
"છે વિર પચ જ, જી ગણીએ ત્રણ,
"નદ ચતરનુ નામ સુહાવે,
"છે વીર વલ્લભ, શે ભણીએ ગણુ ?
"એક જ પ્રેમનુ નામ પુહાવે

ક્રોધ કરતો. સુદરે આથી જાણી જોઇને કવિનુ નામ પોતાની કૃતિના અતમા મૂકેલુ નહી, તેથી એનો નમુનો મજૂર થયો અને ગ્રથ પૂરો કરવાની અંત સમયની આ પ્રભાવશાળી ગુરૂની ઇચ્છા પૂર્ણ કરવાનુ કામ એને સોપાયુ

**અને તેને સમૃદ્ધ કરવાની વ્યવસ્થા**

ગુજરાતી ભાષાની અભિવૃદ્ધિની યોજના પ્રેમાનદે એવી રીતે કરી હતી કે પ્રાકૃત અને સસ્કૃત જેવા કાવ્યો રચવાનુ કામ પોતે માથે લીધુ હતુ હિદી જેવા કાવ્યો કરવાનુ વલ્લભને સોપ્યુ હતુ, મરાઠી જેવા રત્નેશ્વરે, ઉર્દૂ અને ફારસી જેવા વીરજીએ રચવા, જયારે સસ્કૃત પુરાણો જેવી કથાઓ સુદરે લખવાની હતી

**એનુ કાવ્ય સર્વલક્ષી**

અગ્રેજી સાહિત્યની પદ્ધતિને અનુસરી કવિતાના બે વિભાગ પાડવામા આવે છે આત્મલક્ષી અને સર્વલક્ષી, તેમા પ્રેમાનદની કવિતા સર્વલક્ષી કહી શકાય

**એના ગ્રથો.**

એના કાવ્ય ગ્રથોની જ સખ્યા બત્રીસની થાય છે.

| | |
|---|---|
| ૧ સ્વર્ગનિસરણી (એની પ્રથમ કૃતિ) | ૭ ઋષ્ય શગાખ્યાન, (ઇ સ ૧૬૭૩) |
| *૨ લક્ષ્મણા હરણ (ઇ સ ૧૬૬૪) | ૮ હુડી (ઇ સ ૧૬૭૪) |
| ૩ ઓખાહરણ (ઇ સ ૧૬૬૭) | ૯ હારમાળા (ઇ સ ૧૬૭૮) |
| ૪ ચદ્રહાસાખ્યાન (ઇ સ ૧૬૭૧) | ૧૦ દ્રૌપદી સ્વયવર (ઇ સ. ૧૬૮૦) |
| ૫ અભિમન્યુ આખ્યાન(ઇ સ ૧૬૭૧) | ૧૧ માધાતાખ્યાન (ઇ સ ૧૬૮૧) |
| ૬ મદાલસાખ્યાન (ઇ સ ૧૬૭૨) | ૧૨ શ્રાદ્ધ (ઇ સ ૧૬૮૧) |

* 'લક્ષ્મણા હરણ' પ્રેમાનદને પસદ નહોતુ અટી ઘડીમા વચાય એવુ કાવ્ય એક દિવસમા રચવાની એણે "હોડ" કરી હતી "હોડ" તો એ જીત્યો પરતુ 'લક્ષ્મણા હરણ' ઉતાવળમા લખાયલુ હોવાથી એમાના રસ અલકાર એને પસદ પડે એવા નહોતા

૧૩ સુદામાચરિત્ર (ઇ સ ૧૬૮૨)
૧૪ શ્રીમદ્ભગવદ્ગીતા (ઇ સ ૧૬૮૨)
૧૫ મામેરૂ (ઇ સ ૧૬૮૩)
૧૬ સુધન્વાખ્યાન (ઇ સ ૧૬૮૪)
૧૭ ગણયજ્ઞ (ઇ સ ૧૬૮૫)
૧૮ નળાખ્યાન (ઇ સ ૧૬૮૫)
૧૯ દ્રૌપદીહરણ (ઇ સ ૧૬૮૯)
૨૦ હરિશ્ચંદ્રાખ્યાન (ઇ સ ૧૬૯૨)
૨૧ *દેવીચરિત્ર (ઇ સ ૧૬૯૬)
૨૨ સુભદ્રાહરણ (ઇ સ ૧૭૦૨)
૨૩ માર્કંડેયપુરાણ(ઇ સ.૧૬૯૨થી૧૭૦૯)
૨૪ અષ્ટાવક્રાખ્યાન (ઇ.સ. ૧૭૧૦)
૨૫ દાણલીલા
૨૬ વામનચરિત્ર
૨૭ વિવેકવણઝારો
૨૮ ભ્રમરપચીસી
૨૯ સપ્તમ સ્કંધ
૩૦ રૂક્મિણી હરણ
૩૧ દશમસ્કંધ
૩૨ સામળશાનો વિવાહ
૩૩ દ્વાદશ માસ

કેટલાક આ યાદીમા નીચેના પણ ઉમેરે છે

૧ નાસીકેતોપાખ્યાન
૨ બભ્રુવાહનાખ્યાન
૩ વ્રજવેલ
૪ ડાંગવાખ્યાન
૫ સુરેખાહરણ
૬ લવ-કુશાખ્યાન
૭ જ્ઞાનગીતા
૮ વલ્લભ ઝઘડો
૯ રેવાખ્યાન
૧૦ ભીષ્મચરિત્ર
૧૧ કર્ણચરિત્રાખ્યાન
૧૨ જયદેવાખ્યાન,
૧૩ રામાયણ
૧૪ મહાભારત
૧૫ અશ્વમેધ
૧૬ રઘુવંશ
૧૭ હરિવંશ
૧૮ કપિલગીતા.
૧૯ નરકાસુરાખ્યાન
૨૦ પાંડવોની બાજગડ.
૨૧ [2]દ્રૌપદી વસ્ત્રહરણ

---

* માર્કંડેય પુરાણ જેવા સ્હેલા પુરાણપર માડી કાવ્ય રચવુ એમા શી અક્કલ વાપરવી પડે એવા મ્હેણાના ઉત્તરમા 'દેવિચરિત્ર' રચાયુ હતુ

૨ આ યાદી ગ નટવરલાલ ઈચ્છારામ દેસાઇ બી એ,એ તૈયાર કરી છે.

આ કાવ્યો બે જાતના છે કેટલાકમા સાસારિક વિષયો છે જ્યારે કેટલાકમા અર્ધ ધાર્મિક અથવા પૌરાણિક વિષયો છે સાસારિક વિષયો લેવાનુ કારણકે એને સામળે મ્હેણુ માર્યુ હતુ કે "કથુ કવે તે શેનો કવિ" એટલે કે પુરાણ અને ધર્મ સબધી ગ્રથો તો સસ્કૃતમા છે

**કાવ્યનો વિષય અને લોકપ્રિયતા**

તેના પરથી તેજ વિષયની પુનરુક્તિ કરી તેમા કવિત્વ શુ? આથી એણે શ્રીકૃષ્ણના પરમ ભક્ત નરસિહ મહેતાના જીવનના થોડા મુખ્ય પ્રસગો ચુટી કાઢી તેને પોતાના બુદ્ધિપ્રભાવથી એવી સુદર અને લોકપ્રિય થઈ પડે તેવી રીતે કવિતામા ગુથ્યા કે આજે પણ ગુજરાતી નામ ધરાવતો કોઇપણ મનુષ્ય એવો નહીં નીકળે કે જે એના એ ગ્રથોથી વાકેફ ન હોય –પાત્રાલેખન–ભિન્ન ભિન્ન પ્રસગોના વર્ણન, નદીના પ્રવાહ જેવી, સરળ રીતે ગવાતી એની કવિતા અને ભાષા–સર્વેના હૃદય હરી લે છે અને વરસના આદિથી અત સુધી રખડતા ભિક્ષુકો અને ટેલીઆ ભટો ગુજરાતના ગામે ગામ–શહેરેશહેર, ચકલેચૌટે અને મહોલ્લે મહોલ્લે, દિન ઉગે એ કવિતા ગાઈ તેની લોકપ્રિયતાની સાખ પૂરે છે એટલુ જ નહીં પણ તેની અભિવૃદ્ધિ પણ કરે છે

નરસિહ મહેતાના પુત્ર "સામળદાસનો વિવાહ" અને પુત્રી "કુવરબાઇનુ મામેરૂ" એ બે મહેતાના સસારના માગલિક પ્રસગો એના કાવ્ય માટે એણે લીધા છે એ સિવાય દ્વારકામા કૃષ્ણ ઉપર સામળશા શેઠને નામે લખેલી "હુડી" અને "નરસિહ મહેતાના બાપનુ શ્રાદ્ધ" એ

**નરસિહ મહેતા સબધીનાં કાવ્યો**

બે વિષે પણ એણે કવિતા રચી છે નરસિહ મહેતાની દરિદ્રતા અને કૃષ્ણ ભગવાન પર એની દૃઢ, અખડ આસ્થા જગજાણીતા છે. નિર્ધનતાને લીધે નરસિહ મહેતો સસાર વ્યવહારમા જે સમયે સકડામણમા આવી પડતો તે તે, સમયે એના સગાવ્હાલા એની પ્રત્યે જે હલકી વર્તણુક રાખતા તે તથા એની હાંસી કરતા, તે (દાખલા તરીકે એના પુત્રના વિવાહ સમયે)

તથા તે સંકડામણમાંથી એને છોડાવવા શ્રીકૃષ્ણે બતાવેલી તત્પરતા—આ સર્વ કાવ્યોનો વિષય છે. તે સમયના અને આજના આપણા સાંસારિક રીતરિવાજોમાં બિલકુલ ફરક પડયો નથી, આપણે તે દિવસે જેવા હતા તેવા જ આજે પણ છીએ એટલે એણે આપણા રીત રીવાજનું જે ચિત્ર આપ્યું છે તે આજે પણ ઘણું આબેહૂબ જણાય છે સાસુ નણંદનો વહુ ઉપ'નો અધિકાર વર્ણવતા કેલી મંહી મશ્કરી—નરસિંહ મહેતા અને એના વિચિત્ર સાધુના ઝુંડ-જે ચાલતા રિવાજની વિરુદ્ધ આવા માંગલિક પણ સંસારી પ્રસંગોમાં આવે છે તેની નાગરાણીએ કરેલી હાસી—નિર્ધન મહેતાની ભાંગીતૂટી ઝુંપડી—એ "બુઢીઆ" બળદ જોડેલી "જૂજવી" વહેલ, જેમાં મહેતા જુનાગઢથી પોતાના વેવાઇને ત્યાં આવે છે તે—આ સર્વ વર્ણવવામાં કવિએ દાખવેલો બુદ્ધિપ્રભાવ અપ્રતિમ છે એની વર્ણન કરવાની શૈલીના થોડા ચિત્ર નીચે આપ્યા છે—

**મહેતાના ગૃહસ્થાશ્રમનું વર્ણન** "કુંવરબાઇના મામેરા"મા નરસિંહ મહેતાની દરિદ્રતા વર્ણવતા કવિ કહે છે કે—

"મહેતે માંડયો ગૃહસ્થાશ્રમ, પતિવ્રતા ઘેર નારી પરમ,
"દામોદરની સેવા કરે, માળા તિલક ને મુદ્રા ધરે.
"સાધુ વેરાગી વૈષ્ણવ સંગ, શંખ, તાલ ને વાજે ચંગ,
"ચોક માંહી તુલસીના વન, અહર્નિશ થાયે કીર્ત્તન
"નહિ ખેતી ઉદ્યમ વેપાર, હરિ ભગત મહેતો તદાકાર,
"જે આવે તે વૈષ્ણવ જમે, ગુણ ગાઇને દહાડા નિર્ગમે.
"વિશ્વભર પૂરૂં પાડે અન્ન, વિશ્વાસ ઘણો મહેતાને મન.

**વહેલનું વર્ણન.** મહેતા અને એની મંડળી જે વહેલમાં આવ્યા તેનું વર્ણન કવિ નીચેના શબ્દોમાં કરે છેઃ—

"જૂની વ્હેલ ને ધૂસરી વાંકી, સાગી સોટા ભાગી જી,
"કોના તળાવા ને કોની પિંજણીઓ, બળદ આપ્યા બે માગી જી.

× × × ×

"વ્હેલની પૂંઠે કોથળો બાધ્યો, માંહે ભર્યા વાજિત્ર જી,
"ગાઠડી એક ગોપીચંદનની, તુલસી કાષ્ઠ પવિત્ર જી
"બળહીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથ જી,
"સોર પાડે ને ઢાળ ચઢાવે, જેજે વૈકુંઠનાથ જી
"એક બળદ ગળીઓ થઈ બેસે, આખલો તાણી જાય જી;
"પડયાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતુક કોટી થાય જી
"સાલે સાલ જૂજવા દીસે, રથ તણા બહુ વક્ર જી,
"સાગીનો બહુ શબ્દ જ ઉઠે, ચૂચવે છે બહુ ચક્ર જી
"ચડે બેસે ને વળી ઉતરે, લે રામકૃષ્ણનુ નામજી,
"મધ્યાહ્ને મહેતાજી આવ્યા, જોવા મળ્યુ ઉનો ગામજી

**શ્રીકૃષ્ણના વણિક્ સ્વરૂપનુ વર્ણન**

મહેતાની હુંડી સ્વીકારવા દ્વારકાના બજારમાં કૃષ્ણ વાણીઆ-વેપારીને વેષે આવેલા તેનું વર્ણન એટલુ તો તાદશ્ય અને ઝીણી ઝીણી વિગતોથી ભરપૂર છે કે તે વાચતાને વાર વાણીઆનુ ચિત્ર પ્રત્યક્ષ ખડું થાય છે

"વેશ પૂરો આણ્યો મારે વ્હાલે રે,
"નાથ ચૌટાની ચાલે ચાલે રે,
"છે અવળા આટાની પાઘડી રે,
"વ્હાલાજીને કેમ બાંધતાં આવડી રે,
"દીસે વાણીઓ ભીને વાન રે,
"એક લેખણ ખોસી છે કાન રે.

ત્રિકમજી વણિકની તોલે રે,
"નાથ ઉતાવળુ ને બોબડું બોલે રે
× × × ×
"ઓદ્ધવને ખાધે કોથળી રે,
"તે તો પારસી બોલે તોતડી રે

ગુજરાતમા એના કેટલાક કાવ્યોએ એવી તો ઉંડી અસર કરી છે કે તે આખુ વર્ષ, શુ ઘરમા કે ઘર બ્હાર, બધે જ ગાવામા આવે છે 'સુદામા ચરિત્ર' શનિવારે અને 'મામેરૂ' અથવા 'હુંડી' રવિવારે વાચવાનો કેટલાકને તો 'નિમ' જ હોય છે તેમા મામેરૂ તો સીમતના પ્રસગમા ખાસ ગવાય છે ચૈત્ર માસમા ઘેરે ઘેર નહીં તો ગામે ગામ અને શહેરે શહેર "ઓખાહરણ"ના જ પડઘા કાને પડે છે અને શ્રાદ્ધપક્ષમા "શ્રાદ્ધ" ગવાય છે ચોમાસામા ખેડુતો 'નળાખ્યાન અને 'ઓખાહરણ' ઉપરાત 'દશમ સ્કધ' પણ હોસે હોસે સાભળે છે

**સર્વ અવસરે અથવા નિયત અવસરે ગવાતા એના કાવ્ય.**

પ્રેમાનદ રસ અને અલકારમા એક્કો હતો એના ગ્રથોમા નવે રસના દૃષ્ટાત જડી આવે છે એમ કહેવાય છે કે શૃગાર વર્ણવવા માટે "ઓખાહરણ"–"રણયજ્ઞ" વી રસ માટે– –"મામેરૂ" હાસ્યરસ માટે અને 'સુદામા ચરિત્ર' શાત રસ માટે લખાયા હતા ખરી રીતે તો પ્રેમાનદ સર્વ રસમા નિપુણ હતો એમ એના એકના એક જ કાવ્યમા બધા રસના દૃષ્ટાત –અને તે પણ એક એકથી ચઢીઆતા–નજરે પડેછે તે પરથી સાબીત થાય છે "ઓખાહરણ"માનુ ઓખાના સ્વામી અને એના પિતાના સૈન્ય વચ્ચેના યુદ્ધનુ વર્ણન,'અભિમન્યુ આખ્યાન' અથવા 'સુધન્વા આખ્યાન માના એવા જ વર્ણનોથી ઉતરતા છે અથવા નળાખ્યાનનો કરુણરસ 'દશમસ્કધ'ના કરૂણરસથી

**રસ અને અલકારમાં એની શ્રેષ્ટતા.**

ઉતરતો છે એમ કોણ કહી શકે? શ્રાદ્ધની ન્યાતમા જમવાનું અસુરૂં થયું તે સમયે "મહેતી"ને નાગરેણો મહેણા મારે છે તે પ્રસગના આલેખનમાની મીઠી મશ્કરી તથા મર્મવચન, 'મામેરા' માના એવા જ પ્રસગના—જ્યારે આની આ જ નાગરેણો નરસિંહ મહેતાની પહેરામણી વહેંચતા કેવી ફજેતી થશે તેનો ચિતાર ગોઠવે છે તેના આલેખન કરતા સ્હેજ પણ ઉતરતા છે એમ કેમ કહી શકાય? એ સત્ય હશે કે અમુક રસના દૃષ્ટાત માટે અમુક કાવ્ય લખવુ એવો કવિનો હેતુ હોવો જોઇએ, કારણ કે તેના ગ્રથની વસ્તુપરથી તેમા આવનાર રસની સાબીતી અથવા સૂચના મળે છે 'ઓખાહરણ' ઓખા—અનિરૂદ્ધના પ્રેમનુ દર્શન કરાવે છે અને 'સુદામા ચરિત્ર'મા મિત્ર મિત્ર વચ્ચેનો પ્રેમ વર્ણવ્યો છે પરતુ એટલુ તો સ્વીકારવુ પડશે કે એકના એક જ કાવ્યમા એણે દરેકે દરેક રસનુ દર્શન કરાવ્યુ છે અને તે પણ અ-પ્રતિમ કૌશલ્યથી

**એના કેટલાંક કાવ્યોનુ નિરીક્ષણ.**

પ્રેમાનદના દરેક કાવ્યની ઉપલક તપાસ લઈએ તોપણ એક મોટો ગ્રથ થાય, તેવી એના પ્રસિદ્ધ કાવ્યોનો માત્ર સાર જ આપીને સતોષ પકડીશુ 'નળાખ્યાન,' 'દશમસ્કધ,' 'ઓખાહરણ,' 'રણયજ્ઞ' અને 'સુદામા ચરિત્ર' એટલા ખાસ નિરીક્ષણ યોગ્ય છે 'વામન કથા' અને 'સુધન્વા આખ્યાન' પણ મનન કરવા યોગ્ય છે

**દશમ સ્કધ**

'દશમ સ્કધ' શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થાના ચરિત્રોથી પરિપૂર્ણ છે કૃષ્ણ જીવનના ચિત્રવિચિત્ર પ્રસગો—વિવિધ રૂપકો—ગોપીઓ પ્રતિ પ્રેમ અને ચેષ્ટા—ગાયપ્રત્યે અનુકપા—ગોકુલ વૃદાવનનુ જીવન—કસવધ—જન્મ માત પિતાની બધનમાથી મુક્તિ અને નદ—જશોદા એના પાલક માતપિતાનો છેવટનો વિયોગ· આ સર્વ એના મનની કલ્પના સૃષ્ટિ છતાં તે આપણી દૃષ્ટિ સમક્ષ તાદૃશ—ખરેખરૂ—બનતુ હોય તેમ પ્રેમાનદે એના બુદ્ધિપ્રભાવથી વર્ણવ્યુ

છે–તેમા પણ નાગદમનમાનો જશોદાનો વિલાપ તો માતૃશોકની પરિસીમા દર્શાવે છે ને વાચનારના મર્મસ્થાન ભેદાઈ તેમનાથી અશ્રુપાત કર્યા સિવાય રહેવાતુ નથી —

"કાને કુડલ મુખમા મોરલી, સાજે ગોકુલ આવે,
"ભૂખ્યો છઉં કહી પેટ દેખાડે, મા કહી મને બોલાવે
રે સામળીઆ
"પીત પીછોડી કાઠ કછે, મુજ કને નેતરૂ માગે,
"હુ ઘરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગે?
રે સામળીઆ
"તુ પ્રાણેશ્વર, તુ ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે?
"બાલ સખાની કોણ વલે? આ ગાયો હીસી હીસી મરશે,
રે સામળીઆ
"મારૂ માણેકડુ રીસાવ્યુ, રે સામળીઆ,
તારા મનમા આ શુ આવ્યુ? રે સામળીઆ

મથુરા જવા માટે ગોકુલ છોડી જવાનો શ્રીકૃષ્ણનો વિચાર, જેને પોતાનો પુત્ર ગણતા તે વસુદેવ દેવકીનો પુત્ર છે એવા સમાચારની નદ જશોદાને થતી જાણ, તેમનો આ હકીકતપર અણવિશ્વાસ, અને કૃષ્ણને મથુરામાં રહેવા જવા દેવાની તેમણે ના પાડવી, આ સર્વ પ્રસગો એવી સરલ ભાષામા વર્ણવેલા છે કે તે ઘણા કરૂણામય ને હૃદયવેધક છે પોતાનો પુત્ર ભગવાન–પરમાત્મા હોઈ શકે એ વાત જ જશોદાના ભોળા હૃદયમા ઉતરતી નથી ઉદ્ધવને એ કહે છે કે —

"તમો કહો છો બ્રહ્મ, બ્રહ્માદિક ન કળે રે,
"હુ કેમ કરી આણુ વિશ્વાસ, બાધ્યો મે ઉખળેરે.

જે પ્રસગનુ વર્ણન કર્યું છે તે એવો માનુષી છે કે તે સાભળતાંને વાર એક અભણ ગામડીઓ પણ તે પ્રત્યક્ષ અનુભવે–સમજે

નળાખ્યાન પ્રેમાનંદનો બીજો અનુપમ ગ્રંથ છે એક રાજહંસે કરેલા વર્ણન પરથી દમયંતિને નળની ઓળખ થાય છે દમયંતિને વરવા સ્વયંવરમા દેવો પણ આવે છે પરંતુ એ તો નળને જ વરમાળ આરોપે છે આથી કલિ—

**નળાખ્યાન.**

કલિયુગનો અધિદેવ—જેને દમયંતિ સાથે પરણવુ હતુ પરંતુ સ્વયંવરમા આવતા અસૂર થયુ, તે નળનો કટ્ટો શત્રુ થાય છે એણે નળમા દ્યૂત રમવાની બુદ્ધિ ઉત્પન્ન કરી અને દ્યૂતમા નળે રાજપાટ ખોયુ અને તેને દમયંતિ સહિત વનમા જવુ પડ્યુ ત્યા કલિના પ્રપંચથી નળે દમયંતિનો ત્યાગ કર્યો. નિરાધાર—એકલી દમયંતિ—વને વન ભટકી—અનેક સંકટો ભોગવી—સમવિષમ દશા અનુભવીને અંતે પોતાના પિતાને ત્યા પહોંચી તે દરમ્યાન નળને પણ વિવિધ સંકટમાથી પસાર થવુ પડ્યુ સર્પદંશથી એનુ સ્વરૂપ બદલાઇને એ કદરૂપો ને બેડોળ થઇ ગયો હતો, છતા પણ દમયંતિથી એ ગુપ્ત રહી શક્યો નહીં. દમયંતિએ બીજા સ્વયંવરને બહાને પોતાના પિતાને ત્યા એને તેડાવી મંગાવ્યો અન્યોન્યની ઓળખ થતા પરસ્પર ક્ષમા યાચના થઇ અને અમંગળ સમયે આરંભાયલો ગૃહસ્થાશ્રમ અંતમા મંગળકારી નીવડ્યો. ગુજરાતી સાહિત્યમા નળાખ્યાનના કેટલાક પ્રસંગ ઘણા જ પ્રસિદ્ધિ પામ્યા છે.

સ્વયંવર સમયનુ દમયંતિનુ વર્ણન તો અપ્રતિમ જ છે વગર દોષે સ્વામીએ ત્યાગ કર્યો છે એ જાણતા દમયંતિના શોકની પરિસીમા અને અંધારી રાતનુ એનુ ભ્રમણ જે કવિ "વૈદરભિ વનમા વલવલે, અંધારી રાત" વાળી પંક્તિઓમા વર્ણવે છે તે મનુષ્યહૃદયની શોકની લાગણી કેવી તીવ્ર હોય છે તે દર્શાવવાની પ્રેમાનંદની અદ્દ્ભુત શક્તિના દૃષ્ટાંતરૂપ છે નળાખ્યાન માટે એ નિર્વિવાદ છે કે માતાપિતા—સ્વામી—અને સ્ત્રી એ સર્વેના હર્ષ, શોક ઉત્તમ ચિત્રકારે ઉત્તમ રીતે આ કાવ્યરૂપી ચિત્રપટ ઉપર ચિતર્યા છે

ઓખાહરણ વધારે સરળ છે. એમાં વિવિધ પ્રસંગ પણ નથી ને વિવિધ રસનું વર્ણન પણ નથી.

**ઓખાહરણ**

"પુત્રી તારીનો વડ સસરો, તે તારા ભુજને હણશે;
"ચક્રથી છેદીને કર તારાના, કટકે કટકા કરશે

શંકરના વરદાનવાળા તથા શિવના જ વરથી હજાર હાથ પામેલા બળવાન રાજા બાણાસુરની ઓખા પુત્રી હતી તેને એણે "પવન પ્રવેશ" ન કરી શકે એવી મેડીમા વિધાતાના અવતારરૂપ એની સખી ચિત્રલેખાસહિત રાખી હતી એક સમયે સ્વપ્નમા ઓખાએ પોતાના ભાવિ પતિ-કૃષ્ણના પૌત્રને દીઠો ચિત્રલેખાને સ્વામીને લાવવા એણે વિનતિ કરી અને તે પોતાના અતરીક્ષ વિદ્યાબળે તેને લઈ આવી થોડા સમય પછી ઓખા અને એનો સ્વામી પકડાઈ ગયા મોટુ યુદ્ધ થયુ તેમા બાણાસુરનો પરાજય થયો ભાવિ પ્રબળ સમજી બાણાસુરે પોતાની પુત્રીના એ જ જમાઈ સાથે લગ્ન કર્યા ને અતે સર્વનુ સમાધાન થયુ ઓખાહરણમાની કવિની કલ્પનાએ ગુજરાતની સ્ત્રીઓ પર એવુ તો વશીકરણ કર્યુ છે કે એમાના કડવા-એક નહીં વો બીજુ, કોઈ નહીં તો કોઈ-તેમને કઠે હોય છે માતા પુત્રીને શીખવે છે -ભણેલી અભણને પાઠ કરાવે છે અને વાચી લખી જાણતી નથી તે મોટે કરી પોતાની બેનપણીને શીખવે છે દાખલા તરીકે, કામ કરતા કરતા કટાળો ન આવે માટે "ઓખા કહે સુણ સાહેલી, લાવ્ય નાથને વહેલી વહેલી,"વાળુ કડવું ગણગણતી સ્ત્રીઓ ગુજરાતમા ઘેર ઘેર જોવામા આવશે

સદ્‌ગત ગ ગો મા ત્રિપાઠી લખે છે કે "કવિના કાવ્યોમા વર્ણવેલા પ્રસગોમા સ્ત્રી વર્ગ પોતાના પ્રભાવ વડે પુરૂષમા રહેલી કઠોરતા દૂર કરે છે અને તેને નમ્ર અને નિર્મળ-પવિત્ર -પણ બનાવે છે અને પુરૂષ સ્ત્રી ઉપર એક એવી દૈવી પ્રભા આરોપે છે કે અનઘડ પુરૂષને તેનામા પ્રીતિ ઉત્પન્ન થાય છે એટલુજ નહીં પણ તેને માટે પૂજ્યભાવ પેદા થાય છે તેના એક કાવ્યનુ નામ 'રણયજ્ઞ' છે અને તેની વસ્તુ રાવણ સામેનુ યુદ્ધ છે જેમ ઇલિયડનો નાયક પારીસ

૩
રણયજ્ઞ.

છે તેમ 'રણયજ્ઞ'નો નાયક રાવણ છે રણયજ્ઞના આ પારીસે પોતાની હેલન–સીતાને એકાંત વાડીમાં વર્ષો સુધી રાખી છે અને પોતાના પ્રેમનો સત્કાર કરાવવા નિત્ય ત્યાં જાય છે પણ એનું મન ન માનવાથી નિરાશ થઇને પાછો ફરે છે. એનું કારણ શું ? એ ભૂપતિ ઉગ્ર સ્વભાવનો અને કામાસક્ત છે. એ સીતાને સમજાવીને અથવા બળાત્કાર વાપરીને પોતાનું કામ કાઢી શકે એમ હતું. પણ એમ ન કરવાનું કારણ શું ? સીતાનો સ્વામી સબળ સેનાસહિત એના દ્વાર પર આવી ઉભો છે રાવણ માટે બે માર્ગ ખુલ્લા હતા–ચાંપતો સીતાને પાછી સોંપવી યા તો તેની પાસે પોતાનો સ્વીકાર કરાવવો. એ બેમાંનો એકપણ માર્ગ એ લઇ શકતો નથી અને મુઝવણમાં પડ્યો છે શત્રુને નમ્યું આપવા એનું મન ના કહે છે. બીજા હાથપર સીતા સાથે પણ ધાર્યું કરી શકતો નથી. સીતાને મહાન્ અંગ્રેજ કવિના કહેવા પ્રમાણે "ટારક્વીનની ઉન્માદક ફલાંગે" મળવા જતાં તો એનું સ્વરૂપ પોતાની માતા સમાન જોતાં પોતે ગુંચવાઈ જાય છે અને ડંકનને જોઈ લેડી મેકબેથની માફક "જો એ ઉંઘમાં મારા પિતાને મળતો ન આવતો હોત તો જરૂર એનું કાટલું હું કાઢત"ના જેવા વચન સહિત પાછો હઠે છે કેટલાક પાંવાત્ય વિદ્વાનોએ રામાયણ રચનાર મહા કવિ વાલ્મીકિ પર ટીકા કરીને રાવણના આ મનુષ્યસ્વભાવથી વિરૂદ્ધ વર્ત્તન માટે એનો દોષ કાઢ્યો છે આ ટીકાકારોને ગુજરાતના કવિએ નીચે જણાવેલો* બહુ સબળ ઉત્તર આપ્યો છે વળી રાવણને પોતાની ધર્મ-પત્ની છે, જેને એ ચહાય છે અને તેનાપ્રતિ પોતે માનની દૃષ્ટિએ જુએ છે. "રામનું તમે બુરૂ કર્યું છે માટે એની ક્ષમા માગીને સીતાજીને પાછા સોંપો" એમ કહેનાર ભાઇને એ લાત મારી દેશવટે કાઢે છે, પરંતુ તે જ રાવણ જ્યારે એની પત્ની એને એ જ શિખામણ આપે છે ત્યારે તેને એ પ્રમાણે ધુતકારી શકતો નથી પરંતુ વિનયભર્યો ઉત્તર આપે છે કે —

---

*" જો ત્યાગ કરૂં ચિત્ત સીતાથી, તો તે બળશે રામને સંગ
" હાવે કેમ નમું રિપુ રામને, મુખે લાગે કાળો રંગ,વીરા

"તારે મન હું સુંદરી નાથ ઘેલો, કિધો જ્ઞાન વિચાર મે સર્વ પહેલો.
"પરિગ્રહ એ રામ આનંદકારી, મુને મારવા માનુષી દેહ ધારી.

× × × ×

"એને પામવા કોઈ સો જોગ સાધે, ખટ દર્શનો માહી ખોળ્યો ન લાધે.
"ધન્ય તાત મારો ધન્ય માત મારી, મુજ કારણે અવતર્યા શ્રી મોરારી.
"ઘણું ખાધું પીધું ઘણા ભોગ કીધા, જીતી સર્વ રાણા કને દંડ લીધા.
× × × × મારા ભોગ વિલાસમા શું છે ઓછું?
"હવે રાજના સુખથી મન ભાગ્યું, રઘુનાથને હાથ હું મર્ણું માગું.'

યશસ્વી જીવન ઉત્કૃષ્ટ અવસાનની જ આકાંક્ષા રાખે છે જ્યારે રાવણના બધા પાસા અવળા પડ્યા ત્યારે એણે પોતાના ભાઇ કુંભકર્ણને જગાડવા માણસો મોકલ્યા આ બળવાન રાક્ષસને "રીપવાન વિંકલ' જેવી નિદ્રા હતી. એ સુઈ જતો તો પછી મહીનાના મહીના સુધી નિદ્રા કાઢતો ને એને જાગ્રત કરવાનું બહુ મુશ્કેલ હતું —

"જળ છાંટે નવ જાગે યોદ્ધો, તાપણાં કીધા ચોફેર,
"ઉદે ઉપર શીલા પડ મૂકયા, કાનમા ફૂંકે મદન ભેર

× × × ×

"હૃદયા ઉપર અશ્વ દોડાવ્યા, વઢાવ્યા મહીષ માતંગ,
"કુંભકર્ણ સૂતો નવ જાગે, સાણસે તોડાવ્યું અંગ

× × × ×

"વળી નાસિકા માહે સર્પ ચલાવ્યા, વાયુ બધાવ્યો લંકા રાય;

× × × ×

"વાજ આવ્યો રાવણ રાજા, ન લાગ્યો એકે ઉપાય,
"કુંભકર્ણની રાણી આવી, રાયને લાગી પાય
"કષ્ટ દીધે મારો કંથ ન જાગે, એને વહાલા શંકર ભગવાન.
"જાગશે સ્વામી મુહૂર્ત માત્રમા, યુક્તે કરાવો સંગીત ગાન

તે પ્રમાણે કરાવતા એ તરત જાગ્યો પોતાને "કાચી નિદ્રાએ" જગાડવા રાવણને ઠપકો આપી જગાડવાનુ કારણ પૂછયુ ગવણે વિસ્તારીને વાત કહી ત્યારે તેના ગેરવર્તનથી નારાજ થઇ એ કહે છે કે —

"કર ઘસી કુભકર્ણ બોલ્યો, ધુણી પોતાનુ શીશ,
"ઘર ઘાલ્યુ ભાઈ ઘેલડા, તેં દુભવ્યા શ્રીજગદીશ, વીરા
"બળીઆ સાથે બાથ, વીરા, કા દુભ્યા રઘુનાથ, વીરા ?
"ત્રબક લેતા તાહરા રે, ચપાણા વીશ હાથ,
"કાઢી મૂકયો તુને ગધવજીએ, થયા કૃતઘ્ની લકાનાથ, વીરા,
બળીઆ સાથે બાથ, વીરા—કા દુભ્યા

"સાયર જળ જેણે બાધીયુ રે, સલ્યા તારી પુષ્પ સમાન,
"મેઘાડબર સહેજે છેદિયુ, તોય તુને ન આવી સાન, વીરા,
બળીઆ—કા દુભ્યા

"લક્ષ ઘરણી ઘેર તાહરે, જેના દર્શન ઇચ્છે દેવ,
"તો સીતાને શુ લાવીઓ રે, થયો વૃદ્ધ ન ગઈ કુટેવ, વીરા,
બળીઆ—કા દુભ્યા

"જગત જીતી તે જેર કીધુ, પણ ન જીત્યા ક્રોધ ને કામ,
"શ્યામ કેશ ઉજવલ થયા રે, તોયે મન રહ્યુ તારૂ શામ, વીરા,
બળીઆ—કા દુભ્યા

"ચદ્ર વિના જેવી જામની રે, દીપ વિના જેમ ધામ,
"તેમ વિભીષણ બાધવ વિના, દીસે ઉજ્જડ લકા ગામ, વીરા,
બળીઆ—કા દુભ્યા.

"પરનારી જેવી પાવક જ્વાળા, સાપણ, વિષની વેલ,
"જીવ લેશે તારો કુટુબ સાથે, જઈ રામચરણ શીશ મેલ, વીરા,
બળીઆ—કા દુભ્યા.

"હું મરણે થકી બીહતો નથી, પણ તું વેળાસર ચેત;
"નહીં માને શીખ માહરી, જાશે જમપુર સ્વજન સમેત, વીરા,
બળીઆ-કા દુજ્યા

"જો વાડીમા બેસાડી જાનકી, તો લઈ આવ્યો કોણ કામ,
"તુંથી સીતા જીતાતી નથી, તો કેમ જીતાશે રામ? વીરા
બળીયા-કા દુજ્યા

રાવણે કુભકર્ણની શિખામણ માની નહી તુમુલ યુદ્ધ થયુ બને પક્ષે અદ્દભુત પરાક્રમ દાખવ્યા અને અતે રાવણ પરાજય પામી મરાગ્યો

કૃષ્ણ જીવનનુ એક મહાન્ પ્રશસ્ત કાર્ય અને આનદજનક આખ્યાન

સુદામાખ્યાન

પોતાના સહાધ્યાયી સુદામાને બાળપણની મૈત્રી યાદ કરીને સહાય કરી તે હતુ સદીપન ઋષિના આશ્રમમા સુદામો વડો શિષ્ય હતો અને કૃષ્ણ બળરામ શિષ્ય વર્ગમા હતા અભ્યાસ પૂરો કરી સુદામાએ ગ્રહસ્થાશ્રામ શરૂ કર્યો ત્યારે એની સ્થિતિ નિર્ધન અને દુખી હતી એને દશ છોકરા થયા અને આખુ કુટુબ દરિદ્ર અવસ્થામા જ કાળ નિર્ગમન કરતું આણી તરફ કૃષ્ણ દ્વારકાના અધિપતિ થયા સુદામાના નિયમ શ્રેષ્ઠ અને ધાર્મિક હતા એ બ્રાહ્મણ હતો, તદ્દન નિર્ધન હતો, પરતુ ભિક્ષા યાચના કદી કરતો નહી સમય એવો આવ્યો કે —

"બાળકને થયા બે ઉપવાસ"

અને સુદામાની વ્યવહાર કુશળ સ્ત્રી કે જે આટલા દિવસ સુધી તાણી તૂસીને ગમે તે ઉપાયે સસાર ચલાવતી હતી તેના ધૈર્યની પણ મર્યાદા આવી રહી તેણે સુદામાને વિનતિ કરી કે, "તમારા શ્રીમત મિત્ર કૃષ્ણ પાસે જાઓ, કૃષ્ણ તમારા જવાનુ કારણ સમજીને તમને જરૂર સહાય કરશે"

"છેલી વિનતિ દાસી તણી, પ્રભુ પધારો ભૂધર ભણી
"જેને સ્નેહ સામળિયા સાથ, તેનુ ઘર ન હોય અનાજ,
× × × ×
"લાજ ન કીજે નાથ માહરા, માધવ મનવાછિત આપશે રે,

પણ આ વિનતિ તુચ્છકારી સુદામાએ કહ્યુ —

"આ સ્થાનક છે મળવાતણુ, માગે વણસે કામ.
"જાદવ સઘળા દેખતા કેમ, ઓડુ જમણો હાથ
× × × ×

આ સમયનો પતિપત્ની વચ્ચેનો સવાદ ઘણો રસિક છે જે જ્ઞાનથી બાલબચ્ચા ભૂખે મરે તે જ્ઞાનને પત્ની હીણે છે પરતુ પતિ તેને સતોષ અને ધીરજ રાખવા સમજાવે છે એક માતાના મનોભાવનુ એમા તાદૃશ ચિત્ર છે —

"આખ ભરી અબળા કહે, ઋષિ રાયજી રે,
"મારૂ જડ થયુ છે મન, લાગુ પાયજી રે,
"એ તો જ્ઞાન મને ગમતુ નથી, ઋષિરાયજી રે,
"રૂવે બાળક લાવો અન્ન, લાગુ પાયજી રે
"અન્ન વિના ચાલે નહિ, ઋષિરાયજી રે,
"મોટા જોગેશ્વર હરિભક્ત, લાગુ પાયજી રે
"અન્નવિના ભજન સૂઝે નહિ, ઋષિરાયજી રે,
"જીવે અન્ને આખુ જગત, લાગુ પાયજી રે,

અતે પત્નીનુ વહેવારૂ જ્ઞાન જય પામે છે અને સુદામો મિત્રના બાળકો માટે મુઠ્ઠીભર તાદુલ સહિત કૃષ્ણને મળવા જાય છે શ્રીમતને નિર્ધન પણ વત્સલ મિત્ર તરફની ભેટ તરીકે ધરેલા "સુદામાના તાદુલ" ગુજરાતીમાં કહેવતરૂપ થઇ પડ્યા છે એના ધાર્યા કરતા પણ જાદે હર્ષથી કૃષ્ણે અને તેના કુટુંબે તે આરોગ્યા કૃષ્ણ એના આવવાનુ કારણ સમજી ગયા.

સુદામો એને કાઇ પણ કહે તે અગાઉ તો કૃષ્ણે સુદામાને ત્યા "અષ્ટ મહાસિદ્ધિ ને નવનિધિ, તે મોકલી વણ માગે" એની "તૂટી સરખી ઝુપડી"નો મહેલ થઇ ગયો —"હુટી સરખી નાર" પદ્મિની થઇ ગઇ અને 'સડયા સરખા છોકરા"નુ રૂપ દિવ્ય થઈ ગયુ કૃષ્ણે એને તાદુલના બદલામા પ્રત્યક્ષ કાઈ આપ્યુ નહી તેથી સુદામો નિશ્વાસ મૂકતો, ખાલી હાથે—'અજાચક વ્રત'નો ભગ કરાવવા માટે સ્ત્રીને શાપ દેતો પાછો ફર્યો ત્યારે એની ગેરહાજરીમા એના ઘર વિગેરેમા જે અદ્દભુત ફેરફારો થયા હતા તેનુ એને સ્વપ્ન પણ નહોતુ પોતાનુ ઘર એણે ઓળખ્યુ નહિ, સત્કાર કરવા આવેલી પોતાની સ્ત્રીને પણ ઓળખી નહી અને પોતે ભૂલથી "ધનવત"ના "ધામ" પાસે આવ્યો છે એમ ધારીને પોતાની સ્ત્રીથી નાસવા લાગ્યો સ્થિતિમા થયલા પરિવર્ત્તનનુ સમાધાન થયુ ત્યારે પોતાના મિત્રપરનો વિશ્વાસ યોગ્ય સ્થાને જ હતો એમ એની પ્રતીતિ થઇ

**નરસિહ મહેતાનુ સુદામાખ્યાન**

નરસિહ મહેતાએ પણ 'સુદામા આખ્યાન' લખ્યુ છે પણ તેમા અને આમા ઘણો ફેર છે મહેતાના કાવ્યમા ભક્ત જીવનની પ્રવૃત્તિઓ જેવી બનેલી તેવી, નીરસ અને નિર્જીવ સરળ ભાષામા વર્ણવેલી છે, પરતુ પ્રેમાનદે તો તેમા આત્મા મૂકીને તેનુ જીવતું જાગતું ચિત્ર દોર્યું છે તેમા ભક્તિ અને હાસ્ય સાથે સાથે રહીને એકસરખો ભાગ ભજવે છે એના કાવ્યમા તો સસારની મર્યાદામા રહેતા પુરૂષની પ્રવૃત્તિઓ તાદશ દેખાય છે નરસિહ મહેતામા આ તાદશતાનો અભાવ છે.

**પ્રેમાનદની કવિતામાં ટીકાકારોને જણાયલા દોષ**

પ્રેમાનદના કાવ્ય છદમા નથી પણ દેશીઓમાં છે એવી ખામી એમા બતાવવામા આવે છે એણે પોતાના કાવ્ય મોટે ભાગે છદમા નથી લખ્યા એ સાચુ છે પરતુ તેટલા જ કારણસર સસ્કૃતનો આવો વિદ્વાન પિગળશાસ્ત્રથી અજાણ છે એવુ અનુમાન બાધવુ ભૂલભરેલુ છે.

એના ગ્રથોમા ઘણે સ્થળે છદો મળી આવે છે ને "દ્રૌપદી હરણ" જે એનુ જ લખેલુ ગણાય છે તેમા તો મોટે ભાગે છદ જ છે સ્ત્રી પુરૂષના વર્ણન અલકારથી ભરપૂર છે. ઉત્પ્રેક્ષા અને રૂપક તો ડગલે ડગલે મળી આવે છે કોઇક વખત તો વિષયની ધૂનમા ને ધૂનમા કવિ રૂપકપર રૂપક આપ્યા જ જાય છે અને વાંચનાર રૂપકોને સમજતા અને વસ્તુ સ્વરૂપનુ પદચ્છેદ કરતા કટાળો ખાઇને-વિસ્મય પામતો-ચોભી જાય છે જેમને સંતોષવા મુસ્કેલ એવા દુરાગ્રહ્ય ટીકાકારોએ તેથી એની અન્ય સર્વ રીતે સંપૂર્ણ કવિતામાં આ એક દોષ શોધી કાઢયો છે તેમનુ કહેવુ એવુ છે કે સરળ અને ઘરગથુ શૈલીમા ગહન વિષયોનો સમાવેશ જ ન થઇ શકે કઠણ વિષયોમા એની સરળતા જતી રહે છે *

**ગ્રથોમાં પોતાના જીવનચરિત્ર વિષે કવિનુ સૂચન**

પ્રેમાનદના ગ્રથોમાથી એના જીવનચરિત્ર વિષે પણ કાઇને કાઇ હકીકત મળી આવે છે ઘણુખરૂ દરેકે દરેક કાવ્યમા તે રચવાનુ સ્થળ-સુરત વડોદરા અથવા નદરબાર અને રચ્યાનો સવત, માસ, તીથી અને વાર હોય છે દરેકમા કેટલી પક્તિઓ અને કેટલી દેશીઓ છે તે પણ જણાવ્યુ છે, કેટલાકમા તે રચવાનો હેતુ પણ દર્શાવ્યો છે. દૃષ્ટાત તરીકે 'દેવી ચરિત્ર' રચવાના કારણમા એ કહે છે કે—

× × × × ×

" પુરાણી સર્વે એમ ધારે, વળી આવુ વિચારે રે.
" માર્કંડેય કર્યું તેમા શુ, પુરાણ સહેલમા સર્વે રે
" દેવી ચરિત્ર કરે ત્યારે તો, જાણી આવ્યો ગર્વે રે.

---

* નળ આગળ દમયતિના સૌદર્યનુ વર્ણન કરતી વખતે હસના મુખમા મૂકેલી " વેલ જાણે હેમની, અવેવ ફુલે ફુલી " વાળી પક્તિઓમાના રૂપકો વાચનારને છક્ક કરી નાખી તેને દર બે-બે, ત્રણ-ત્રણ લીટીએ તે લીટીઓનો અર્થ સમજવા માટે ચોભવાની ફરજ પાડે છે

પુરાણીઓને એ ઉત્તર આપી કહે છે કે:—

"દેવી મહાત્મ્ય કેરા અર્થરૂપી, વ્યાઘ્ર માનો જેહ રે,
"તે વ્યાઘ્ર કેરા કર્ણ સાચા, ગણી દાખુ તેહ રે,

પ્રેમાનંદની બુદ્ધિની અભિવૃદ્ધિ અને તેનો વિકાસ ક્યારે અને કેવી રીતે થયા તે શોધી કાઢવામાં એના ગ્રંથોમા આપેલી સાલ ઘણી ઉપયોગી થઈ પડે એમ છે બાકી સાધારણ વાચનારને તો પહેલા અને છેલ્લા લખાયલા ગ્રંથમા દેખાઇ આવતા બુદ્ધિકૌશલ્યમા ભાગ્યે જ કાઈપણ પરિવર્ત્તન જણાય છે

પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકો ગ બા હરગોવિંદદાસ કાટાવાળા અને સદ્ગત નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રીનુ કહેવુ એમ છે

**પ્રેમાનંદના નાટકો** કે પ્રેમાનંદે અગીઆર નાટકો લખ્યા છે અને તેમાના ત્રણ તેમને મળી આવ્યા છે

૧ રોપદર્પિકા સત્યભામાખ્યાન

૨ પાચાલી પ્રસન્નાખ્યાન

૩ તપત્યાખ્યાન.

એ નામ પરથી જ સૂચન થાય છે કે છેલ્લા સિવાયના બીજાં બેનો વિષય કૃષ્ણ અને પાડવો વિશેનો લોકપ્રિય છે એ

**લેખક વિષે વિવાદ** નાટકોની ભાષા ઘણી જ અર્વાચીન દેખાય છે અને "એક કાકરે અનેક પક્ષી પડે," જેવાં વાક્યોનો ઉપયોગ અને શૈલીની લઢણ ઉપરથી કેટલાક શંકા ઉઠાવે છે કે એ પ્રેમાનંદ રચિત હોય નહીં આ આખ્યાનોનો લેખક પ્રેમાનંદ હતો કે એ કોઇ અર્વાચીન લેખકના લખેલા છે એ વિષયમા શેક્સપીઅરના નાટકો શેક્સપીઅરે લખ્યા છે કે બેકને, એના જેવો—વિવાદ ચાલે છે એ નાટકો કોઈ અર્વાચીન લેખકના લખેલા છે. એમ કહેનારામા

મુખ્ય જાણીતા ગુજરાતી વિદ્વાન નરસિંહરાવ દીવેટીઆ બી એ, છે એ વિષયપર કેટલાક લેખો એમણે લખ્યા છે જે હસ્તલિખિત પ્રતોને આધારે આ નાટકો પ્રસિદ્ધ થયાં તે પ્રકાશમા મૂકીને પોતના મુદ્દા સાબીત કરી આપવાની સ્થિતિમા જેઓ છે, તેઓનુ ન સમજી શકાય એવુ મૌન અને પોતે સશોધન કરેલુ તેની યથાર્થતાના ખાત્રીપૂર્વક પ્રમાણને અભાવે હાલ તો રા નરસિંહરાવનો વિજય દેખાય છે એ વિષયમા એમને ઉત્તર અપાયો નથી એટલુજ નહિ પણ "ગુજરાતી" ના અધિપતિએ આ નાટકોની જુની અથવા અસલ હસ્તલિખિત પ્રત અથવા તો તેની નકલ પણ કોઈ રજુ કરે તેને માટે જાહેર પાડેલુ રૂા ૫૦૦)નુ પારિતોષક લેવા કોઈ બહાર આવ્યુ નથી *

**માતૃભાષા માટે પ્રેમાનંદની ઉમેદ**

આમ છતા પણ પ્રેમાનંદના માતૃભાષા માટે મમતા અને માન તો "સત્યભામાખ્યાન" માના નીચે આપેલા ભનત વાક્યમા આવી જાય છે —

"સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી,
"પાદેપાદ રસાળ ભૂષણવતી, થાઓ સખી ઉપરી.
"જે ગીર્વાણ ગિરા ગણાય ગણુતા, તે સ્થાન એ લ્યો વરી,
"થાયે શ્રેષ્ઠ સહુ સર્વજન થકી, એ આશ પૂરો હરી

§પ્રેમાનંદના સમકાલીન પ્રતિસ્પર્ધિ સામળ ભટ્ટનો જન્મ ઈ સ.

---

* જે જે વાક્યો અને કહેવતોને અર્વાચીન કહેવામા આવે છે તે જ વાકયો અને કહેવતો અન્ય ગ્રંથો જે પ્રેમાનંદની કૃતિ તરીકે ગણાતા આવેલા છે તેમા પણ છે એમ દર્શાવવાના પ્રયત્નો હમણા હમણાના થયા છે

§ રા કેશવલાલ ધ્રુવ એક ખાનગી પત્રમા એવો અભિપ્રાય દર્શાવે છે કે સામળ પ્રેમાનંદનો નહીં પણ વલ્લભનો સમકાલીન હશે સામળના કેટલાક ગ્રંથોમા આપેલા સંવત પરથી આ અભિપ્રાય બાંધવાનુ કારણ મળ્યુ છે એનુ શિવપુરાણ સં ૧૮૦૪ મા અને પદ્માવતી સં ૧૭૭૪ મા લખાયલા એમણે અંગદવિષ્ટિની

**શામળ ભટ્ટ** ૧૬૪૦ ના અરસામા તથા અવસાન ઇ સ ૧૭૩૦ પછી થયા હતા. એ અમદાવાદના વેગણપુરનો (હાલ ગોમતીપુર કહેવાય છે ત્યાનો) શ્રીગોડ માળવી બ્રાહ્મણ હતો એના પિતાનુ નામ વિશ્વેશ્વર, માતાનુ નામ આનંદીબાઇ અને ગુરૂનુ નામ નાનાભટ્ટ તે સમયના શિક્ષિત વર્ગની માફક એણે સસ્કૃત અને હિંદી તથા વ્રજ ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો અમદાવાદ તે સમયે મોગલ સત્તા નીચે હોવાથી રાજદરબારની ભાષા ફારસી હતી, અને તેથી ઉચી વર્ણના લોકો એ ભાષા શિખે એ સાધારણ હોવાથી એણે પણ ફારસીનો અભ્યાસ કરેલો ગુજરાતી સાહિત્યમા ફારસી ભાષાના શબ્દોનો વપરાશ સૌથી પ્રથમ એના જ ગ્રથોમા જોવામા આવે છે એને પુરુષોત્તમદાસ નામે પુત્ર હતો, જેને માટે એ પોતે લખે છે કે—

" સામળભટ્ટનો દિકરો, બાડો ને વિકરાળ,
" ધામુદવાડે મોકલ્યો, જઇ પહોચ્યો ગતગાડ

**છપ્પા.** સામળે વૃજભાષાના પિંગળનો અભ્યાસ કર્યો હતો તેથી એણે પોતાની કવિતા તે પ્રમાણે લખી છે, પણ ગુજરાતમા છદ ચાલુ નહોતા તેથી એને દોહરા–ચોપાઈ–છપ્પા જેવે સરળ રસ્તે કવિતા રચવી પડી છપ્પાએ તો એનું નામ અમર કર્યું છે છપ્પા તો સામળના જ

સ્વર્ગસ્થ કવિ દલપતરામ બુદ્ધિપ્રકાશ (ઈ સ ૧૮૬૨ અક ૪)મા ગુજરાતી ભાષાના કવિઓના ઇતિહાસમા કહે છે કે સામળના સમયમાં "ગુજરાતમા

---

એક હસ્તલિખિત પ્રતમા રચ્યાની સાલ સ ૧૮૦૮ (ઇ સ ૧૭૫૨) જોઇ હતી ગમાન બારોટ માટે સામળની વાર્તાઓની એક નકલ રખીદાસે કરાવી હતી રા ધ્રુવે આ નકલ જોઇ છે તેમા નકલ કર્યાની સાલ સ ૧૭૯૬ (૧૭૪૦) આપી છે આ સર્વ પરથી એમનો એવો અભિપ્રાય છે કે જેણે સ ૧૮૦૮ મા કવિતા લખી છે તે મનુષ્યનો જન્મ સ ૧૭૦૦ ની અગાઉ થયેલો ન હોવો જોઇએ.

**ધર્મ સિવાયના વિષયો પર ગ્રંથો રચાય નહીં એવો સામળના સમયમાં લોકમત.**

ધર્મ સિવાયના વિષયે એવો ચાલ હતો, અને હજી જુના લોકોમા છે કે જુના ગ્રંથોમા આવેલી ન હોય, એવી કલ્પિત વાતનુ કોઈ કવિ વર્ણન કરે તો, એ વાત શાસ્ત્ર બહારની છે માટે વાચવી નહીં, અને સાભળવી પણ નહીં, એમ કહીને કવિની નિંદા કરતા હતા, માટે સસ્કૃત ગ્રથોમાની થોડીક વાત હોય, તેનો પોતાની અક્કલથી ઘણો વિસ્તાર કરીને તેણે પુસ્તકો રચેલા છે ”

**સામળ પણ પુરાણ કહેનાર**

પ્રેમાનદની માફક સામળ પણ અસલ સસ્કૃતમાથી પૌરાણિક કથાનુ ભાષાન્તર કરીને કથા કહેતો એ કથા કહેવા ગામેગામ ફર્યો પણ દરેક સ્થળે નાઉમેદ થયો કથા કહેવાનો વશપરપરાથી હક મેળવનાર કોઇને કોઇ પુરાણી એની આડે આવતો આથી સસ્કૃત પુરાણિકોને કોરે બેસાડવા એણે ગુજરાતીમા નવીન વાર્તાઓ રચવાનો સકલ્પ કર્યો તેમા એક બાબત એને સહાયરૂપ થઇ સસ્કૃત વચાય ત્યારે એ ભાષાથી અજાણ શ્રોતાઓ ઝોકા ખાતા પણ સામળની ગુજરાતી કવિતા વખતે તો સમજણ પડતી હોવાથી શ્રોતાઓ લક્ષ દઇને શ્રવણ કરતા

**સામળની પ્રતિજ્ઞા**

એક દતકથા એવી છે કે સામળે એવુ “પણ” લીધુ હતુ કે કોઈ આદરપૂર્વક આમત્રણ કરે નહીં ત્યા સુધી પોતાના ગ્રથો માટે કોઇને આશ્રયે જવુ નહીં એની કદર કરે એવો કોઇ આશ્રયદાતા એને ચોત્રીસ વર્ષની વય સુધી મળ્યો નહીં

**રખીદાસનો આશ્રય**

એની વાર્તાઓ ગુજરાતના અતર ભાગમા એટલી તો પ્રસરી ગઈ હતી કે ખેડાના માતર તાલુકાના સુજ ગામના રખીદાસ નામે કણબી પટેલનુ એના તરફ લક્ષ

ખેચાયુ રખીદાસ જો કે ખેડુત પાટીદાર હતો, પરતુ વિદ્યાવિલાસી હતો; અને ગમાનજી નામે બારોટ, જેની સગતમા એનો કવિતાનો શોખ વિકાસ પામ્યો હતો, તે એના આશ્રિત વર્ગમાનો એક હતો રખીદાસે સામળને આમત્રી તેનો પરોણા તરીકે સત્કાર કર્યો, એટલુ જ નહીં પરતુ પોતાના સમીપ નિત્ય વસવા માટે આમત્રણ કર્યું અને એના ઉદર નિર્વાહ માટે કેટલીક જમીન કાઢી આપી રાજા-રજવાડાના જેવી આ કદર તથા સહાય કરનાર રખીદાસનુ નામ સામળે અમર કર્યું છે અને જેના રાજ્યમા કાલિદાસ આદિ પ્રસિદ્ધ કવિયો થઈ ગયા તે પ્રાચીન હિંદના ભોજરાજાની ઉપમા એણે રખીદાસને આપી છે

**સામળના ગ્રથો**

સામળે આશરે છવીશ ગ્રથો લખ્યા છે—૧ બત્રીસ પુતળીની વાર્ત્તા (વૈતાળ પચ્ચીશી સહિત), (ઈ સ ૧૭૧૯–૧૭૨૯), ૨ સૂડા બોતેરી ૩ શિવપુરાણ ૪ રેવાખડ. ૫ રણછોડજીના શ્લોકો ૬ અગદ વિષ્ટિ ૭ પદ્માવતી. (ઇ સ ૧૭૧૮) ૮ નદ બત્રીશી ૯ રાવણ મદોદરી સવાદ ૧૦ ઉદ્યમ કર્મ સવાદ ૧૧ સામળ રત્નમાળા ૧૨ વિનેચટની વાર્તા ૧૩ અભરામ કુલીના શ્લોકો અથવા રૂસ્તમ બહાદુરનો પવાડો ૧૪ બરાસ કસ્તુરી. ૧૫ ઓડાણો ૧૬ ચદ્રચદ્રાવતી ૧૭ કાલી મહાત્મ્ય ૧૮. શુકદેવાખ્યાન. ૧૯ સુદર કામદાર ૨૦ દ્રૌપદી વસ્ત્રહરણ (આનો લેખક સામળ હશે કે નહીં તે શકાસ્પદ છે, કારણ પૌરાણિક વિષયોપર સામળે લખ્યુ નથી). ૨૧ ભોજ કથા ૨૨ રખીદાસ ચરિત્ર ( આમા કડવા કણબીની ઉત્પત્તિ પણ ઘણીખરી આવી જાય છે ) ૨૩ વિશ્વેશ્વરાખ્યાન ૨૪ મદન મોહના. ૨૫ રણ સ્થભ. ૨૬ વિધાતાની વાર્ત્તા આમાના પ્રથમ સાત તો તદ્દન રખીદાસના આશ્રય નીચેજ લખાયલા

પ્રેમાનદની માફક સામળનુ શિષ્ય મડળ તો નહોતું, પરતુ ઘેલા વ્યાસ કરીને ત્રવાડી મેવાડો એનો શિષ્ય હતો એ ઘેલા વ્યાસની પુત્રીનો

**સામળનો કોઇ શિષ્ય નહોતો** પુત્ર ઇચ્છાશકર ઇ સ ૧૮૬૨ સુધી હયાત હતો એણે સામળભટ્ટના ગ્રથો અને એના હસ્તાક્ષર પૂજ્ય ભાવથી જાળવી રાખ્યા હતા

**સામળના ગ્રથોનુ લક્ષણ** સામળના ગ્રથોના બે વિભાગ પાડી શકાય, વર્ણનાત્મક (કથાત્મક) અને બોધાત્મક એના મોટા અને ઉત્તમ ગ્રથો વાર્તા રૂપે-વર્ણનાત્મક છે જો કે તેમા પણ બોધ તો આવે છે એના કથાત્મક ગ્રથોમા "મદન મોહના ' અને બોધાત્મક ગ્રથોમા "સામળ રત્નમાળા" ઘણી ઉચા પ્રકારના ગ્રથો છે જુદી જુદી જાતના અને વર્ગના સ્ત્રી પુરૂષના ગુણદોષ-તેમા પણ વિશેષે કરીને સ્ત્રી વર્ગ-નુ બ્યાન એમા કર્યુ છે, એટલુજ નહિ પણ ભિન્નભિન્ન સદ્ગુણોનુ સ્વરૂપ, જુવાનીના મદથી સાવધ રહેવુ, મૃત્યુ માટે નિત્ય તૈયારી રાખવી, વચન પાળવુ વિદ્યા-પી લાભ મેળવવો એવા એવા વિષયોપર પણ એમા શિખામણ આપી છે એના બોધક છપ્પાનુ દષ્ટાત —

"પેટ કરાવે વેઠ, પેટ વાજા વજડાવે,
"પેટ ઉપડાવે ભાર, પેટ ગુણ સૌના ગાવે,
"પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરે છે,
"પેટ કરે છે જાર, પેટથી સત્ય હરે છે,
"વળી મચ પ્રપચ અધિક કરે, પેટ કાજ નરકે પડે,
"સામળ કહે સાચુ માનજો, પેટ પાપ નરને નડે

**સામળનો સ્ત્રીજાતિ માટે અભિપ્રાય** સ્ત્રીજાતિને સારી અને નરસી બન્ને દષ્ટિએ એણે જોઇ છે. સ્ત્રીજાતિના ગુપ્ત અને પ્રસિદ્ધ પ્રપચો વર્ણવતા તેનો તિરસ્કાર કરવામા એણે કાઇ બાકી રાખી નથી

**અવગુણ** સ્ત્રીજાતિના અવગુણ વર્ણવતા એ કહે છે કે —

"કેકે માર્યા કંથ, કૈકે પરણ્યા પરહગ્યા,
"કેકે ઉચ્ચ અમીર તજી, કિંકર વર કરિયા,
"કૈક કુટુંબ પરિવાર, તજી ચિત્ત બીજે ચાલી,
"કૈ મહીપતિને મેલી, માનની ગમતે મહાલી,
"કૈકે સાસુ નણંદ સહારિયા, માતપિતા મર્દન કર્યા,
"એ જુવતી જાત છે જક્ષણી, જોર જોરાવરના હર્યા"

વળી —

"ઘડી એકમા કહે ઘેંગ, કંથ ઘડીમા કરી થાપે"

એથી ઉલટુ, સ્ત્રીમા કોમળતા, સાત્વન આપવાની શક્તિ છે, એ વાતથી એ અજ્ઞાન નહોતો પરતુ ઇંગ્રેજ કવિ વર્ડઝવર્થની

**સદ્ગુણ**

માફક "પુરૂષને સાવધ કરવા, તેને સુખ આપવા અને તેના પર અધિકાર ચલાવવા ઈશ્વરે ઉદાર વૃત્તિથી સર્જેલી સપૂર્ણ આદર્શ સ્ત્રી "નો સામળને ખ્યાલ હોય એમ દેખાતુ નથી

પોતાના બાળકની સબાળ લેવામા મશગૂલ રહેતી–વત્સલ માતા નહિ પણ પુરૂષના સુખનુ–પ્રમોદનુ–સાધન હોય એવી રીતની

**સ્ત્રી એ સુખનુ સાધન**

સામળે સ્ત્રીજાતિને વર્ણવી છે, સ્ત્રીનુ કર્તવ્ય પુરૂષની ચિંતા દૂર કરવાનુ અને પતિની ઉતરતી વયે તેના દુ ખોમા ભાગ લેવાનુ, તેની બરદાસ્ત કરવાનુ છે એમ એ ગણે છે —

"જોબનમા દે રંગ, સગ સુખ ટાઢક તનની,
"વ્હાલપણે કરી વાત, મટાડે પીડા મનની,
"સુખદુ ખમા સમભાગ, રાગ રૂડે ગુણ ગાતી,
"ચતુરા ચિત હરનાર, સાર ઉરમા મદમાતી,

" વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુખ ટળે.
" એ અતકાળે અળગી નહિ, બહુ સ્નેહે સાથે બળે

છપ્પાના અત ભાગમા એ કહે છે કે —

" છે નીચ કાઇજ નારિયો, સ્વભાવે સઙ નહિ સરખી

સામળનો ખરેખરો મત આજ હશે, અને સ્ત્રીજાતિને એણે વખોડી છે તે તો એ જાતિ વિષે પરપરાથી ચાલ્યા આવતા પુરૂષના અભિપ્રાયનુ માત્ર પ્રદર્શન હોવુ જોઇએ.

**મદન મોહનાઃ કથાત્મક કવિતાનો નમુનો**

મદન મોહનાની વાર્તા, સામળની બીજી બધી વાર્તાઓને મુખ્ય વિગતોમા મળતીજ આવે છે એક બીજાને જોતાજ એ વાર્તાના નાયક નાયિકામા પરસ્પર પ્રેમ ઉત્પન્ન થઇ ગયાની વાત એનુ વસ્તુ છે રાજપુત્રી મોહનાનો શિક્ષક પુરૂષ છે કોઇ પણ જાતની "વિપરીત વાત" થાય નહી તેથી —

" પડદો બાધ્યો પટકૂળનો, કોને ન દેખે કોય,
" ભણે પાઠ તે ભામની, હર્ષ ઘણેરો હોય

એક સમયે પ્રધાનનો પુત્ર પડિત કને કઇ પૂછવા આવ્યો, તેણે આ બે વચ્ચે કાઇક વિદ્યા સબધી "સમસ્યા ' સાભળી આ "સમસ્યાઓ" સામળના ગ્રથોમા બહુજ સામાન્ય છે તેમા એક જણ દુહામા "સમસ્યા" પૂછે ને બીજુ ઉત્તર દે છે —

પ્ર " શીંગ સહિત જે જન્મીઓ, જોબનમા શીગ જાય,
" જોબન વીટી વૃદ્ધ થયો, શીગ ફરીને થાય

ઉ. " વાત ગમી વનિતા કહે, અમન તણો તું ઇંદ્ર,
" શીંગ સહિતે જન્મીઓ, ચતુર બીજનો ચદ્ર

આ પ્રમાણેના પ્રશ્નોત્તરમા કુવરીએ આપેલો ઉત્તર ખરો છે કે કેમ એ સંબધે વાધો ઉઠયો.

બનેએ પ્રધાન પુત્રને "ત્રાહિત" ગણી ન્યાય સોપ્યો. તેણે નિર્ણય આપ્યો કે-

"સાચા છો બે સર્વે

ચતુર કુવરીએ પટતર ખસેડી નાખતા "દીઠ દેવ દરશન" કુવરીએ મોહિત થઈ પોતે રજપૂત છતા "વણિક પુત્ર" સાથે પરણવા આગ્રહ કર્યો. પડિત અને મદનની નાખુશી છતા પણ કુવરીએ "પ્રાણ" પાડવાની વાત કરવાથી પડિતે "ગાધર્વ વિવા" કરી આપ્યા મદન આ અવિચારી પગલુ લેતા પરિણામનો વિચાર કરાવતા કહે છે કે —

"રાજકુવરી તુ ડાહ્યરી, પણ ગુણ હીણિ ગમાર,
"કબુલ કરો આ કિંકરો, જે મૂરખ સરદાર
"હુ અજ ને ગજરાજ તુ, તુ સિંહ હુ શિયાળ,
"તુ નાગ ને હુ અળસિયુ, તુ અર્ણવ હુ ખાળ

વળી —

"અણઘટતુ કેમ કીજીએ, એ રાજા હુ રાક.
× × × ×
"કિંકરજનને કથ કોં', તરૂણી નહી તમ તોલ
× × × ×
"હિંગમરીના તોળીઆ, પ્રીછીએ પાખડ

સાહસ કરવાથી પસ્તાવો થવાના ઘણા દષ્ટાંત આપીને તથા વાર્ત્તાઓ સભળાવીને કુવરીને તેની મૂર્ખાઇનુ મદને ભાન કરાવ્યુ હિતોપદેશ, અરેબીયન નાઇટ્સ અને ડીકેમેરોનની માફક વાર્ત્તામા પેટા વાર્ત્તાની ગુથણી કરવી, એ સામળનુ પણ લક્ષણ છે આ પેટા વાર્ત્તાઓની તેમજ એમા આવતાં

વાર્તામાં અતર-વાર્તાની ગુથણી સામળના કાવ્યનુ લક્ષણ

પાત્રોની સખ્યા એટલી મોટી છે કે મૂળ વાર્તાનુ વસ્તુ બહુજ થોડા ભાગમા સમાઇ જાય છે પાત્રા-લેખનમા અને ઉપદેશ રૂપે આપવામા આવતા નાના નાના દષ્ટાતની અતર વાર્તા રૂપે ગુથણી અથવા વિસ્તાર, મુખ્ય વાર્તાના સામાન્ય લક્ષણોના સહભાગી થાય છે સાહસ ન કરવા માટે મદનના મુખમા નીચેનો છપ્પો કવિ ઉપદેશ રૂપે મૂકે છે —

"સહસા કામ કરનાર, કોઈ દીન શીશ કટાવે,
"સહસા કામ કરનાર, માન મગ્જાદ મટાવે,
"સહસા કામ કરનાર, જર જોતામા ખોએ,
"સહસા કામ કરનાર, સુખ તેને નવ હોએ,
"વળી સહસા કામ કરનારને, દુખદાવાનળ આવી અડે,
"સામળ કહે સહસા કામ કર્યા થકી, વિમાસણ પિડમા પડે"

સ્રીની ઈમાનદારીના વાર્તા રૂપે દષ્ટાત રાજકુવરી આપે છે અને એમા કહે છે કે —

"કબુલ માગ મનમા કર્યો, ભવોભવ એ તો મે વર્યો"

પ્રધાન પુત્રને તો અવળુ થવાની ધાસ્તી રહે છે પણ કુવરીના દઢ નિશ્ચય આગળ એનુ કાઈ ચાલતુ નથી અતે પડિતે એમના લગ્ન કરી આપ્યા આ લગ્નની વાત એ ત્રણ જણ સિવાય કોઇ જાણતુ નથી કુવ-રીનો વિદ્યાભ્યાસ પરો થયો એમ કહી પછી પડિત રાજાની રજા લે છે કુવરીનો પિતા ત્યાર પછી એનો 'વિવા' કરવાનો વિચાર કરે છે રાજા, રાણી ને કુવરી વચ્ચે આ વિષયે વાત ચાલતા કુવરી પોતાની માતાને મદન સાથેનાં ગુપ્ત લગ્નની વાત કહી દે છે રાજાને આ વાતની જાણ થતા જ મદને ચિંતવેલી આફત આવી પડે છે અપરાધિયોને ઓછામા ઓછી શિક્ષા દેશનિકાલની આપતા રાજા કહે છે કે —

" મોટું નવ દેખાડશો, જાવ ગમે મન જ્યાય,
" રે'શો મા તમો રાખમા, મારી અવનિ માય

રાજાને તો ત્રણેના પ્રાણ લેવા હતા પણ પ્રધાને કહ્યું—

× × × કદાચ પડ્યો હોય વાક
તોય વિપ્ર હણવો નહિ, એ તો આડે આક.

સ્ત્રીને માટે પણ કહે છે કે—

" સ્ત્રીના વાક સહસ્ત્ર, તોય તેને નવ હણવી

વણિક પોતાના પુત્ર માટે કહે છે કે—

" વાક તો મારા પુત્રનો, દો ગમે તે દંડ,
" શૂળીએ દો કે શીશતણા, કરો કટક શતખંડ

વળી એ વણિક ધર્મથી પણ ઉલટો ચાલ્યો છે, એમ કહીને વણિકના અવગુણ વર્ણવતા કહે છે—

" વરજો તેહ વણીક, જેહ અકારૂ બોલે,
" વરજો તેહ વણીક, જેહ પેટપટાતર ખોલે,
" વરજો તેહ વણીક, જેહ ઉતાવળો થાયે,
" વરજો તેહ વણીક, જેહ વનિતા વાહે

રાજાએ આ નિસ્પૃહી સલાહથી પ્રસન્ન થઇ ઉપર જણાવ્યા પ્રમાણે શિક્ષા કરી શિક્ષા થતા જ બ્રાહ્મણ તો ચાલી નીકળ્યો પ્રધાન પુત્રે પણ પ્રયાણની તૈયારી કરી, પ તુ કુવરીએ તેની સાથે જવા હઠ લીધી ઘણા વાદ વિવાદને અતે એવુ ઠર્યું કે સ્ત્રીરૂપી " ઘડા જેવડુ રત્ન ' છાનુ રાખવા માટે " પુરૂષ પોશાક"મા મદને મોહનાની સાથે રાખવી આ પછી વાર્તામા આ એઉને માથે આવેલા સકટોનુ વર્ણન છે બને જણ પુરૂષ વેશમા હતા તથા બાધવ તરીકે દેશાટન કરતા તોપણ સ્ત્રીની તીક્ષ્ણ નજર આગળ એઓ ગુપ્ત

રહી શકતા નહિ, અને એક સ્થળે એક ગુણકાને હાથ ચઢયા તેણે દુષ્ટ હેતુથી બંનેને વિખુટા પાડ્યા આ ગુણકાના પંઝામાથી મોહના મહા મુશ્કેલીએ નાસી છૂટી આ રીતે છૂટા પડેલા દરેકને એકલા દેશાટન કરવુ પડયુ. બળતા દવમાથી એક નાગને મોહનાએ બહાર કાઢવાથી તેણે અને તેને પાચ ગુણવાળો એક મણિ આપ્યો એથી ૧ સાપનુ ઝેર ઉતરી જતુ-૨ રગતપીત મટતો-૩ કોઢ નીકળી જતો-૪ આખના પડલ ખુલી જતા ને ૫ "મોટી વઝા" પણ ગર્ભ ધારણ કરી શકતી આ રામબાણ મણિ વડે એ જે જે નગરમા ગઈ ત્યા ત્યા એણે દુ ખીઆના દુ ખ કાપ્યા સર્વથી વિલક્ષણ તો એ હતું કે જેના દુ ખ કાપવાનુ બની આવ્યુ તે સર્વ "મહીપત'જ હતા એ પુરૂષ વેશે હતી તેથી આ રાજાઓએ પોતાની "કન્યા'ઓ પણ એને પરણાવી એના લગ્ન પાચ-છએક કન્યા સાથે થયા પણ પોતાનો ભેદ ગુપ્ત રાખવા એ લગ્ન થાય કે તરતજ યાત્રાન અથવા બીજે કાઇ બહાને 'પરે પરવરતિ" પણ છેલ્લા નગરમાથી મોહના નાસી શકી નહી તેથી એણે એ રાજપુત્રીને કહ્યું કે —

' તમારૂ વિષ વાળવા, તત્ર કર્યો મે તર્ન,
" ૭ મહિનામા ખેલીએ, માથે આવે મર્ન

આ ૭ માસ દરમ્યાન એણે મદનની શોધ માટે વિવિધ પ્રયત્ન કર્યા જુદા જુદા ચિત્રપટપર પોતાના અને મદનના જીવનના પ્રસગો આલેખી એ ચિત્રો એણે "ચારવાટ 'ના "ચોટામા" આવેલા "દે ।'મા મૂક્યા અને પોતાની પ્રતિમારૂપ ચાર "પૂતલી" કરાવી તે દેરાના ચારે દ્વારે મૂકી ત્યા જે કોઈ પથી જતો તેને સદાવ્રત મળતુ આ સર્વ વાત દેશે દેશ-એક પથીને મુખેથી બીજાને એમ ફેલાઈ એનો હેતુ પણ એવો જ હતો કે કોઇપણ રસ્તે મદનને આ વાતની જાણ થાય એનાથી વિખુટા પડવા પછી મદન પણ વિલક્ષણ પ્રસગમા આવી પડયો રખડતા રખડતા એ રૂપાવતી નગરીમા જઈ ચઢયો એ નગરના રાજાની પુત્રીએ એવુ "પણ" લીધુ હતુ કે —

" એક પૂછુ તેનો ઉત્તર દિયે,
" તે મુજને વેચાતી લિયે

મદન તો પ્રશ્નોત્તરમા એક્કોજ હતો કુવરી એના ઉત્તરથી પ્રસન્ન થઇ. એને વરી-"સાત" દિવસ ત્યા ગાળી " વિશ્વનાથ "ની "જાત્રા"ના મિષથી એ મોહનાની તપાસમા નીકળ્યો અને મોહના રાજ કરતી હતી તે નગરમા જઈ પહોચ્યો " પુતળીઓ " જોતાજ " મૂર્ચ્છા ખાઈ હેઠે પડયો મોહનાને ખબર મળતા એ ત્યા ગઇ

" મદને દીઠી મોહના, મોહને દીઠ મદન,

અતિ આનદમા બને મહેલે ગયા અરસપરસની વાતો થતા એવુ ઠર્યું કે—

" નરનારી ત્યારે થશુ, જ્યારે જાશુ ગામ.
× × × ×
" કર્યા કોલ તે પાળવા, એમ કહ્યુ એકાત

એકાદ માસ વિત્યા પછી " પ્રગણા "ની પેશકશીને બહાને સેન લઇને મોહના-પોતાની નવવધૂ-એ રાજાની પુત્રી સહિત, ત્યાથી નીકળી જે જે રાજપુત્રીઓ સાથે એણે લગ્ન કર્યાં હતા તે સર્વને માર્ગમાથી સાથે લઇ લીધી આ રીતે પોતાને નગર પહોચતા અગાઉ એમનુ લશ્કર લાખેણુ વધી ગયુ મોહનાનો પિતા આ બધુ લાવ લશ્કર જોઈ ગભરાયો, પણ પ્રથમથી ચેતી મદને પોતાના પિતાને ' છાનો કાસદ" મોકલી સર્વ સમાચાર આપેલા તેથી પ્રધાન જ રાજા તરફથી વિષ્ટિ લઇને આવ્યો અને "સઘળો ભર્મ" ભાગ્યો, ને મોહના સાથે પરણેલી સર્વ સ્ત્રીઓએ એને પટરાણી થાપી મદનનો પતિ તરીકે સ્વીકાર કર્યો રાજાને પણ કહેવુ પડ્યુ કે—

" પ્રધાન સુત તું પ્રાક્રમી, જોગ તું છે જામાત્ર"

આ પછી સર્વ ખુશી આનદમા રહ્યા મોહનાને પાચ પુત્ર થયા શુકદેવ પડિતને બોલાવીને તેને પણ " ત્રાબાપત્રે ત્રીશ ગામ " લખી આપ્યા વાર્ત્તાને અતે કવિ પોતાનો અભિપ્રાય આપતા કહે છે કે —

**સામળનો પોતાનો એ ગ્રંથ માટે અભિપ્રાય.**

" મદન મોહનાની કથા, કડીએ કડી રસાળ,
" પડિત હશે તે પ્રીછશે, પ્રીછશે જેમા માલ

× × × ×

" સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક,
" સાદામા શિક્ષા કથે, તેજ કવિજન એક

" નરનારીની ચાતુરી, નરનારીના ચરિત્ર,
" શૂરપણુ ને શાણપત, પ્રાક્રમ પુણ્ય પવિત્ર

" તે કાવ્યથી ડહાપણુ શિખે, જન મન રજન થાય,
" અદ્દ્ભુત ને જનભાવનુ, વર્ણન બહુ વખણાય

વળી પ્રેમાનદ પર પ્રહાર પણ અહિ જ કરે છે

" ભણ્યો નથી કાઇ પુરાણ હુ, ભણ્યો નથી કોઇ વેદ,
" રસાલકાર ન આવડે, મન ન પામે ખેદ.

" ઘર ઘર રાગ તાણુ નહીં, પુત્ર ન મુજ ગુણ ગાય,
" રાજ દરબારે રઝળવુ, મેળવી નથી પસાય

" ભાટ, બ્રાહ્મણ ને ભાડવા લાબી મૂકે પોક,
" રીઝી ભલા ભલા કરે, તેથી થાયે શોક

સામળની કવિતામા ડગલે ડગલે દેખાતો દોષ એ એની સમસ્યાઓ છે. ઘટતે કે અણઘટતે સ્થાને એ સમસ્યાઓ ઠસાવી દે છે કેટલેક સ્થળે

**સમસ્યા એ કાવ્યનું લક્ષણ વિશેષ** તો એવા નિર્માલ્ય પ્રશ્નો મૂકે છે કે જેનો ઉત્તર શોધતા જરા પણ મહેનત પડે નહી કાવ્યનું લક્ષણ શું, કાવ્ય શાને કહેવું, એ વિષેના હાલના વિચારો મુજબ તો આ સમસ્યાઓ એક જાતના માનસિક વ્યાયામ રૂપે છે. તેનુ સ્થાન કાવ્યમા ક્યાય પણ છે જ નહી પરતુ સુભાગ્યે આ શૈલીના અનુયાયી કોઇ નીકળ્યા નહીં ને સામળની સાથે જ એનો અત આવ્યો*

**સૌદર્યના આલેખનમાં પ્રેમાનદને સુકાબલે સામળની ન્યૂનતા** સ્ત્રી પુરૂષના રૂપ લાવણ્ય ચિતરવામા પ્રેમાનદથી સામળ ઘણો ઉતરે મદન અને મોહનાના સૌદર્યના આલેખનમા એ ઘણો ખીલ્યો છે પરતુ કવિની દૃષ્ટિએ મનુષ્ય સૌદર્યના સ્વાભાવિક ચિત્રને સ્થાને સૌદર્યના વિષયપર લખાયલા ગ્રથોમા સૌદર્યની વ્યાખ્યા આપી હોય, તેની યાદી હોય તેવા તે દેખાય છે એવી રીતે તો અશ્વ વિદ્યાપરના પુસ્તકમાથી અશ્વના લક્ષણ તથા રૂપ શોધી કદાચ એ ચિત્રો તેથી નિસ્તેજ અને નિર્જીવ લાગે છે સ્થળ સકોચને લઇને એ લાબા વર્ણન આપી શકાય એમ નથી, પરતુ ઉત્સુક વાચકની ઇચ્છા હોય તો બૃહત્ કાવ્ય દોહનના પાચમા ભાગમા ૩૭૧ મે પાને મોહનાનુ અને ૩૮૫ મે પાને મદનનુ વર્ણન જોવુ

**સામળ માટે સદ્‌ગત રા. ત્રિપાઠીનો અભિપ્રાય** એક "મનરજન" વાર્તા લખનાર સિવાય પણ બીજા ગુણ સામળનામા રા ત્રિપાઠીને દેખાય છે એઓ કહે છે કે "એણે વાર્તા રૂપે ઘણી કવિતા લખી છે તેમા એણે શ્રોતા સમક્ષ પોતાના દેશીઓના વિનાશક અને સકુચિત અસારી રીવાજોનુ ઉલ્લઘન કરતા ઉચ્ચ કોટિના

---

* આ શૈલીનુ અના પછી નાદ-ગાણુ અનુકરણ થયલુ ખરૂ સ્વ કવિ દલપતરામે પણ આવુ નાટક લખ્યુ છે, પરતુ અન્ય કોઈ કવિ પર એની અસર થઈ નથી

મનુષ્યની એક નવીનજ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે જે ઔદાર્ય અને સ્વતંત્રતા, આપણા સંસારના દુરાગ્રહ અને વહેવાર સહન ન કરી શકે, તેવા ઔદાર્ય અને સ્વતંત્રતાના નિયમો બતાવતા પાત્રો–માત પિતા અને સંતાન–સ્ત્રી ને પુરુષ–એણે પોતાના શ્રોતાઓ સમક્ષ દૃષ્ટાંત રૂપે રજુ કર્યા છે "સાનશ કે સામળનું સંસાર સુધારાનું દૃષ્ટિબિંદુ, એના સમયનો તો શું, પરંતુ આપણા સમયનો વિચાર કરતા પણ ઘણુંજ ઉચ્ચ હતું વૈતાળની સહાયથી છુપા વેશે–હારૂન–અલ–રશીદ પેઠે ફરતો વિક્રમ એની સો એક વાર્તાઓનો નાયક તે એના સંસાર સુધારાના દૃષ્ટિબિંદુના દૃષ્ટાંત રૂપે નથી, પરંતુ એના સ્ત્રી પાત્રો, રાજપુત્રીઓ, સદ્‌ગત રા ત્રિપાઠીની કલ્પનામાં રમી રહ્યા છે "એણે કલ્પેલા સ્ત્રી પુરૂષો ન્યાત જાતના ભેદ વગર લગ્ન સબંધ બાંધે છે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય (એમાં 'શૂદ્ર" પણ ઉમેરવા જોઇએ, કારણ એક વાર્તાનો નાયક તેલીની પુત્રી સાથે પરણે છે) કવિએ સરજાવેલી સૃષ્ટિમા પરસ્પર લગ્ન સંબંધ બાંધે છે અને તે પણ, માત પિતાની આજ્ઞા લોપીને, તરંગને વશ થઇ સૌંદર્યથી સંબંધ લુબ્ધ થઇ અથવા તો ખરા પ્રેમથી બાંધે છે" એક એવો પ્રસંગ પણ એ વર્ણવે છે કે જ્યાં વૈશ્ય પુત્રી, માતા પિતાએ પસંદ કરેલા પુરુષ સાથે લગ્ન કરવાનું ના કહી, તેને વરવા કરતા આખું જીવન કૌમાર્યવ્રતમાં ગાળવાનું "પણ" લે છે. આ વિચાર પણ હિંદુ સમાજના આચાર અને ધર્મનો વિચાર કરતા, નવીનજ છે પરંતુ હિંદુ સમાજમાં આ સાહસિક નવો આચાર ચાલુ કરવા કવિએ ધાર્યું હોય તેના કરતા તો આ "પણ" તે માત્ર પુત્રી તરફની ખાલી ધમકીજ ગણવી એ વધારે સંભવિત લાગે છે વર્ણાંતર લગ્નો અને તે પણ માત પિતાની ઇચ્છા ઉપરાંત, તો સામળ બેશક કરાવે છે પરંતુ લક્ષમાં રાખવાનું એ છે કે આ સર્વનું સૂચન સંસ્કૃત ગ્રંથો અને તે સમયની પ્રચલિત દંતકથાઓપરથી થયલુ અને તેમાં પણ આવા પ્રકારની ભેળભેળા જોવામાં આવે છે માત પિતાની ઇચ્છા વિરૂદ્ધ ઓખાએ પોતાનો સ્વામી શોધી લીધેલો અને આવા જુદી જુદી વર્ણો વચ્ચેના લગ્ન

તે સમયે સામાન્ય હતા એણે નવીન આચાર પ્રચલિત કરવાને બદલે પ્રાચીન આચારનુજ સ્મરણ કરાવ્યુ છે

**સામળની વાર્તામા ગુણકાઓ**

સામળની વાર્તાઓમા ગુણકાઓ મોટો ભાગ ભજવે છે જે કાળમા સ્ત્રી વર્ગ અશિક્ષિત હતો ત્યારે એ વર્ગ પ્રખ્યાત એસપેશીઆની માફક, સુશિક્ષિત હતો પોતાની બુદ્ધિ અને કળાથી, સકટમા આવી પડતા નાયક નાયિકા ઓને સહાય કરવાનુ કામ એ કરતી

**ઉદ્યમ કર્મ સ-વાદ**

"ઉદ્યમ વડુ કે કર્મ" એ વિષયપર સામળે સવાદ લખ્યો છે વિવિધ વાર્તાઓના દૃષ્ટાંત આપીને એમાથી એક ઉપરજ આધાર રાખનાર દુનીઆમા નિષ્ફળ જતા એણે બતાવ્યા છે એનો નિર્ણય આપતા એ કહે છે કે—

"સાભળ એ સતવાદી જન ઉદ્યમે કર્મે ઉદ્યમ બળવત.

× × × ×

"જેવુ કર્મ લખાણુ તેહ, તેવો ઉદ્યમ ઉદયજ એહ.
"જેને જેવો ઉદ્યમ મર્મ, તેને તેવુ વળગ્યુ કર્મ,
"જેને જેવુ કર્મજ સાર, તેવો ઉદ્યમ કરે વેપાર.

સારાશ કે—

"કર્મ થકી ઉદ્યમ ફળે, ઉદ્યમથી કર્મ હોય;
"ઓછુ અદકુ એહને, કહી ન શકે કોય

**શામળનાં સ્ત્રી પાત્ર**

સામળભટ્ટનો સ્ત્રીવર્ગ, પુરૂષવર્ગ કરતા વિશેષ જાજ્વલ્યમાન છે. એના ચિત્રપટનો મોટો ભાગ સ્ત્રીઓજ રોકે છે; અને તે પણ આજના સમયમા જોવામા આવતી આપણી ગતિહીન, અભણ, પોચી, વાકી વળીગયલી—( કમર

ભાગલી ) સ્ત્રીઓ નહીં પરંતુ સાહસિક, ભણેલી ગણેલી, શિષ્ટ, યુક્તિબાજ, સૌંદર્યવાન, લાવણ્યમયી, જોખમ ખેડવામાં તત્પર અને ગુણ વિશેષમાં મોટે ભાગે શીલવતી. એ સ્ત્રીઓને ગાતા, વગાડતા, નાચતા અને ઘોડેસ્વારી કરતા આવડે છે, અને તેથી કેટલીક વખતે આપણને સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે કે " આ પાત્રનો ચિત્રકાર કવિ અને એજ વર્ગને તદન ખરાબ રંગમાં ચિતરનાર કવિ એકજ હોઇ શકે ? "

**સામળ તે એકજ**

આવી સામળની કવિતા છે એ ધીટ અને મશ્કરી કવિ છે એના ક્ષેત્રમા તો એ અદ્વિતીય છે એણે કોઇનું અનુકરણ કર્યુ નથી, તેમ એને માગ જનાર કોઈ નીકળી શક્યો નથી

**સામળનું ફારસી અને હિંદીનું જ્ઞાન**

પ્રેમાનંદ પેઠે સામળ પણ હિંદીમાં કીટ હતો અને એની કવિતામાં કોઇ કોઇ સ્થળે હિંદી પંક્તિઓ દેખાય છે એના સમકાલીન કોઇ પણ કવિ કરતા ફારસી શબ્દોનો ઉપયોગ એણે વધારે કર્યો છે

**અખા-સામળ અને પ્રેમાનંદની કવિતા ધર્મ વિષયથી સ્વતંત્ર**

સત્તરમા શતકના વિવેચનને અંતે ( ... ) ત્રિપાઠી લખે છે કે —" ગુજરાતી પદ્યના અખો, પ્રેમાનંદ અને સામળ એ અગ્રગણ્ય તારા છે અને હવે પછીના શતકોના અવલોકન પરથી માલમ પડશે કે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા આ ત્રણજ એવા છે કે જેમણે ધર્મને અંગીભૂત કર્યા સિવાય શુદ્ધ કવિતા લખી છે, અને જેની ગણના કાવ્યમા થઈ શકે એવી કવિતા લખી છે '

આ શતકમા ગૌણ કવિયોની સંખ્યા એટલી મોટી છે કે તેમના વિશે નોંધ કર્યા સિવાય ચાલે તેમ નથી ઓછા પ્રકાશવાળા એ સર્વ નાના

**આ શતકના ગૌણ કવિયો**

તારાઓ છે તેમા પ્રેમાનદ સુત વલ્લભ જેવા ઉચ્ચ સ્થાન શોભાવનારા તેમજ દ્વારકાદાસ જેવા કનિષ્ઠ પ્રકારના કવિ પણ મળી આવે છે

**નાકર-મુકુંદ**

નાકર અને મુકુંદના નામ સાથે સાથેજ લેવાય છે નાકર વડોદરાનો વાણીઓ હતો એણે ઘણી કવિતા કરી છે, પણ તેના ફક્ત સાતજ ગ્રથ બહાર પડયા છે ૧ હરિશ્ચદ્ર આખ્યાન ૨ શિવ વિવાહ ૩ ધ્રુવાખ્યાન ૪ ચદ્રહાસ આખ્યાન ૫ લવકુશ આખ્યાન ૬ મૃગ સવાદ ૭ ભીલડીના બાર માસ એણે આ સર્વે સાદી સરળ ભાષામા લખ્યા છે અને તે રચીને એવા હેતુએ બ્રાહ્મણોને આપી દીધા છે કે આ ગાઈ સભળાવી તેઓ ઉદર નિર્વાહ કરે આમ કરવાથી પુણ્ય થાય છે એવી એની માન્યતા હતી *

મુકુંદ દ્વારકાનો ગુગળી બ્રાહ્મણ હતો એ નાકરનો સમકાલીન ગણાય છે, કારણ કે એનો 'ભક્તમાળ' નામે ઉત્તમ ગ્રથ સ ૧૭૦૮ મા લખાયો હતો હિંદુ મુસલમાન એ બનેથી પૂજાતા કબીરનુ અને ગોરખનુ એમ બે ચરિત્ર એણે લખ્યા છે તે બન્ને સારી રીતે લખાયલા છે, અને તેમના જીવન વૃત્તાત વિષે એમા પુષ્કળ માહિતી પણ છે. કબીરના અવસાન સમયે કવિ કહે છે કે.–

---

* બૃહત્ કાવ્ય દોહનના આઠમા ભાગમા "ગુજરાતી"ના સબ એડીટર રા અબાલાલ જાનીએ નાકરના ગ્રથ અને એના જીવન ઉપર એક ઘણો અગત્યનો લેખ લખ્યો છે એ કવિના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગ્રથોનો એમણે ખાસ અભ્યાસ કર્યો છે, એમના કહેવા પ્રમાણે કવિ સ ૧૫૫૦–૬૦ મા થઇ ગયો હશે, અને ઇ સ ૧૬૩૦ સૂધી એ જીવતો હોવો જોઇએ પ્રેમાનદના નળાખ્યાન જેવા કેટલાક ઉત્તમ કાવ્યોનુ વસ્તુ નાકરની કવિતામાથી એણે લીધેલુ એમ એમનુ માનવુ છે સદ્ગત રા તનસુખરામ ત્રિપાઠી જેમની પાસે નાકરના કેટલાક અપ્રસિદ્ધ ગ્રથો હતા તે એમણે જોયા છે અને એમના લેખમા તેમાથી જે કેટલાક ઉતારા આપવામા આવ્યા છે તે પરથી જણાય છે કે નાકરે ઉચ્ચ કોટીની કવિતા પણ લખી છે

"બસ્તી બનસ્પતિ રોઈ, દુની ઓર બનકી

"હિંદુ હી મુસલમીન, લઢે દોઉ મીલ મીલ,

મુકુંદનું કબીર ચરિત્ર. "કબીર હે મેરા તેરા, ચિંતા, ઘોર કરેંગે

× × × ×

"મહા દયાલુ હે સત, સ્વધામસે પીછે આયે,

"દોનુંકો સમજ દીની, ભાઇ હમ જરંગે

"મુસલમીનકુ કહા, કાહેકો ફિસાદ કરો,

"ભાઈ હમ જાય ભુમી, માહી સોઇ પરંગે,

"વેસા ઉચ્ચારન કરી, દેહ કે દો ભાગ કરી,

"હિંદુ યવન કો દીને, સંત દયાવાન જો. *

આ નાના નાના કવિયોની જન્મ અને મૃત્યુની સાલ નક્કી કરવાની આ પુસ્તકને અંગે ખાસ જરૂર જણાતી નથી; તેમજ એ બની શકે એવુ પણ નથી પોતાના કાવ્યોની છેલ્લી કડીઓમા એ સર્વ કવિયોએ ઘણુ ખરૂ તે રચ્યાની સાલ આપેલી હોય છે તે પરથી તેમનો સમય વગર શકાએ નક્કી થઈ શકે છે. નીચેના કવિયો આજ શતકમા થઈ ગયા છે, તે ઉપલા સાધનવડે નક્કી થઈ શક્યુ છે

ગૌણ કવિનો સમય નક્કી કરવાનો માર્ગ

દેવીદાસ પેટલાદના સોજીત્રા ગામનો ગધર્વ હતો એણે "રૂકિમણી હરણુ" સવત ૧૬૬૦ મા લખ્યુ છે અબિકાનુ પૂજન કરવા જતી વખતે કૃષ્ણે રૂકિમણીનું હરણ કરી તેની સાથે લગ્ન કરેલુ તેનુ એ વર્ણન છે રૂકિમણી વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી હતી અને એના ભાઇ રૂકમૈયાએ એને માટે

દેવીદાસ.

* મુકુંદને હિંદીનો પણ અભ્યાસ સારો હતો એમ આ કબીર ચરિત્ર ઉપરથી માલમ પડે છે.

" શિશુપાલ વરને સહી કર્યો " હતો. એ શિશુપાલ પ્રતિ તે તિરસ્કારની વૃત્તિથી જોતી, તેથી એણે કૃષ્ણને આવીને પોતાને તેડી જવા "છાનો પત્ર" લખેલો કૃષ્ણે આવીને એનુ હરણ કર્યું. તે સમયમા એમ હરણ કરવુ એ સામાન્ય હતુ. રૂકમૈયાને આ હરણની જાણ થતા એ મોટી સેના સાથે કૃષ્ણ રૂક્મિણીની પાછળ પડયો પરતુ શ્રીકૃષ્ણે એની સેનાનો પરાજય કર્યો અને એને " જેટલે નાખે મારવા, રૂક્મિણી લાગ્યા પાય. " અને —

" રૂક્મિણી વિનતી વિનવે, યાદવજી જી;
" તમે સાભળો શ્રી મહારાજ, કહુ પ્રીતમજી જી.
" એ ખોડ બેસે અમને, યાદવજી જી;
" એ મૂકો મારો વીર, કહુ પ્રીતમજી જી.
" મે માત તાત સહુ મૂકીઆ, યાદવજી જી,
" હુ તો આવી તમારે સાથ, કહું પ્રીતમજી જી.
" મે આત ભુવન સહુ તાજ કીધા, યાદવજી જી,
" મારે તન મન ધન તમો આપ, કહું પ્રીતમજી જી
" મારો ભાઇ મારવો નવ ઘટે, યાદવજી જી,
" દુ ખ ધરી એમ બોલ્યાં વાણ, કહું પ્રીતમજી જી

શ્રીકૃષ્ણે એમની વિનતી સ્વીકારી રૂકમૈયાને જીવતો મૂક્યો. દ્વારકા ગયા પછી વિધિપૂર્વક લગ્ન સમારભ થયો. કવિએ વિવાહ વર્ણન કર્યું છે તે પરથી દેખાય છે કે છેલ્લા ત્રણસો વર્ષમા આપણી લગ્નવિધિમા સ્હેજ પણ ફરક પડયો નથી. લગ્ન સમયે ગવાતા ગીતો આજે પણ તેના તેજ છેઃ—

"બ્રહ્માએ દીધી દશ ગાઠ, છબીલા દોરડો ક્યમ છૂટશે,
" તારા વસુદેવ તાત તેડાવ, છબીલા૦
" વળી દેવકી માત બોલાવ, છબીલા૦

આદિ ગીતો વરના માતા પિતા વગેરેના નામમા ફેરફાર કરીને

આજે પણ ગવાતા આપણે સાભળીએ છીએ. કેટલાક ગીતો તો એટલાં પ્રચલિત છે કે સ્ત્રીઓ તે ઉમગભેર ગાય છે.

શિવદાસ ગુજરાતમા એક સમયે અગ્ર ગણાતા ખભાત શહેરનો નાગર બ્રાહ્મણ હતો. એણે 'દ્રૌપદી સ્વયવર'–'ડાગવ આખ્યાન' 'એકાદશી મહાત્મ્ય' અને બીજી પરચુરણ કવિતા લખી છે. દ્રૌપદી સ્વયવરનુ મૂળ મહાભારતમાથી છે અને બીજા એનું વસ્તુ પુરાણમાથી લીધુ છે. એના ગ્રથમા કાઈ વિશેષતા નથી. સ્વયવર એણે સ. ૧૬૭૨ મા દક્ષિણ બીજાપુરમા લખ્યો. ગુજરાત અને દક્ષિણ વચ્ચે હમણાના સમયના આવજાવના સાધનોનો તે વખતે અભાવ છતા પણ કેટલા બધા જૂના ગુર્જર કવિયોએ દક્ષિણમા રહીને ગ્રથ રચ્યા છે, એ વાત સ્હેજ અચબો ઉપજાવનારી છે. પ્રેમાનંદે કેટલા બધા કાવ્ય નદરબારમા અને આ કવિયે એથી પણ વધારે દક્ષિણમા બીજાપુરમા, પ્રેમાનદના શિષ્ય વીરજીએ બરહાનપુરમા અને રતનજીએ બાગલાણમા રહી રચ્યા છે.

**શિવદાસ**

શિવદાસનો સહાધ્યાયી વિષ્ણુદાસ પણ ખભાતનો નાગર બ્રાહ્મણ હતો. એના જન્મ મરણની સાલ પકડાતી નથી. પરતુ એણે જે (૨૭) ગ્રથ ઈ. સ. ૧૫૭૮ થી ૧૬૫૭ સૂધીમા રચ્યા છે તે ઉપરથી એ ઘણા વર્ષ જીવ્યો હશે એમ જણાય છે. એણે મહાભારતના ઘણા પર્વ અને રામાયણના તો લગભગ બધાજ કાડ કવિતામા ઉતાર્યા છે. એ ઉપરાંત એણે વળી કેટલાક આખ્યાન પણ લખ્યા છે. આ કવિના "કુવરબાઇનુ મોસાળુ", "લક્ષ્મણાહરણ", અને "સુદામા ચરિત્ર" એ ગ્રથોમાથી પ્રેમાનંદે પોતાના એ જ નામના કાવ્યોનું વસ્તુ લીધુ છે. "મોસાળા"મા વિષ્ણુદાસે નરસિહ મહેતાની એ જ વિષયપરની કેટલીક પકિતઓ દાખલ કરી છે તેપરથી નરસિહ મહેતાએ પોતાના જીવનના આ ચમત્કારિક પ્રસંગ વિશે કવિતા લખી હતી તે વાત સિદ્ધ થાય છે, અને મહેતાની પાછળ થયલા વિષ્ણુદાસ–પ્રેમાનદ આદિએ તો એણે નાખેલા પાયા

**વિષ્ણુદાસ પ્રેમાનદનો પૂર્વગામી**

પર ઇમારત જ ચણી છે લક્ષ્મણાહરણમા પ્રેમાનદે વિષ્ણુદાસ વિશે ઇશારો કરીને સ્પષ્ટ કહ્યુ છે કે એણે પણ વિષ્ણુદાસનો લાભ લીધેલો ખરો. વિષ્ણુ દાસની કવિતા ઘણી સાદી ને સ ળ છે, તોપણ પ્રસગવશાત્ ભાવ અને ઝમક બને પોતાની કૃતિમા એ ઉતારી શકતો એમ દેખાય છે હરિદાસના નામથી એણે ધ્રુવાખ્યાન લખ્યુ છે*

**જેની કૃતિમાંથી પ્રેમાનદે ઉતારા કર્યા છે તે વિશ્વનાથ જાની.**

પાટણના વિશ્વનાથ જાનીએ સને ૧૬૫૨મા નરસિહ મહેતાનુ ચરિત્ર લખ્યુ છે. તેમા એના જીવનના પ્રસિદ્ધ પ્રસગો જેમા શ્રીકૃષ્ણે એને સહાય કરેલી તે સર્વ આવી જાય છે. આ ચરિત્રમાથી થોડુ થોડુ પ્રેમાનદે પોતાના બે લોકપ્રિય કાવ્યો–મામેરૂ અને હુડી–મા લીધુ છે અને કેટલેક સ્થળે તો બેમા એટલુ બધુ સામ્ય છે કે વધારે પ્રસિદ્ધ પણ પાછળથી થયલા કવિએ પોતાના સમકાલીન કવિની કૃતિમાંથી–ઋણ સ્વીકાર્યા વિના, જાણે પક્તિઓ ઉંચકી જ ન લીધી હોય એમ લાગે છે હારચરિત્ર અથવા જેને હારમાળા કહે છે તે પણ એની જ કૃતિ છે અને એમ શકા રહે છે કે એ નામનો ગ્રથ જે પ્રેમાનદને નામે પ્રચલિત છે તે થોડો ઘણો એણે જ લખેલો "ગનીમની લડાઈ" એ નામનુ ઐતિહાસિક કાવ્ય પણ એણે રચ્યુ કહેવાય છે§

---

* આ સિવાય એ જ નામનો બીજો કવિ થઈ ગયો છે, તે ભાલણના બે દીકરા ઉદ્ધવ અને વિષ્ણુદાસમાનો વિષ્ણુદાસ આ બને જણે રામાયણ રચ્યુ છે, તેના એક અધ્યાયને છેડે ઇ સ ૧૫૧૯ ની સાલ આવે છે બૃહત્ કાવ્ય દોહનના આઠમા ભાગમા વિષ્ણુદાસનુ ટૂકું પણ માહિતીપૂર્ણ અને વિવેચનવાળું જીવન વૃત્તાત આપ્યુ છે, તેમાથી આ સાર લીધો છે રા નટવરલાલ ઈ દેસાઈ બી એ. જેમણે પોતાના પિતા રા ઈ સૂ. દેસાઈના હાથ નીચે સાહિત્યના આ ક્ષેત્રમાં કામ કર્યું છે, તેમણે એ જીવન વૃત્તાત લખ્યુ છે

§ બૃહત્ કાવ્ય દોહનના આઠમા ભાગમા આ સબધે ઘણી જાણવા જેવી હકીકત આપેલી છે.

મુરારી વિશે એના ગ્રંથો સિવાય બીજો કાંઈપણ વૃત્તાંત મળતો નથી.

**મુરારી.** એના 'ઇશ્વર વિવાહ'મા હિમાલય અને મેનાની પુત્રીને મેળવતા શિવને વેઠવી પડેલી મુશ્કેલી–હાસ્યજનક રીતે–વર્ણવી છે સસરાને આગણે શિવ દિગંબર વેશે આવે છે તેનું વર્ણન આપતાં એ લખે છે કે —

"ટુડ તીક્ષણુ જોગણી, તેના વદન અતિ વિકરાળ,
"ભુતાવળ છે પાચસે, સાથે ડાક ડમરૂ કાળ
× × ×
"ગોધ ઉપર તે ચઢયો, સાથે ભૂત જોગણોનો સાથ"

આવા જમાઇને જોઈને મેના નિરાશ થઈ કલહપ્રિય નારદને શાપ દેવા લાગી, કારણુ વરના સુંદર સ્વરૂપના નારદે વખાણુ કર્યાં હતા, તે વર પાસે આવતા તો બધુ જૂઠું ઠર્યું. પાછળથી ખરી હકીકત સમજાય છે અને મેનાને જમાઇના પ્રભાવની પ્રતીતિ થવાથી લગ્ન થાય છે.

**શ્રીધર સ્વામી.** શ્રીધરસ્વામીએ "ગૌરીચરિત્ર" લખ્યુ છે. તેમા શિવના ચરિત્રનો એક પ્રસિદ્ધ પ્રસગ આપ્યો છે. શિવ જ્યારે "કૈલાસ"પર તપ "સાધવા" ગયા ત્યારે પાર્વતીએ તપ ભગ કરાવવા મનસૂબો કર્યો, અને ભીલડીને વેષે શિવની પાસે નૃત્ય કર્યું એનાં સૌંદર્ય અને નૃત્યથી શિવ ધ્યાનભગ થયા. "મહાદેવને મન મોહ લાગ્યો" અને ભીલડીને કહ્યુ "તું આવનીરે

**ગૌરી ચરિત્ર** અમારિ ઘરિ." શિવ સરખા દેવ પોતાના ઉચ્ચ પદ પરથી ઉતરી શદ્ર સ્રીને ઘેર તેડી જવા તૈયાર થાય એ કાંઈ સામાન્ય વાત નહોતી, પરતુ એ ભીલડીથી એવા મોહત થઈ ગયા કે એમણે આ અપકીર્તિ ગણી નહિ. અંતે સર્વ ભેદ ખુલ્લો થયો ને શુભ અત આવ્યો.

નરહરીએ સં ૧૬૭૭ મા ગીતા લખી છે. તે સિવાય એને વિષે બીજુ કાંઈ જાણવામા નથી. જાણ્યા પ્રમાણે આખી

નરહરી.

ભગવદ્ગીતાનુ કાવ્ય રૂપે ભાષાંતર આ પ્રથમ જ છે. કાવ્ય વાચી જોતા કવિ સસ્કૃત સાહિત્યમા સારો વિદ્વાન હોય એમ લાગે છે, કારણુ કે ભગવદ્ગીતાના ગૂઢ શ્લોકોને સરળ વહી જતી સાદી ભાષામા એણે ઉતાર્યા છે તે વાચતા કોઇને

ગીતા

એમ નથી લાગતુ કે હું કોઇ તત્ત્વજ્ઞાનના સસ્કૃત ગ્રથનુ ભાષાતર વાચુ છુ ભાવ, સૂચન અને વિચાર સરણી એટલા સ્પષ્ટ અને સહજ છે કે આખુ કાવ્ય નૈસર્ગિક જ લાગે છે. પ્રેમાનદના શિષ્ય રત્નેશ્વરે પણ ગીતાનુ ભાષાંતર આજ સમયે કર્યું છે.

પ્રેમાનદના શિષ્યોમા મુખ્ય એનો પુત્ર વલ્લભ છે પોતાના દરેક શિષ્યને જુદી જુદી ધાટીએ કાવ્યો લખવાનુ પ્રેમાનદે સોપેલુ

વલ્લભ

તેમા વલ્લભને કોઈ પણ રાજા અથવા આશ્રયદાતાની સ્તુતિ ન હોય એવી કવિતા કરવાનુ સોપેલુ આ નવીન પદ્ધતિનુ કાર્ય કરવામા હિમ્મત જોઇતી હતી, કારણુ કે તે સમયે જેના તરફથી આશ્રય મળે, તેના ગુણ ગાવાની પ્રથા હતી વલ્લભે પોતાનુ કાર્ય પાર ઉતાર્યું અને તે પણ એવા કૌશલ્યથી કે એના કાવ્યમાં એના પિતા સિવાય અન્ય કોઇની સ્તુતિ નથી, પરતુ પિતાની

પિતાપર પક્ષપાત.

સ્તુતિમા એ હદ ઓળગી ગયો છે. હિદી કવિ ચદ-બરદાયી-ની પ્રેમાનદ સાથે તુલના કરી તેને પણ એણે એવો ઉતારી પાડ્યો છે કે આપણને પણ અણગમો છૂટે. પિતાના ગુણ ગાવાના તાનમા એને બીજા કોઇનામા કાંઇ પણ ગુણ છે, એમ દેખાયું જ નહિ. ચદની ખ્યાતિ તો મુલક મશહૂર હતી અને પ્રેમાનંદ તો ફક્ત ગુજરાતમાજ પ્રસિદ્ધ હતો, એ વાત પણ એના લક્ષ

ઉદ્ધત સ્વભાવ.

બહાર જતી રહી સ્વભાવપર અકુશ નહીં રાખ્યાના

છૂટા છવાયા પ્રસંગ, રીતભાત ને બોલીચાલીમા જાડાપણુ, જે કોઇક વખતે ગાલિપ્રદાન સુધી પહોંચતુ તે જો લક્ષમા ન લઇએ તો પછી એના જીવન સબધે કાઈ વિશેષ જાણવાનુ રહેતું નથી સદરહુ લક્ષણ એના ગ્રંથોમા એવા તો તરી આવે છે કે એ વિષે કાંઇ પણ ઉલ્લેખ ન કરીએ તોપણુ એ સર્વે આપોઆપ દેખાઈ આવે. કોઈપણ જીવત વ્યક્તિની સ્તુતિ ન ગાવાની એના પિતાની આજ્ઞાને લીધે તો એણે પ્રેમાનંદના મિત્ર માધવશેઠની સ્તુતિમા રચેલા "માધવ કાવ્ય"નો નાશ કર્યો કહેવાય છે, અને એજ કારણસર એને રાજ કવિ થવાની ઇચ્છા છોડી દેવી પડેલી એના પિતાના સમકાલિન સામળને ઉતારી પાડવામા વલ્લભે જે ભાગ લીધો છે તેનો ઉલ્લેખ અગાડી કરવામા આવ્યો છે. તકરારનો

**સામળને ગાલિપ્રદાન**

વિષય એ હતો કે સામળની માફક વાર્તાઓ, કલ્પિત વિષયપર વાર્તાઓ રચવી તેનુ નામ કવિતા કે પુરાણમાથી વિષય લઇ તેને રસ, અલકાર, ભાવાદિ ધારણ કરાવવા તે કવિતા વલ્લભ તો પોતાના પિતાનો પક્ષપાત કરે એ સ્વાભાવિક હતુ, પરતુ એમ કરવામાં એણે સામળ અને એના પુત્રને હીણવામા કાઇ બાકી રાખી નથી એના "વલ્લભ ઝઘડામા"* ઠામ ઠામ અગત આક્ષેપ, અને તે પણ નિર્દયતાથી, કરવામા આવ્યા છે. સામળનો પુત્ર બાડો હતો તે વાત આગળ ધરીને એનો તિરસ્કાર કર્યો છે. આમ લખવામા એનો ઉદ્દેશ એ હતો કે જેનો બચાવ કરવાને વલ્લભ અને જીવણરામ જેવા સુપુત્રો બેઠા છે તેની સામે સામળનો બાડો પુત્ર શુ કરી શકનાર છે!

પ્રેમાનંદના શિષ્ય વીરજીને સામળ જેવી વાર્તાઓ રચવાનુ કામ સોંપાયુ હતુ એણે "સુરેખા હરણ" લખ્યુ પણ "સામળની પદ્માવતી"થી પણ એ ઘણુંજ ઉતરે;

**વીરજીકૃત સુરેખાહરણ**

* કેટલાક કહે છે કે એ પ્રેમાનંદે લખ્યો હતો

આથી વીરજીને બનાવવાનુ હથીઆર વલ્લભના હાથમા આવ્યુ એના નામનો છેલ્લો અક્ષર "જી" (માતા) લઈ, એ મશ્કરી કરતો અને તેને આયલો, અથવા આી, એવે નામે સબોધતો.

સામળની "અગદવિષ્ટિ" ના હરીફરૂપે વલ્લભે "કૃષ્ણવિષ્ટિ" લખી છે તેમા વ્યવહાર કુશળ કૃષ્ણને પાંડવો તરફથી વિષ્ટિકાર તરીકે કૌરવો પાસે મોકલ્યા છે ને "અંગદ" જેવા વાનરને વિષ્ટિકાર યોજનાર કવિની કલ્પનાને

કૃષ્ણ વિષ્ટિ.

હસી કાઢી છે વળી વલ્લભને તો "કૃષ્ણવિષ્ટિ" નો ગ્રથ મહાન વિજય રૂપે નીવડયો. જુદા જુદા શિષ્યોને જે જે જુદી જુદી ધાટીએ કવિતા કરવાનુ પ્રેમાનંદે સોપેલુ તેમાનો કોઇપણ શિષ્ય એને પ્રસન્ન કરી શક્યો નહોતો. વીરજીની વાત ઉપર જણાવી છે રત્નેશ્વર, જેને મરાઠી કવિ મોરોપત કે વામન જેવી કવિતા કરવાનુ સોપેલું તેનાથી પણ તે કામ થયુ નહીં.

વલ્લભને હિદી જેવી ઝમકવાળી કવિતા રચવાનુ સોપેલુ અને "કૃષ્ણ વિષ્ટિમા" એ કામ એણે એવી ઉત્તમ રીતે કર્યું કે પ્રેમાનંદે એનાથી પ્રસન્ન થઈ જે માગે તે આપવા એને કહ્યુ વલ્લભે તેમને કહ્યુ 'તમે જે કાર્યને માટે પ્રતિજ્ઞા લીધી છે તે કાર્ય મે સિદ્ધ કર્યું છે, એમ તમે પોતેજ સ્વીકારો છો તો લ્યો આ પાઘડી પહેરો." આ ઉપરથી પ્રેમાનંદે પાઘડી પહેરી તો ખરી પરતુ તેટલાજ સમય માટે, કારણ એને એમ લાગેલુ કે મારી સઘળી પ્રતિજ્ઞા હજી સપૂર્ણ રીતે પૂરી થઈ નથી

વલ્લભનું ઉપનામ ગાડો.

પ્રેમાનદ વલ્લભને "ગાડો" કહેતો; કારણ કે એ ગાડાની માફક જ્યારે ત્યારે જેની તેની સાથે આથડીજ પડતો હતો.

પ્રેમાનદના અવસાન પછી વલ્લભે એના ભાઇ જીવણરામ પાસે વારસામા પોતાના પિતાના બધા ગ્રથો સિવાય બીજી કાંઈ પણ મીલકત

પ્રેમાનંદની સાહિત્ય સેવાનો વારસો

લેવા ના કહી એ બાબત એણે રત્નેશ્વરની હકીકત કહી બતાવી કે રત્નેશ્વરના મૃત્યુ પછી તેના પુત્રોએ એનાં પુસ્તકો વહેચી લીધા તેથી જગતને નુકસાન ગયુ, કારણ કે ગ્રથની વહેચણી કરતા એક ગ્રથના ભાગ છૂટા છવાયા વહેચાઇને રવડી ગયા જીવણરામે એની વાત માન્ય કરી, પરતુ આ વહેચણીથી વલ્લભને પાછલી અવસ્થામા પૈસાની તગી પડી હતી, કારણ પુસ્તકમાથી એને કાઈ ધન પ્રાપ્તિ થઈ નહોતી.

એની પ્રેમાનદ કથા પ્રસિદ્ધ થઈ નથી

એણે "પ્રેમાનદ કથા" નામે છેલ્લુ પુસ્તક લખ્યુ છે તેમા પિતાને પ્રસન્ન કરવા શુદ્ધ ગુજરાતી શબ્દોજ વાપર્યા છે. પરતુ આ પુસ્તક હજી સૂધી પ્રસિદ્ધિમા આવ્યુ નથી

એની આકાક્ષા

વલ્લભની આકાક્ષા નવે રસ આવે એવા જુદા જુદા કાવ્યો લખવાની હતી.*

એના ગ્રથો

વલ્લભના ગ્રથો—૧ દુશાસન રૂધિર પાનાખ્યાન (૧૭૨૪) ૨ કુતિ પ્રસન્નાખ્યાન (૧૭૨૧) ૩ યક્ષ પ્રશ્નોત્તર (૧૭૨૫) ૪ કૃષ્ણવિષ્ટિ[1] ૫ વલ્લભ ઝઘડો[1] ૬ પ્રેમાનદ કથા[1] ૭ મિત્ર ધર્માખ્યાન (૧૭૫૪) ૮ યુધિષ્ઠિર વૃકોદરાખ્યાન વિગેરે.

દુશાસન રૂધિરપાન આખ્યાન

દુશાસને દ્રાપદીનુ માન ભગ કરેલુ તે પ્રસંગને મહાભારતમાથી લઇને 'દુશાસન રૂધિરપાન' આખ્યાન લખાયુ છે યુધિષ્ઠિરે દ્યુત રમતી વખતે હોડમા છેલ્લે દ્રૌપદીને મૂકી ત્યારે એ ઋતુમતી હતી, તેથી હિદુ સમાજના

---

* પ્રાચીન કાવ્ય માળાના જૂદા જૂદા ગ્રંથોપરથી આ હકીકત લીધી છે

૧ આ ગ્રંથો પ્રસિદ્ધ થયા નથી તેથી એની સાલ આપી નથી

આચાર મુજબ એ એકાંત રહી કોઇને મુખ દેખાડતી નહિ રાજસભામા આવવાનો જ્યારે એને સંદેશો મોકલવામા આવ્યો ત્યારે એણે આવવા ના કહી તેપરથી દુ:શાસને એના એકાંતવાસમા પ્રવેશ કરી, એણે બરાબર લુગડા નહિ પહેરેલા છતા, એના પોકારને અવગણી, વૃદ્ધો સમક્ષ રાજ-સભામા ખેંચી આણી આ માનભંગ ભીમથી મુગે મ્હોડે સહન થયુ નહિ તેથી એણે વેર લેવાના શપથ લઈ કહ્યુ —

× × ×

" કે સતી દ્રૌપદી અંગ અનેરે,
" જે કર દુષ્ટ દુ શાસનનો અડ-
" ક્યો લવિયો કરૂ વ્યર્થજ ફેરે,
" લોહી ઉનું વદને, કરીને પીઉં,
" બીઉં નહીં બકરોજ વધારે,
" તે રૂધિરે ખરડાઈ મળુ સતી

× × +

તો જ હુ તૃપ્ત થઇશ આખુ કાવ્ય વીરરસથી ભરપુર છે. એમા ભીમને નાયક, કૃષ્ણને સહાયક તથા દુ શાસનને પ્રતિનાયકરૂપે વર્ણવ્યા છે ક્ષત્રિયનું શૌર્ય તે શુ અને કેવુ હોય છે તેનુ વર્ણન કર્ણના પરાક્રમોનુ સ્વરૂપ ચિતરતા કવિએ આબેહૂબ કરી બતાવ્યુ છે કાવ્યની કલ્પના અને તેનો નિર્વાહ બંને પ્રશસનીય છે.

કરૂણ રસના દૃષ્ટાંત રૂપે "યક્ષ પ્રશ્નોત્તર" નો ગ્રંથ લખાયો છે એક સરોવરમા પાણી પીવા જતા તેને તટે આવેલા વૃક્ષ ઉપરથી એક યક્ષ દરેક પાંડવને પ્રશ્ન કરે છે તેના ઉત્તર આપ્યા સિવાય દરેક જણ પાણી પીયે છે ને મૃત્યુ પામે છે ફક્ત યુધિષ્ઠિર જ પાણી પીધા અગાઉ તેના પ્રશ્નોના ઉત્તર આપે છે, તેથી તેના મૃત્યુ પામેલા બંધુઓ પણ સજીવન થાય છે

**યક્ષ પ્રશ્નોત્તર**

'કુંતી પ્રસન્નાખ્યાન' અદ્દભુત રસનુ દષ્ટાંત છે પાંડવો માટે મય દાનવે યોજેલો સભા મંડપ રમણીયતા અને અલૌકિકતાનો

**કુંતીપ્રસન્નાખ્યાન.**

નમુનોજ હતો મહાભારતમા આપેલુ એનુ વર્ણન અનુપમ છે, વાચવા યોગ્ય છે કાચને પાણીનું ને પાણીને કાચનું રૂપ મયે આપ્યુ હતું, તેથી ઉત્પન્ન થતી ભ્રાંતિ એવી તો અપૂર્વ હતી કે લોકો પાણીને કાચ સમજી તેના પર ચાલવા જતા ને કાચ આવતો ત્યારે ભ્રાંતિમા પડી કપડા ઉંચા લઈ લેતા આ સભામંડપમા પાંડવોની માતા કુંતીએ ઈંદ્રના સાત સૂંઢવાળા ઐરાવતની પ્રતિમા જોઈ. પ્રતિમા એવી સુંદર અને તાદૃશ્ય હતી કે તેમા જીવ મૂકવોજ બાકી હતો કુંતીએ પુત્રોને સ્વર્ગમાથી આ હાથી લાવી આપવા કહ્યુ તે લેવાને "બાણનો સેતુ" બનાવીને ભીમ અને અર્જુન સ્વર્ગમા ગયા ને ઐરાવતના દૈવી રક્ષકો સાથે યુદ્ધ કરી તેને પૃથ્વી પર લાવી માતા સમક્ષ રજુ કર્યો.

**ચંદ ઉપર આક્ષેપ.**

આ આખ્યાનના આરંભમા જ કવિએ ચંદ ઉપર પ્રખર શબ્દબાણ ચલાવ્યા છે —

" ભારત સમુ પ્રમાણ, રાસાના તમાસા ભાળો,
" કર્યા ભારત બે ત્રણ, આરત ઉવેખીએ,
" પૃથ્વીશ પ્રશંસા કથી, માન શેનુ મોઘુ તેમા,
" પ્રેમાનંદની કવિતા, સવિતાશી પેખીએ
" બ્રાહ્મણથી ભાટ થયા, વંશજ વિધિના આ તો,
" કવીશ્વરના પિતાથી, ચંદ મંદ દેખીએ

**સામળપર આક્ષેપ**

આખ્યાનના અંતમા સામળપર ઉઘાડા માર્મિક શબ્દોમા પ્રહાર કર્યો છે.—

" એવો જોગ જોઈ એક, બ્રાહ્મણ કે ભાટ આવ્યો,
" ગુણ ગાવા લાગ્યો ઝટ, કવિતા નાખી કરી;

" શિબીસમ દાનેશ્વરી, નૃપ અમે ટેક રખી-
" દા કનેથી દાન લેવુ, ખરુ લેઉં ના જરી

આ કવિતામાં વલ્લભ પોતાના કુલનુ અભિમાન રાખતો ને પ્રતિસ્પર્ધી તરફ ઇર્ષ્યાની નજરે જોતો દેખાય છે

ઇંદુબિંદુ નામે બે મિત્રની વાર્તા 'મિત્ર ધર્માખ્યાન'મા આપી છે. બિંદુએ ઇંદુનો ઘાટ કરવાની કૃતઘ્નતા દાખવ્યા છતાં, ઇંદુ તેનું ઘણા વિઘ્નોમાથી રક્ષણુ કરે છે આમા પણુ વલ્લભે સામળને છોડ્યો નથી.—

**મિત્ર ધર્માખ્યાન સામળની નિંદા**

" દ્વિજ ધર્મ ભૂલનારા, વાસ વસ્યા તેણે કરી,
" ગુજરાતને કલક, રેણુ વિના રેવતા

ભીમ અને યુધિષ્ઠિર વચ્ચેના સવાદ રૂપે લખાયલા આખ્યાનમા વલ્લભે "ક્રોધ"નુ મૂર્તિમાન સ્વરૂપ ખડુ કર્યું છે. આ કાવ્યમા ભીમ અને દ્રૌપદી ઉત્કૃષ્ટરૂપે ચીતરાયા છે પોતાના ભલા, છેકજ ભલા પતિને ઠપકો દેતા દ્રૌપદીના મુખમા નીચેના વચન કવિએ મૂક્યા છેઃ—

**દ્રૌપદીનો ક્રોધ ને યુધિષ્ઠિરને ઉપાલંભ.**

" દયાળુ થવુ હતું જો, તો થયા શે ભૂપ મોટા ?

× × ×

" ધર્મ જ્યારે ધારવો તો, તો તજ્યુ કૌશિકે રાજ,

× × ×

" જો સ્વભાવ શાંત હતો, તો તો ઇંદ્રપ્રસ્થ એક,
" જે મળ્યુ હતું તે સ્વામી, લેઈ સુખી થાવુતું.

× × ×

" ગજસુય આરભીને, પાપમાં શે જાવુતું

" ક્ષત્રીકુલ ધર્મ ધર્યો, માટે કર્યા કુડા કષ્ટ,
" થયા હોત તપસી જો, કુડુ ક્યાં ત્યા ગાવુતું

આ વચનો પણ દ્રૌપદીએ કેવી રીતે કહ્યા'—

" ચક્ષને ચઢાવી કરી, કરાંગુલીને હલાવી,
" શીર્ષને ધુણાવી અતિ, વામા વદી વેણુ ત્યા

વલ્લભ અને એના પિતાને બંનેને ગુજરાતી માટે ઘણુ અભિમાન હતું અને તેઓ ગુજરાતીને ફક્ત સંસ્કૃતથી જ ઉતરતી ગણતા સસ્કૃતની પછીનુ સ્થાન હિદીનુ છે એ વાત એઓ સાખી શકતા નહીં અને આ પુસ્તકના આરંભમા એ પિતા પુત્રે એક હિદી સાથે સવાદમા ઉતરી કઠિન શબ્દોના તેના પર પ્રહાર કરી, ગુજરાતીની ઉત્કૃષ્ટતા વિષે તેની કેવી રીતે પ્રતીતિ કરી તેનુ વર્ણન વલ્લભ આપે છે. એ પિતા પુત્રને અભિપ્રાયે ગુજરાતીની શ્રેષ્ઠતાના લક્ષણ ગણાવતા વલ્લભ કહેછે કે:-

**ગુજરાતીની શ્રેષ્ઠતા વિષે વલ્લભ અને પ્રેમાનંદ.**

" કોમળતા કમળથી અધિક દેખાય જેમા,
" મધુ-સુધા મિષ્ટપણે હારી હારી જાય છે.
" અમલતા એના જેવી નથી કોઇ ભાષા મધ્ય,
' પ્રાચીનપણું તો જેતુ, મોટેરૂ મનાય છે
" નવરસની નાયકા, સુખદાયિકા છે સિદ્ધ,
" જાણે નહીં તેહ, એના ખોટા ગુણ ગાય છે,
" કઠ્ઠપણું કહે છે, નથી એના માહી રજ,
" વીર ગ્રથ ભાળ્યા નહીં ખત્તા તેણે ખાય છે

અંતમા વલ્લભ પ્રતિજ્ઞા લે છે કે'—

" પિતા જેટલુ આયુષ્ય,
" સુત જો સપૂત પામ્યો,

"તો ગીવાર્ણુ ગભરાશે,
"શુ હિંદી સ્વરૂપમા !

વીરજી તાપીતટે આવેલા બરાનપુરનો રહીશ હતો વડોદરે ગયો ત્યારે પ્રેમાનદે એનો સત્કાર કરીને સામળ જેવી વાર્તાઓ

**વીરજી.** રચવાનુ કામ એને સોપ્યુ વીરજીએ પ્રયત્ન તો કર્યો પણ તે સફળ થયો નહીં અને એ વલ્લભના મર્મ-બાણુનુ પાત્ર બન્યો એનો કંઠ મધુર હતો તેથી પ્રેમાનદ એને પ્રસગોપાત્ત પોતાની સહાયે બોલાવતો અને વીરજી પ્રેમાનદની કૃતિઓ મધુર કંઠે ગાતો

**ગ્રથ** એના ગ્રથો ૧ કામાવતીની કથા (૧૬૬૯) ૨ બલિરાજાનુ આખ્યાન, (૧૬૭૫), ૩ કાકુરાજ કથા, ૪ સુરેખાહરણ, ૫ દશાવતાર (૧૬૮૬), ૬ વ્યાસ કથા.

વીરજી પતરાજી અને છાલકો હતો એ બહુ ભણેલો નહતો એ બડાઈ બહુ હાકતો પ તુ કરી શકતો કાઈ નહીં. એ

**એની વિદ્વત્તા** એવુ ગુમાન કરતો કે મારા જેવી કવિતા તો પુરાણુમા પણ નથી ને બલિરાજાનુ આખ્યાન લખવા માટે તો મે ભાગવત–ભારત અને પુરાણોનો ઉંડો અભ્યાસ કર્યો છે. પ્રેમાન દે એને ફારસી અને ઉર્દૂ શાયરો જેવી કવિતા રચવાનુ સોપ્યુ હતુ

ડભોઈનો મેવાડો બ્રાહ્મણુ રત્નેશ્વર પ્રેમાનદનો સમકાલીન હતો એણે કાશીમા રહી અભ્યાસ કર્યો હતો ને પછી કવિતા

**રત્નેશ્વર** રચવાનો આરભ કરેલો તે સમયના બીજા ભણેલા મનુષ્યો પેઠે એને પણ આજીવિકા માટે પુરાણુની કથા કરવાનો માર્ગ ગ્રહણુ કરવો પડેલો, તેથી વશપરપરાથી કથા કરવાવાળા પુરાણીઓ સાથે એને ઝઘડા થતા રત્નેશ્વરે કાશીમા અભ્યાસ કરેલો હોવાથી એ શ્રેષ્ઠ ગણાતો અને તેથી એ એમના બાપદાદાથી

ઉતરી આવેલા ધધામાં હાથ નાખે તે પુરાણીઓ સહન કરી શક્યા નહીં એમણે રત્નેશ્વરનુ માન ખડન કર્યું અને એને ઘણો હેરાન કર્યો કોઇ કોઇ વખત તો એને કથા કરતો ઉઠાડી મૂકવા એનાપર બળ પણ વાપરતા. ન્યાત જાતમા પણ એનુ અપમાન થતું પરતુ આ સર્વને રત્નેશ્વરે પત કર્યું નહીં અને અતે પુરાણીઓપર જય મેળવ્યો પ્રેમાનદે એની કૃતિ જોઇ તેની પ્રશસા કરી. પ્રેમાનદને પોતાને પણ પુરાણીઓ તરફ માન નહતુ. રત્નેશ્વરને તો એના ધધાના હરીફ આ પુરાણીઓ તરફથી જાન જોખમમા આવી પડે એમ લાગવાથી ડભોઈ છોડવુ પડેલુ પણ પોતાનુ વતન છોડતી વખતે એણે હાથમા જળ લઈ પ્રતિજ્ઞા કરી કે "હુ પણ એક એવુ કાવ્ય બનાવુ કે તે ઘેરે ઘેર વચાય ને ડોસી રેટીઓ કાતતા કાતતા પણ ગાય, અને આ પુરાણીઓનો ધધો તૂટી પડે"

**પુરાણીઓ તરફનો જુલમ.**

ડભોઇના ગોસાઇજી મહારાજ એના ઉપર ઘણા પ્રસન્ન હતા અને એને "કલૌકા વ્યાસ" કહીને સબોધતા આ બહુ મોટુ માન કહેવાય અને તેથી પણ એના પ્રતિસ્પર્ધીઓની ઇર્ષ્યા એનાપર વધી ડભોઇથી એ નર્મદા કિનારે આવેલા કૈલોદમા ગયો અને ત્યા દ્વાદશસ્કધ ભાગવત લખ્યુ. પ્રેમાનદે આ પુસ્તકની ઘણી પ્રશસા કરી રત્નેશ્વર આ ગ્રથ લઇને ડભોઇ પાછો આવ્યો અને ત્યા એમાથીજ કથા કરવા માડી અને તે કથા એટલી તો વખણાઈ કે ગામના એક ગૃહસ્થે એના ઉપર પ્રસન્ન થઈ એને એક ઘર કૃષ્ણાર્પણ કર્યું એ ઘર હજી પણ "રત્નેશ્વરના ઓરડા" ને નામે પ્રસિદ્ધ છે

એના અવસાન પછી એના પુત્રોએ એના ગ્રથો વહેચી લીધાની વાત અગાઉ જણાવી છે પિતાનો ગ્રથ કેટલો અમૂલ્ય છે, તેનો એમને ખ્યાલ સરખો પણ ન હોવાથી તે અખડ રાખવાને બદલે એમણે વહેચી લેવાની ભૂલ કરી ભાગવત કદમા મોટુ હતુ, તેની વહેચણીમા વાધો પડયો. એના ભાગ એવી રીતે પડયા કે એક પુત્રને ભાગે પહેલા ત્રણ (૧-૨-૩) છેલ્લા

ત્રણ (૧૦-૧૧-૧૨) અધ્યાય આવ્યા અને બીજાને ભાગે બાકીના (૪ થી ૯) આવ્યા. જે પુત્રને ભાગે પહેલા ત્રણ ને છેલ્લા ત્રણ અધ્યાય આવ્યા તે અક્ષરશૂન્ય હતો અને રત્નેશ્વરની કીર્તિની ઇર્ષ્યા કરનાર પુરાણીઓએ એના મૃત્યુ પછી પણ એના ઉપરની શત્રુવટ કેળવવાનો આ લાગ જવા દીધો નહીં તેઓએ એને સમજાવ્યુ કે તારા પિતાને આ ગ્રથ ઘણો પ્રિય હતો તેથી તેની ચિતામાં એને બાળવાથી એ ગ્રથ પણ તેની સાથે સ્વર્ગે પહોચશે આ વાત માનીને એ પુસ્તકને ચિતામા મૂકવા જતો હતો એવામા એક વૃદ્ધ બ્રાહ્મણે એને કહ્યુ કે આ ગ્રથની અજલી પાણીમા આવે તો ઠીક (અર્થાત્ પાણીમા નાખી દે), અથવા એને પાણીમા બોળી કાઢે તો પણ ચાલે, એણે તે પ્રમાણે કર્યું પુરાણીઓએ આ રીતે વેર થોડુ ઘણું તૃપ્ત તો કર્યું પણ ગ્રથ તો ગયો તે ગયોજ એમ કહેવાય છે કે કલ્યાણદાસ નામે સાધુએ એ અધ્યાય ફરી લખ્યા છે રત્નેશ્વર

**એનો સ્વભાવ** સહનશીલ-ધૈર્યવાન અને સકટ આવી પડે તોપણ હઠ લે તે મૂકે નહીં એવો હતો એ વૈષ્ણવ હતો ને રાધા-કૃષ્ણનો ભક્ત હતો એનુ સસ્કૃતનુ જ્ઞાન ઉચ્ચ કોટિનુ હોવાથી પ્રેમાનદે એને સસ્કૃત ગ્રથોનુ ગુજરાતીમા ભાષાતર કરવાનુ કામ સોંપ્યુ હતું સસ્કૃત ગ્રથોના ભાષાતર કરીને ગુજરાતી ભાષાને શણગારે એવો પ્રેમાનદ પછી એ હતો

**એના ગ્રથો** ૧ ભગવદ્‌ગીતા ૨ મૂર્ખલક્ષણાવલિ (સને ૧૭૧૪). ૩ મહિમ્ન સ્તોત્ર. ૪ શિશુપાલ વધ. ૫. ગગાલહરી ૬ ભાગવત ૭ કામ વિલાસ. ૮ રાધાકૃષ્ણના મહીના ૯ વૈરાગ્યલતા અને એના પોતાના બનાવેલા કેટલાંક પદ. ૧૦ અશ્વમેધ. ૧૧ લકાકાંડ (રામાયણ) ૧૨ આત્મ વિચાર ચદ્રોદય.

**ગ્રથો**

એના પદમા ભક્તિમાર્ગનો ઉપદેશ છે. મનુષ્ય માત્રને ભક્તિ સિવાય

**ભક્તિ માર્ગ** મુક્તિનુ બીજુ સાધન નથી જુદા જુદા દેશમા જુદે જુદે સમયે અને જુદે જુદે રૂપે જેમ જેમ જનસમૂહ

કેળવાતો ગયો તેમ તેમ મનુષ્ય સ્વભાવનુ વલણ ભક્તિ પ્રત્યે પ્રગટ થતું ગયું, એ સૂત્ર પ્રતિપાદન કરતા એ કહે છે કે—

" ચંદ્રના સૂર્યના સેવકો કો થય,
" ભૂમી નવ ગ્રહ તણા ભક્ત જાણો.
" મૃતકના, માટીના, ઘાટીના, ભાથીના,
" હાથીના, વ્યાઘ્રના મન આણો
" શેખના, ભેખના, મરદના, મેરીના,
" ભક્ત લાખો, દશ શ પ્રમાણો
" રત્ન કહે યત્નથી ભક્તિને દાખવે,
" ભાખવે ભિન્ન મુક્તિની માણો.

મૂર્ખ લક્ષણાવલિ — મૂર્ખ લક્ષણાવલિમા મૂર્ખના લક્ષણો અને કૃત્યો આપવામા આવ્યા છે અને ત્યાર પછી એજ કાવ્યમા સુજ્ઞના લક્ષણ પણ ગણાવ્યા છે.

તત્વજ્ઞાનના ગ્રંથ — આત્મ વિચાર ચદ્રોદય અને વૈરાગ્ય લતા એ તત્વજ્ઞાન ને આત્મજ્ઞાનથીજ ભરેલા છે

હરીદાસ — હરીદાસ વડોદરાનો વિસાલાડ વાણીઓ હતો અને પ્રેમાનદના કુટુબમા મહેતાગીરી કરતો એને કવિની સગતથી કેળવણી ને કવિતાનો નાદ લાગ્યો અને જ્ઞાનનો કઇક અંશ મેળવી શક્યો એણે તેર કાવ્ય ગ્રથો લખ્યા છે. પ્રેમાનદની હયાતિમાંજ એનું મૃત્યુ થયુ મહેતાએ પોતાના શેઠનેજ–પ્રેમાનદનેજ–પોતાની મીલકત વહીવટ માટે સોપી હતી પ્રેમાનદે એની પાછળ સારી રીતે ન્યાત વરા કરીને એના ન્યાતીલાને સતોષ મળે એવી રીતે વહીવટ કર્યો.

હરીદાસના ગ્રથો સીતાવિગ્રહ (સને ૧૬૬૬), નરસીંહ મહેતાના

**ગ્રંથો**

છોકરાનો વિવાહ (સને ૧૬૬૯), નરસીંહ મહેતાના બાપનું શ્રાદ્ધ (સને ૧૬૭૧), અને ભારત સાર (સને ૧૬૮૧). પ્રેમાનંદના શિરોમણી કાવ્યોની સાથે તુલના કરતા તો એની કવિતા ઘણી સામાન્ય પંક્તિની હોય એમા તો શુ કહેવુ છતા તેમા સારાં વર્ણનાત્મક કાવ્યો પણ ઘણા છે

**હરીદાસની આધાર ભટ્ટને બક્ષીસ**

"સામળદાસનો વિવાહ" જે હરીદાસે લખ્યો છે તે આધાર ભટ્ટ નામે ભરૂચના ખેડાવાળ બ્રાહ્મણનો લખેલો હોય એમ લાગે છે અનુમાન એવુ થાય છે કે હરીદાસે આ બ્રાહ્મણને એ ગ્રંથ રચીને એવા હેતુથી આપી દીધેલો કે તે ગાઈ સભળાવી પોતાની આજીવિકા મેળવે આ પ્રમાણે કાવ્યનુ દાન કરવુ એ પુણ્યનુ કામ ગણાય છે. *

**દ્વારકાદાસ.**

દ્વારકાદાસ હરીદાસની ન્યાતનો ને પ્રેમાનંદનો પડોશી હતો. ઘણા ભજનો એણે મોઢે કર્યા હતા. પ્રેમાનંદે એક સમયે એને કવિતા બનાવવાનુ કહ્યુ વલ્લભ તે વખતે હાજર હતો. તેણે ટકોર કરી કે હવે તો ડોસીઓ ને અભણુ ગામડીઆ પણ કવિતા લખશે. પ્રેમાનંદને આ બોલથી ઘણું માઠું લાગ્યુ અને તેણે દ્વારકાદાસને કવિતા કેમ રચવી તે એક અઠવાડીઆમા શીખવવા નિશ્ચય કર્યો. આગ્રહથી મથ્યા રહી થોડા સમયમાં, પ્રસિદ્ધિમા મુકાય એવી કવિતા અને પદો રચતો એને કરી દીધો એણે ૨૫ ગ્રંથ અને કેટલાક પદ રચ્યા કહેવાય છે, જેમા કૃષ્ણલીલા પણ આવી જાય છે

ગોપાળદાસ સુરતનો વતની હતો. એણે બ્રહ્મજ્ઞાન પર ગોપાળગીતા લખી છે આ વેદાંતપરનુ કાવ્ય એણે અમદાવાદમાં ઇ. સ. ૧૬૫૦ માં

* બૃહત્ કાવ્ય દોહન ભાગ આઠમાની પ્રસ્તાવના પૃ ૧૨

ગોપાળદાસ — રચ્યુ છે આજ વિષય પર એણે પરચુરણ પદ પણ રચ્યા છે *

ધનદાસ. — ધનદાસ ધંધુકાનો હતો, અને એણે "ભક્ત ગીતા" ને "અર્જુન ગીતા" નામે બે નાના કાવ્ય રચ્યા છે અર્જુનગીતા બહુ પ્રસિદ્ધ છે

રતનજી. — હરીદાસનો પુત્ર રતનજી નાશક જીલ્લાના બાગલાણમા રહેતો હતો એણે મહાભારતમાથી "વિભ્રશીરાજાનુ આખ્યાન" એ નામે મોટુ કાવ્ય લખ્યુ છે. વડીલોની સમક્ષ દ્રૌપદીના ચિર હરાયા તે ઉપર પણ એણે કવિતા રચી છે. વિભ્રશીરાજાનુ આખ્યાન ઇ સ ૧૭૧૩ મા લખાયુ છે અને જો કે લાબુ છે તોપણ રસ પડે તેવુ છે.

જૈન ગ્રંથકારો — રા રા. મનસુખલાલ કિરતચદે બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌મા વાચેલા નિબધમાં તો આ સમયમા ચૌદ જૈન કવિઓ થઇ ગયાનુ જણાવ્યુ છે, પણ અત્રે તો તેમાના બે ઉપરજ વિવેચન કર્યુ છે એક આનદઘન ઉર્ફે લાભવિજયજી (સ. ૧૬૮૭) અને બીજા નેમીવિજય (સ ૧૭૦૦) "આનદઘન

---

* આ નામનો બીજો કવિ ઈ સ ૧૫૭૦-૭૫ મા થઇ ગયો છે તેણે "વલ્લભાખ્યાન" અને "ભક્તિપીયૂષ" લખ્યા છે એ કડી પાસે ભ્પાલ ગામનો હતો અને જન્મથી મુગો હતો વલ્લભાચાર્યના પુત્ર ગોસાઇજી વિઠ્ઠલનાથજીએ પોતાના ભક્તને ત્યા એને જોયો એ તે ભક્તનો જમાઇ થતો હતો ગોસાઇએ પૂછ્યુ "આ કોણ છે?" ત્યારે પેલા ભક્તે પુત્રી જમાઈના દુખની વાત કહી. ગોસાઇજીએ પોતાનુ ચાવેલુ પાન ગોપાળદાસના મુખમા મૂક્યુ એટલે એ બોલતો થયો એમ કહેવાય છે મહારાજની આજ્ઞાથી અને તેમના પ્રસાદથી રચાયલી એની કવિતા વૈષ્ણવોમા બહુ પ્રિય છે અને મદિરોમા સાજ અને તાલ સૂર સાથે ગાવામા આવે છે

ચોવીશી " એ તત્ત્વજ્ઞાનનું પુસ્તક છે પણ નેમીવિજયનો ગ્રંથ વધારે લોક પ્રિય ને રસ પડે તેવો છે. એનો "શીલવતી રાસો" એક ઉત્તમ રીતે લખાયલી વાર્તા છે પરંતુ તે સિવાય પણ એ ગ્રંથનું લક્ષણ વિશેષ તો એ છે કે એ અપભ્રંશ-માગધી મારવાડી-શૌરસેની-શબ્દો ને પ્રત્યયોવાળી ગુજરાતી ભાષામાં લખાયો છે તેથી ભાષાશાસ્ત્રીઓને તો એ શોધખોળ માટે ઘણું રૂપ થઇ પડયો છે. સંસ્કૃતમાંથી ઉત્પન્ન થઈ ત્યારથી તે હાલના સ્વરૂપમાં ગુજરાતી ભાષા આવી તે દરમ્યાન એમાં શાં શાં રૂપાંતરો થયાં તે શોધી કાઢવાને આ કાવ્ય સાધનરૂપ છે

**રાસાનો અર્થ.**

રાસા એટલે વાર્તા અને રાસા મોટે ભાગે અથવા તો બધાજ જૈનોએ લખ્યા છે રાસા રસ પડે એવા અને બોધક છે એટલુંજ નહિ પણ એમાંના અદ્દભુત રસના વર્ણનોથી આપણે છક્ક થઇ જઇએ છીએ મંત્રક્રિયાથી થતી કાર્ય સિદ્ધિ-કિમિયાથી થતું સોનું-રત્ન અને ઝવેરાતના અદ્દભુત ગુણો-ભૂત પિશાચના મનુષ્યોથી ન થઇ શકે તેવા કાર્યો, હવામાં ઉડવું એ આદિ અદ્દભુત વાતો એનું મુખ્ય અંગ છે રાસાનો હેતુ ધર્મ અને નીતિના સિદ્ધાંતો પ્રતિપાદન કરવાનો છે. આ રાસામાંનો પ્રથમ દુહોજ "શીલ" ઉપર છે —

"શીલ સમો સંસારમાં, શિખર ન કોઇ થોક,
"શીલવંત સતિયોતણા, સુંદર કથા શલોક

**શીલવતી રાસાનો સાર.**

આ રાસાની નાયિકા શીલવતી અને નાયક ચંદ્રગુપ્ત છે લગ્ન પહેલાં શીલવતીએ કરેલી ટીકાથી ચંદ્રગુપ્તને માઠું લાગેલું તેથી લગ્ન પછી તરત જ એણે શીલવતીનો ત્યાગ કર્યો લાંબા કાળ સુધી એ બંનેનો વિયોગ રહ્યો એ સમયમાં ચંદ્રગુપ્તે અનેક સાહસ ખેડ્યાં તેથી વાયુ વિગેરે તત્ત્વો એને આધીન થયાં, ભૂત પિશાચને એણે વશ કર્યાં, અને એ

સિવાય પણ મનુષ્યથી ન થઇ શકે એવા બીજા કાર્યો કરવાની એનામા શક્તિ આવી આ સ્વેચ્છાપૂર્વક લીધિલા દેશ ત્યાગમા એને એક સ્રીનો મેળાપ થયો. એણે પોતાની પત્નીની પરીક્ષા કરવામા ભૂલ ખાધી હતી, તેની હકીકત શ્રવણ કર્યા સિવાય તેને પગ્હરી હતી, આ સ્રીએ એ વિશે ચદ્રગુપ્તની આંખો ઉઘાડી. આ વાત એને યોગ્ય લાગવાથી પોતાની સ્રીને મળવાની એને ઉત્કટ ઇચ્છા થઈ. દૈવયોગે એક દિવ્ય પ્રાણીએ ગરૂડની પાખ ઉપર બેસાડી પોતાની સ્રીને ફક્ત એક ગત્રી માટે મળી આવવાનો યોગ એને પ્રાપ્ત કરાવ્યો અને ગ્રહોના કાઇ ખાસ સંયોગથી આ સ્રી પુરૂષના મેળાપમાથી એક એવો પુત્ર ઉત્પન્ન થવાનો યોગ હતો કે જે નિત્ય મોઢુ ઉઘાડે કે અદરથી એક રત્ન ખરી પડે એને હજી વધુ સાહસ ખેડવાના દૈવે નિર્માણ કયા હતા તેથી તે જ પ્રાણી એને પાછુ ઉપાડી ગયુ. એ હમેશા વિજયવત થતો અને અનેક મનુષ્યોના સકટો કાપી કેટલીક રાજકન્યાઓ મેળવવા ભાગ્યશાળી થયો આણી તગ્ક શીલવતીએ ગર્ભ ધારણ કરવાથી સગા સબધીઓએ એને વ્યભિચારી ગણી એનો તિરસ્કાર કર્યો અને એના પ્રાણ લેવાને વિષ-સર્પદશ અને અતે જગલી પ્રાણિઓના આહાર રૂપે એને છોડી દેવાના સાધનો યોજ્યા પરતુ એનું મૃત્યુ થયુ નહીં ને એ એક ગુણકાના હાથમા પડી. તેને ઘેર એને પુત્ર જન્મ થયો. વેશ્યાએ શીલવતીને પોતાના ધધામા નાખવા વિચાર કર્યો હતો અને જો આ પુત્ર જીવતો રહે તો વખતે આડખીલી થાય એમ ધારીને વેશ્યાએ તેનો નાશ કરવા તેને એક દાસીને સોપ્યો આવા સુદર બાળકનો નાશ કરવાનો દાસીનો જીવ ચાલ્યો નહીં તેથી તેને એક દેવળમા મૂકીને ચાલી ગઈ ત્યાથી એક શ્રીમત સ્રી એ બાળકને પોતાને ત્યાં લઇ ગઇ ને ધર્મપુત્ર તરીકે ઉછેર્યો. એ મોટો થયો ત્યારે તે નગગ્ના રાજા ઉપર ચઢી આવેલા ભીલ લોકોને એણે હરાવ્યા રાજાએ આથી પ્રસન્ન થઇ એને કેટલાક ગામ બક્ષીસ આપ્યા

હવે શીલવતીને વેશ્યાએ સમજાવ્યુ કે તારા પુત્રને તો બિલાડીએ એ

મારી નાખ્યો આ આકૃતથી એને ત્રાસ ઉપજ્યો અને વેશ્યાના ઘરમાથી નાશી જઇ એણે એક વણિકના ઘરમા આશ્રય લીધો

ઘેર પાછા ફરતા ચદ્રગુપ્તને પોતાની પત્નીની દુર્દશાની ખબર પડી એટલે એ તેની શોધમા નીકળ્યો એના છોકરાના નગરમા પહોચતાજ એણે પોતાના પુત્રને ઓળખી કાઢ્યો, કારણ કે ટેના મોઢામાથી રોજ રત્ન ખરતું વધારે શોધ કરવાથી શીલવતીનો પણ મેળાપ થયો શીલવતીએ વેશ્યાની હકીકત એને કહી તે ઉપ-થી તેને યોગ્ય શિક્ષા થઇ આ રીતે આ બંનેનો મેળાપ થયો અને અતે પૃજ્ય મુનિરાજ ગજધરમુનિના ઉપદેશથી બનેએ દીક્ષા ગ્રહણ કરી

**નેમીવિજયના ગ્રથની તુલના**

આ વાર્તાનો સાર આપતા આ પતિ-પત્નીને પોતાના સાહસોમા ભૂત-પ્રેત-પિશાચ-હિસક પ્રાણીઓ સાથે કેવા કેવા કામ પડેલા તેમજ શીલવતીના શીલથી એનું કેવી રીતે રક્ષણ થયલુ એ આદિ અદ્દભુત વૃત્તાતો આપ્યા નથી વ્યભિચાર, દુર્વાસના, લોભ, છળ વિગેરે જે જે નેમીવિજયે પોતાના પાત્રોમા ચીતર્યા છે તેનુ વર્ણન વિસ્તારથી અત્રે આપ્યુ નથી, પણ મૂળમા જોવાથી એની મનરજન શૈલી માલમ પડી આવશે વનવર્ણન પણ એણે ઘણા સુદર આલેખ્યા છે સ્થળ સકોચને લીધે ભૂતદયા, સત્ય-સયમ-ચારિત્ર્યશુદ્ધિ આદિ નીતિના સિદ્ધાતો પ્રતિપાદન કરવાની તથા તે સમાજના મનમા ઠસાવવાની તીવ્ર આકાક્ષાના દૃષ્ટાંતો અત્રે આપી શકાયા નથી પ્રેમાનદની સાથે તુલના કરતા નેમીવિજય એક સાધારણ કવિ માલુમ પડે, પરતુ એનાથી ઉતરતી કોટીના કવિયોમા શ્રેષ્ઠ નહીં તોપણ વલ્લભ જેવાની કોટીમા એ આવી શકે એક વાર્તા રચનાર તરીકે સામળની હરીફાઇમા એ એની જોડાજોડ ઉભો રહે તો અયોગ્ય ન કહેવાય

ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ કરવામા પારસીઓએ જે ભાગ લીધો છે

તે વિષે અગાઉ ઉલ્લેખ કરવામા આવ્યો છે* ચૌદમા શતકમા

**પારસી કવિ**

આરભાયલો આ પ્રયત્ન વૃદ્ધિ પામતો ચાલ્યો અને સત્તરમા શતકમા એક એવો કવિ નીકળી આવ્યો કે જેણે પેહેલવી અથવા ઝદમાના ધાર્મિક ગ્રથોનુ સસ્કૃતમા અને તેમાથી પ્રાતિક ભાષામા ભાષાતર કરવાને બદલે પોતે સ્વતત્ર વિષયપરજ લખવાનુ પસંદ કર્યું આ કવિ પારસી અધ્યારૂ-સુરતનો વતની-એરવદ રૂસ્તમ પેશોતન હતો. એના વડવા મોબેદ અથવા એરવદ હતા. એણે જે ચાર ગ્રથો લખ્યા છે તેમાથી તદ્દન ધર્મ સબધી તો ભાગ્યેજ એક પણ કહી શકાય એ સર્વેનુ નામ "નામેહ" (તવારિખ અથવા ચરિત્ર) છે ઝરથોસ્ત નામેહ (ઇ સ. ૧૬૭૬), સિયાવક્ષ નામેહ (ઈ સ ૧૬૮૦), વિરાફ નામેહ અને અસ્પ-દીઆર નામેહ-આ ચાર નામ ધરાવતી વ્યક્તિઓના કવિતામા ચરિત્રો છે એમાનુ બીજુ એરવદ તેમુરસ દીનશા અકલેસરીઆ જેઓ સાહિત્ય સેવા માટે જાણીતા છે, તથા કવિના જ ધર્મના છે, તેમણે સશોધન કરી પ્રગટ કર્યું છે

ફારસી કવિ મહાન ફીરદુસી તુસીના શાહનામાના જે ભાગમા કૈકાવશના પુત્ર શાહજાદા શિયાવક્ષના પરાક્રમોનુ વર્ણન

**ગ્રથ વર્ણન**

છે તે વિભાગની હકીકતપરથી આ પુસ્તક એણે રચ્યુ છે શાહનામાની માફક આ ગુજરાતી કાવ્યમાં પણ બનેલા અને કલ્પિત બનાવોનુ મિશ્રણ છે ખરૂ જોતા તો આ કાવ્યની ખૂબી અદ્ભુત ચમત્કારો-અને અસાધારણ પ્રસગોના વર્ણનમા-છે આ

* સ ૧૯૭૦ના કાર્તિકના 'વસત'મા રા દીવેટીઆએ ચૌદમા શતકમા પારસીઓ કેવુ ગદ્ય લખતા તેના દૃષ્ટાત આપ્યા છે ઈ સ ૧૪૧૫ની સાલના ગ્રથોમાથી એમણે ઉતારા ટાક્યા છે ઇ સ ૧૫૦૬મા બેહરામ લખમીધરે કરેલી "અર્દે વિરાફનામેહ" ની નકલમાથી એક ઉતારો છે તે સમયના ગદ્યના નમુના તરીકે રા દીવેટીઆના લેખમાની નીચેની બે લીટી ટાકી છે --

૧૦૦૦ જોત સમસાહણની । તેવત એક સ્હુસ જોતની સમસ્યાણની વગત સમસ્યાણ બલતૂ હુઈ ૩ ત્રન વેહેત ભૂમછાડીઈ । તાહ આતસ ।લઇની ।જોત કીજઈ.

વિષયે સામળની કવિતાની સાથે આ કવિની કવિતા મૂકી શકાય પણ આ ગ્રથમા કઇક ખાસ લક્ષણ છે, જે બીજાના ગ્રથમા નથી આજે પણ પારસીઓ ગુજરાતી લખે છે ને બોલે છે પણ તેમા એ કોમની ભાષાનું લક્ષણ વિશેષ દાખલ થયલુ જોવામા આવે છે. કેટલાક વિચારો અને વાક્યો, ભાષાના અને વિચારના મરોડ આદિથી એ કોમે પોતાની જુદીજ ભાષા બનાવી છે ને તે "પારસી ગુજરાતી"ને નામે ઓળખાય છે. "શિયાવક્ષ નામેહ" મા પણ તેમજ છે કવિના હૃદયમા પોતાની કોમના ધાર્મિક અને સાસારિક વિચારો ઘૂમે છે એ વિચાર દર્શાવવા જો કે તેણે ભાષા તો ગુજરાતી જ વાપરી છે પણ તેને અપરિચિત વેષ પહેરાવ્યો છે સસ્કૃત અને ગુજરાતી શબ્દો વડે એણે પોતાના કાવ્યનો પાયો રચ્યો છે પરતુ ઉપરનો ઇમલો–ઘાટ–અવસ્તા, પહેલવી અને ફારસી શબ્દો અને વાક્યોથી ઉભો કર્યો છે, તેથી એ કાવ્યનો અર્થ અને ખૂબી સાધારણ ગુજરાતી જાણનારને સમજવા મુશ્કેલ પડે છે જો પ્રસિદ્ધકારે સવિસ્તર ટિપ્પણ આપ્યુ ન હોત તો એ ગ્રથ બરાબર સમજવો મુશ્કેલ થઇ પડત.

**વિવિધ ભાષાઓનુ એનુ જ્ઞાન**

કવિ ફારસી, અવસ્તા, પહેલવી, સસ્કૃત અને ગુજરાતી ભાષાથી માહિતગાર હતો તેને પોતાના ધર્મ અને સાહિત્યનુ સારૂ જ્ઞાન હતુ, તેમા તો કાંઈ કહેવાનુજ નથી, પરતુ એણે સસ્કૃત સાહિત્યનો તેમજ પોતાના પડોશી હિંદુઓની રહેણીકરણીનો પણ અભ્યાસ કર્યો હતો અસલી ઇરાનની સ્ત્રીઓના સાદર્ય અને આભૂષણોનુ એનુ વર્ણન જાણે કોઇ સસ્કૃત ગ્રથમાથીજ લીધુ હોય એવુ લાગે છે—

"તમ સીશ ફુલ પુનમ ચદ ને અમાશી સૂર ।
"એ વેશન રાણુમા એથી ઘણુ વરશે છે નૂર ॥
"તમ નીડાળ ટીક બુધ વહરેસ્પત શુકર જડી ।
"તમ નાશકા નથ તે સબચેરાગ કોણે ઘડી ॥

"તમ કાન કુડલ જડેઆ જાણે માણેક ને મોતે ।
"કોટ અભરણ પહેરાવેઆ, આપ ધણીએ પોતે ॥
"કર ચૂડ પોહોચી જાણે વીજ ચમક ચમકીને જાએ ।
"પાએ પેજણ તેને વરનો જહાકારજ થાએ ॥

ઇરાની જ્યાફતનુ વર્ણન પણ પુરાતન ઇરાનના જ યોરસ્તીની જ્યાફત કરતા ગુજરાતી હિદુની જમણવારને વધારે મળતુ આવે છે—

"ખાજા લાડુ જલેબી ઘેવરજ છે સાર ।
"મેવા મીઠાઈ ખુઆન ભરી ભરી મેલેઆ તેઆર ॥
"એકશેટ શ્રારણ તાહા બાસેટ હુઆ પલેવ ।
"માખણ ઘીહી તાવેઆ તાહા ખાણુમા ઓશાઈ ઘણી શેવ ॥
"શાલ દાલ પરીશી તાહા ઉપર ઘીહીની નાલજ દીધી ।
'જનશાનનશી અચાર તેહેની એમ વેવ્રખજ કીધી ॥

આ સિવાય પણ એના નાયક નાયિકા અને બીજા પાત્રોમા હિદુ રીતરિવાજોનુ મળતાપણુ આવે એવા ઘણા ફકરા એ કાવ્યમા જોવામા આવે છે.

**સમકાલીન હિદુઓના રીતરિવાજો**

ઉડા અભ્યાસથી ભિન્ન ભિન્ન દષ્ટિએ જોતા—આ પુસ્તક ઘણુ રસિક લાગશે સાહિત્યની દષ્ટિએ જોતા એટલા માટે કે આટલા વર્ષો અગાઉ ફારસી ઇતિહાસકારોની રીત ગુજરાતીમા દાખલ કરીને આપણી ભાષાના ઇતિહાસમા એક નવો સફો આ કવિએ ઉઘાડયો શબ્દશાસ્ત્રની દષ્ટિએ જોતા એટલા માટે કે પ્રાચીન ગુજરાતી શબ્દોના વિચિત્ર રૂપ એમા ઘણા જોવામા આવે છે અને સાસારિક દષ્ટિએ જોતા એટલા માટે કે પોતાની સાથે વસતા હિદુઓના રીતરિવાજો, વ્હેમ, આચાર, વિચાર, આદિ પારસી કોમે કેટલે બધે દરજ્જે ગ્રહણ કરી લીધા છે તે આ ગ્રથ બતાવે છે આવા આવા સબબને લીધે આ પુસ્તક ઘણુંજ ઉપયોગી વાચન પૂરૂ પાડે છે

# પ્રકરણ ૬ ઠું.



## અઢારમા શતકના કવિયો.



**અઢારમો શતક**

અઢારમા શતકમા કાઇંક મુગલોની સત્તાની અવનતિને લીધે તથા કાઇંક દક્ષિણમાથી વારવાર ચઢી આવતા લુટારૂઓના ત્રાસને લીધે ગુજરાતના નશીબમા શાંતિ રહેશે એવી ખાતરી નહોતી ખરૂ જોતા તો દેશમા સર્વત્ર શાંતિ સ્થાપી શકે એવી કોઈ સર્વોપરિ સત્તાજ નહોતી, અને સમય પર તો એકી વેળાએ મુગલ શહેનશાત, સ્થાનિક નવાબ કે ઠાકોર, ગાયકવાડ અને પેશ્વા એમ ત્રણ ત્રણ ચચ્ચાર સત્તાધારીઓના માણસો કર ઉઘરાવવા એકી સ્થળે ભેગા થઇ બિચારા ગામડીઆઓને કનડી તેમની પાસે કરના નાણા કઢાવતા, તેથી કરીને પાછલા શતકના ત્રણ મુખ્ય કવિયોના સમયમા સાહિત્યનો જે ઝગઝગાટ હતો તે આ સમયમા મળી આવતો નથી એ સમયની કાવ્ય કૃતિ દરિદ્ર છે રા ત્રિપાઠી એને "નિર્માલ્ય" કહે છે * છતા આ સાહિત્ય સાંપ્રદાયિક તો કહી શકાય, કારણ વિષ્ણુ, કૃષ્ણ, શિવ અને અબાના ભક્તોએ એ શતકમા પોતપોતાના ઇષ્ટદેવની સ્તુતિને અગે કવિતા કરી છે

**આ શતકનુ સાહિત્ય કનિષ્ઠ પ્રકારનું છે**

અબા–માતા એ પરમાત્માનુ સ્ત્રીતત્ત્વ અથવા ઇશ્વરની દેહધારી

* "વલ્લભાચાર્યના નવા પથને સીધી રીતે અનુસરનારા બારેક કવિયો આ શતકમા થઈ ગયા છે તેમની કવિતા માલ વિનાની છે નથી તેમા નરસિંહ મહેતાનો વેગ કે તત્ત્વજ્ઞાન કે નથી મીરાબાઈની કોમળ વિશુદ્ધિ"

**દેવી-સૃષ્ટિનું સ્રી તત્ત્વ.**

સત્તાનુ એક રૂપ છે કુદરતમા માતાની ભાવનાવાળો અંશ એ પૂરો પાડે છે એ જો કે જુદે જુદે નામે ઓળખાય છે અને સંબોધાય છે છતા માતા તરીકેનુ એનુ આદ્ય સ્વરૂપ તો તેમા કાયમ રહે છે ભયાનક વેર લેનાર—અસુરને હણનાર—રક્ત અને સહારમા આનદ લેનાર, હોમ—હવનથી જ સતુષ્ટ થનાર "રાતા રક્તે રગેલા દાત અને નખ" વાળી શક્તિનુ રૂપ ધારણ કરનાર, આ સર્વ સ્વરૂપોનુ એને આરોપણ કર્યા છતા એનો નૈસર્ગિક માતૃભાવ એનામા કાયમ રહે છે, અને તેથી બાળક પ્રત્યેની માતાની કોમળ અને વત્સલ લાગણી એનો વિચાર આવતા એના સઘળા વિકરાળ સ્વરૂપ ભૂલી જવાય છે અને એના માયાળુ—વત્સલ સ્વભાવને પ્રાધાન્ય આપી સ્તુતિ કરવામા આવે છે

**વલ્લભભટ્ટ**

વલ્લભભટ્ટના ગરબા—એના બનાવેલા માતાની સ્તુતિના ગરબા—અદ્યાપિ લોકપ્રિય છે એ માતાનો "અતરનો ભગત" હતો અને હજી પણ માતાના દહેરામાં દેવી ભક્તો અરસ-પરસ મેળાપ સમયે "વલ્લભ ધોળાની જે" બોલાવે છે. ધોળો પણ માતાજીનો ભક્ત હતો. કેટલાક કહે છે કે એ વલ્લભનો ભાઇ હતો. બેચરાજીના સ્થાન તરીકે પ્રસિદ્ધ થયલા ચુવાળમા એ રહેતો હતો એ અમદાવાદથી આવેલો ને ભટ્ટ મેવાડા ન્યાતનો હોવાથી એને વલ્લભભટ્ટ કહેતા ગુજરાતમા બે ત્રણ

**દેવીનાં સ્થાન**

જગ્યાએ દેવીના પ્રસિદ્ધ સ્થાનકો છે, તેમા આરાસુર તે સૌથી જાણીતુ છે બીજુ ચુવાળમા અને ત્રીજુ ચાપાનેર પાસે પાવાગઢના ડુંગરપર છે આ ત્રણે સ્થાનની જુદી જુદી દતકથાઓ છે અને ત્રણેના ખાસ ભક્તો, સ્ત્રી તેમજ પુરૂષો છે મધ્યમ વર્ગમા અને નીચ વર્ગમા, ભીલ કોળી આદિમા આ સ્થાનકોની ઘણી માન્યતાઓ ચાલે છે વલ્લભભટ્ટના ગરબાઓમા આ ત્રણે સ્થાનનો વાર્તારૂપે ઇતિહાસ છે

એ ગરબા ગાનાર દેવીની શક્તિ, સૌંદર્ય, વસ્ત્ર, આભૂષણની સ્તુતિ કરીને અંતમાં એની કૃપા માગે છે. આ ગરબાઓ ને બરાબર મળતું આવતું સાહિત્ય બંગાળીમાં પણ છે. તેમાં પણ પ્રાચીન અને મધ્ય યુગના બંગાળી સાહિત્યમાં એક પછી એક કવિયોની પરંપરા, કાલિની માતા અને રક્ષક રૂપે લગભગ સર્વ સ્થળે જ સ્તુતિ ગાય છે સંહારક રૂપે તો ક્વચિત જ. આશો માસના પ્રથમ નવ દિવસ—નવરાત્રિ—દેવીની ભક્તિ માટે ખાસ યોજાયા છે. આ સમયે જ કાઠીઆવાડમાં પુરૂષો અને ગુજરાતમાં સ્ત્રીઓ ગરબા ગાય છે સુરત, વડોદરા, અમદાવાદ, મુબાઇમાં મોડી રાત સુધી તાલ પ્રમાણે તાળી પાડીને અને વાંકા વળીને કુંડાળામાં ફરતી, કોયલ કંઠે ગરબા ગાતી સ્ત્રીઓનું ચિત્ર ઘણું મનહર લાગે છે પુરૂષના ગરબા કરતા આ ગરબા વધારે સ્વાભાવિક લાગે છે પુરૂષો તો ગરબા ગાતી વેળાએ ઠેકડા મારી મોટા મોટા હોકારા પાડી તાળીઓ પાડતા, કુંડાળામાં કૂદતા ફરે છે.

ગરબાના સાહિત્યનું સ્વરૂપ

વલ્લભે શ્રીકૃષ્ણ વિષયે પણ કવિતા લખી છે અને કલિકાળ વિષે પણ ગરબો રચ્યો છે તેમાં આ દુષ્ટ કાળનાં ચિહ્નોની ઝાંખી થવાથી એના અંતરમાં વેદના થાય છે અને તેથી પોતે મસાગનો ઉદ્ધાર કરવા "માની" સહાય માગે છે અને "વય વિના વનિતા વેષમાં, હો બહુચરી, ગર્ભ જ ધરે અનેક" આદિ પંક્તિઓથી કલિના ચિહ્નનું દર્શન કરાવે છે.

વલ્લભનું વર્તમાન યુગનું વર્ણન

સંવત ૧૭૮૭–૮૮ ઈ સ. (૧૭૩૧) ના દુષ્કાળનું વર્ણન કરતા "અમિ છાંટો" નાખવા માજીને સ્તુતિ કરે છે—

દુકાળનું દુઃખ

"અન્ન અતિ મોંઘા હુવે, હો બહુચરી,
અધર્મ વ્યાપ્યો અસાધ્ય,

"હો કોની કરણી જુવે, હો બહુચરી,
એક થકી એક અગાધ
"ઉદર થકી ઉપજાવીયા, હો બહુચરી,
ઉભય તણો જે અંશ
"તે તન પેટ તજાવીઆ, હો બહુચરી,
વિક્રય કીધો વંશ

× × ×

"મ્હો માગ્યા મેઘ મોકલો, હો બહુચરી,
ખટરસ નાવે ખોટ,
"આઈ અમિ છાંટા નાખીએ, હો બહુચરી,
છોરૂ, ઢોરૂ ને ગામ

એનો કજોડાનો ગરબો બહુ રમુજી ઢબે લખાયો છે ગુજરાતી પ્રાચીન સાહિત્યમા આ વિષયમા ટાટજ લખાયુ નથી **એનો કજોડાનો ગરબો.** એમાની એકે એક પંક્તિ હૃદયમા સોસરી ઉતરી જાય છે ને "ધરડા" સાથે બાધવામા આવતી "બાળકી" નાં દુ:ખોનો ચિતાર એવો તાદૃશ્ય છે કે આજથી ત્રણુસે વર્ષ ઉપર પણુ ઘણા માણુસો કજોડાના દુ:ખથી અજ્ઞાત નહોતા, તેના દૃષ્ટાત રૂપે આ ગરબો ટાકી શકાય આમા "બાળકી" આ કજોડાનો દોષ ગોરમા ઉપર મૂકીને ભવિષ્યમા આવી ભૂલ ન કરવા ગોરમાને વિનવે છે—

"ગોરમા, ધરડો કે ભરથાર, કે, આપ્યો મુજને રે, લોલ,
"ગોરમા, ધિક્ક કીધો અવતાર, કે, શું કહું દુજને રે, લોલ.
"ગોરમા, હું તો ન્હાનુ બાળ, કે, એ મોટો ઘરડીઓ રે, લોલ,
"ગોરમા, દીઠેથી પડે ફાળ, કે, મૂરખ મુઢીઓ રે, લોલ.
"ગોરમા, મારૂં થયુ જોબન, કે, પિયુ વરવો થયો રે, લોલ,
"ગોરમા, ઘેલો કદ્રૂપવાન, કે, જાતે વહી ગયો રે, લોલ

" ગોરમા, સોળ વરસ પ્રત્યક્ષ, કે, એને હેશી થયાં રે, લોલ,
" ગોરમા,' દીસતો જાણે જક્ષ, કે, બુધ સઘળી ગઈ રે, લોલ
" ગોરમા, શિયાળાની રાત, કે, સ્વાદ હોયે ઘણા રે, લોલ,
" ગોરમા, મુરખ ઘરડી જાતે, કે, જેવો ગુગણો રે, લોલ.
" ગોરમા, રજની રમવા ઇચ્છુ, કે, આંજુ આખડી રે, લોલ,
" ગોરમા, મારીશ કરતો બોલે, કે, સાહે કર લાકડી રે, લોલ.
" ગોરમા, ગાળ નીસરે વાતે, કે, સ્વભાવ કેમ ફરે રે, લોલ,
" ગોરમા, પિયુની ઘરડી જાતે, કે, અર્થ દયાથી સરે રે, લોલ
" ગોરમા, ઘરમા નવરાત્રિના દિન, કે, ઘણા સોહામણા રે, લોલ,
" ગોરમા, વિજયા કેરો દિન, કે, સહુ શણગારમા રે, લોલ.
" ગોરમા, દુરબળ મારો કંથ, કે, ઘણો લજામણો રે, લોલ,

× × × × × ×

" ગોરમા, સહુને મન દીવાળી, કે, મારે હુતાશણી રે, લોલ,
" ગોરમા, મારા કરમના ભોગ, કે, હું તો નિરાશણી રે, લોલ.

× × × × × ×

" ગોરમા મારા કાળા કેશ, કે, એ આખો પળ્યો રે, લોલ
" ગોરમા, હું થઇ જોબન વેશ, કે, જન્માગે બળ્યો રે, લોલ.
" ગોરમા, મ્હોડેથી ચુએ લાળ, કે, આંખે પાણી ગળે રે, લોલ,

× × × ×

" ગોરમા, સેજે બીછાવુ પુષ્પ, કે, એ દેખીને રુવે રે, લોલ,

× × × ×

" ગોરમા, જાણતાં ન દીધી ફાસી, કે, વીખ દઈ મારતી રે, લોલ;

× × × ×

" ગોરમા, પિયુજી સુતા મરવા, કે, જાણું થાઉં સતી રે, લોલ,
" ગોરમા કર જોડી લાગુ પાય, કે, દેજો સમરથ ધણી રે, લોલ.

આ ગરબાની પ્રથમ પંક્તિપરથી જણાય છે કે જે દમનશીળ બાળક પત્નીને ઉદ્દેશી આ ગરબો લખાયો છે તે ગુજરાત, દાહીઆવાડમા શિષ્ટ, શિક્ષિત, ગણાતી નાગર બ્રાહ્મણ ન્યાતની હતી

**કજોડાવાળી સ્ત્રી તે નાગર બ્રાહ્મણી**

દ્વારકો (ઈ સ. ૧૭૧૦) જો કે ઘણુંખરૂ ડાકોરમા રહેતો પણ એ ચરોતરના ભાલેજ ગામનો હતો એણે થોડાક કૃષ્ણ લીલાના પદ લખ્યા છે એના કેટલાક આધ્યાત્મિક પદ સરળ અને અસરકારક છે —

**દ્વારકો**

**આધ્યાત્મિક પદ**

એના આધ્યાત્મિક પદના ઉદાહરણ રૂપે નીચેનુ પદ ટાંક્યુ છે —

" ચેતી લે ચેતાનો અવસર, ફરી ફરી કયા મળશે રે,
" જોબન જાતા વાર ન લાગે, જરા આવીને ઢળશે રે,
" ઢળશે ત્યારે નહીં રહે ધારણ, થર થર કાયા ધ્રુજે રે,
" માયાની અંધારી નાખી, તેમા કાંઈ નવ સુઝે રે,

× × × ×

" કહે દ્વારકો રામ ભજી લો, નહીં તો જાશો હારી રે.

ભાણદાસે એના "હસ્તામલક"મા (ઈ સ ૧૭૨૧મા) શંકરાચાર્યે અને મૂઢ દેખાતા હસ્તામલક નામે બ્રાહ્મણ પુત્ર વચ્ચેના સવાદમા, વેદાંતના કેટલાક પ્રશ્નો ચર્ચ્યા છે. "હસ્તામલક" પરબ્રહ્મનો અવતાર હતા, અને એમણે શંકરાચાર્યને દ્વૈત અને અદ્વૈતવાદ સમજાવ્યા છે.

**ભાણદાસ**

કાઠિઆવાડના વસાવડના નાગર બ્રાહ્મણ કાળીદાસે (ઈ સ. ૧૭૧૫-૩૦) જો કે "સીતાસ્વયવર," "ધ્રુવાખ્યાન" "ઇશ્વર વિવાહ,"

કાળીદાસ — અને એ શાક્ત હતો તેથી થોડાક "સ્તુતિ"ના પદ લખ્યા છે, તો પણ "પ્રહ્લાદાખ્યાન"થી વધારે પ્રસિદ્ધ છે. વિષ્ણુના વેરી હિરણ્યકશ્યપનો પ્રહ્લાદ પુત્ર હતો.

પ્રહ્લાદાખ્યાન — હિરણ્યકશ્યપના ભાઇને વિષ્ણુએ માર્યો હતો તેથી વિષ્ણુપર તેનુ વેર લેવાનો એણે વિચાર કર્યો પરતુ એક સમયે તો વિષ્ણુ "વાયુવેશે" અદૃશ્ય થઇ ગયા તેથી તપ કરી એણે બ્રહ્મા પાસે એવુ વરદાન મેળવ્યુ કે.—

"જેતા સૃષ્ટિ તમારીના જતરે, બાધા વિશ્વ વિષે,
"મારો આણી ન શકે અત રે, ,,
× × ×
"મત્ર જત્રને આયુધ અસ્ત્ર રે, ,,
"મુને છેદે નહીં કો શસ્ત્ર રે, ,,
× × ×
"ઘર ગોખલ ને ઘર બાર રે, ,,
"મારો પડ પડે ન કો ઠાર રે, ,,
"દિન રેણ સમસ્ત મોઝાર રે, ,,
"મુને મારે ન મારણહાર રે, ,,
× × ×
"જીવયોની જે ચારે ખણ રે, ,,
"તેથી નવ મરૂ નીરવાણ રે ,,

પ્રહ્લાદ હરિભક્ત હતો અને જો કે એના પિતાએ એને "વિષ્ણુ સાથે વેર" ને લીધે પોતાના વેરીનું "સ્મરણ" મહેલી દેવા કહ્યુ પણ એ તો નિત્યે "હરી"નુ સ્મરણ કરતો આ હરિભક્તિ છોડાવવા હિરણ્યકશ્યપે એને ઘણા "દડ" દીધા પરતુ એ નિશ્ચલ રહ્યો. અંતે પિતાએ "અરભક" ઉપર "ખડગ ઉગામિયું" ને "વૈકુઠ પતિ" દેખાડવા આજ્ઞા કરી આ સમયનું એનુ રચેલુ કડવુ જે,

"બાળા, દેખાડ, દેખાડ તારો વૈકુંઠપતિ"

એ પંક્તિથી શરૂ થાય છે તે ઘણું પ્રસિદ્ધ છે "કડડડ" શબ્દે કરીને સ્થંભ ફાટ્યો અને તેમાંથી "ફારમો કેસરી નર પ્રગટ થયો." આ નરસિંહ અને હિરણ્યકશ્યપ વચ્ચે યુદ્ધ થયું તેમાં નરસિંહે પોતાના "નખ"થી હિરણ્યકશ્યપનું "જઠર" "મઝ્યા સમયે ' "ઉંબર" પર ચીરી નાખ્યું. આ રીતે બ્રહ્માના વરદાનની આડે આવ્યા સિવાય આ અસુરના પ્રાણ લેવાયા. આખ્યાન રસિક ને સરળ ભાષામાં છે અને રસક્ષતિ થયા સિવાય વાંચી શકાય છે, તેથી ઘણું જ લોકપ્રિય છે

**ત્રિકમદાસ**

જુનાગઢના નાગર બ્રાહ્મણ ત્રિકમદાસની પ્રવૃત્તિ સાહિત્ય કરતા રાજકીય વિશેષ હતી. "ડાકોરનાથ" અને "રૂકમીણિ વિવાહ" નામના એના કાવ્યો હજી પ્રસિદ્ધ થયા નથી

**પ્રીતમદાસ**

પ્રીતમદાસ, ખેડા જીલ્લાના સંધેસર ગામનો ભાટ હતો અને ઘણુંખરૂ નડીઆદમા રહેતો હતો ભાટ લોકો મોટે ભાગે અભણ હોય છે, અગર જો કે એક સમય એવો પણ હતો કે જ્યારે એ લોકો રાજકવિ કહેવાતા, પરંતુ હાલમા તો એ લોકો હલકી પંક્તિની નોકરી કરતા માલમ પડે છે, તેથી આવી ભાટ જાતિમા જન્મેલા આ કવિને ધન્યવાદ ઘટે છે કે વિદ્વાન પુરૂષ અથવા સંસ્કારી ભાષાના સંસર્ગ વિના પણ એણે ઘણા પુસ્તક લખ્યા છે, જે આજે પણ લોકપ્રિય હોઈ ગવાય છે એના

**બ્રાહ્મણ કુટુંબમાં જન્મ.**

કુટુંબ વિષે એટલુંજ જાણવામા આવ્યું છે કે એની પ્રથમ પરણેતર એનાથી બે વર્ષ મોટી હતી અને સ્વભાવે મીજાજી હોવાથી એનું જીવન ઘણું દુઃખી હતું અને જ્યારે જ્યારે એના ઘરમા કજીઓ ઉઠતો ત્યારે ત્યારે એ કજીઓ શાંત પડી જાય ત્યાં સુધી ઉત્તર આપવાને બદલે કૃષ્ણભક્તિના પદ લખતો

**એનો સત્કાર.** કોઈ કોઇ સમયે તો ઘરનો ભાર આને માથે નાખી એ ડાકોર ચાલ્યો જતો. ત્યાના પૂજારીઓ એનો સારો સત્કાર કરતા અને એના પદ સાંભળીને ઘણા પ્રસન્ન થતા. એની બીજીવારની પત્ની કાઇક ઠીક હતી ઉતરતી વયે એ ઘણું કષ્ટ પામ્યો એ આખે અપગ થયો હતો અને એની બોતેર વર્ષની વયે એની સ્રીનુ અવસાન થયુ તે સમયે પણ એણે પોતાની સાહિત્ય પ્રવૃત્તિ છોડી નહીં ઘણીવાર જે પદો એ શીઘ્ર બનાવી બોલતો તે એના શિષ્યોમાથી જે હાજર હોય તે અક્ષરે અક્ષર ઉતારી લેતા

**ગુરૂની અસર** ગુરૂ વડે જે અસર શિષ્ય ઉપર થાય છે તે પર પ્રીતમદાસને દઢ વિશ્વાસ હતો, જે જે સારૂં થાય તે તે, ગુરૂ ગોવિંદ-રામ, જેનો એને નડિઆદમા પરિચય થયો હતો, તેનાથી થયુ એમ એ કહેતો અગીઆર વર્ષના સહવાસ પછી જ્યારે પોતાના ગુરૂનો વિયોગ થયો.ત્યારે એ અત્યત શોકાતુર થયો. એની ઘણીખરી કવિતા નીચેના વચનને લક્ષીને રચાઇ છે કે.—

"સદ્દગુરૂને શબ્દે રે, સઉ તિરથ તેહનેરે

**એના ગ્રથો** એના ગ્રથો નીચે પ્રમાણે છે'—૧ સારસગીતા (કૃષ્ણ જીવનનો એક પ્રસગ) ઈ સ ૧૭૬૪ ૨ જ્ઞાનકક્કો (ઈ. સ. ૧૭૭૫) ૩ ગુરૂ મહીમા ૪ જ્ઞાન માસ (ઈ સ ૧૭૮૧–૮૩). આ સિવાય એણે કૃષ્ણ જન્મના પદ, ભક્તિપ્રકાશ, જ્ઞાન પ્રકાશ, ભગવદ્ ગીતા, અધ્યાત્મ રામાયણ, જ્ઞાનગીતા, કૃષ્ણલીલા, વિગેરેના પદો તથા ગરબીઓ લખ્યા છે.

**શૃગાર અને વૈરાગ્ય** આ સર્વેને બે ભાગમા વહેચી શકાયઃ શૃગાર અને વૈરાગ્ય અથવા જ્ઞાન. ગુજરાતના જનસમૂહ પર તો એ બને વિષયો અસરકારક નીવડયા છે વૈરાગ્ય અથવા જ્ઞાનના પદના દૃષ્ટાન્ત નીચે આપ્યા છે

(૧)

" કાયા રે તારી કામ ન આવે, કરે કોટી ઉપાય રે,
" વણુશી જાતા વાર નહીં લાગે, જો કુ દન કાપીને ખાયગે

(૨)

" હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનુ કામ જોને;
" પરથમ પહેલુ મસ્તક મૂકી, વળતી લેવુ નામ જોને,
" સુત વીત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને.

(૩)

" જગતનુ સુખ ઝાકળનુ છે પાણીરે, જાણી લે,
" વણુશી જાતા વાગ નહીં, સત વાણીરે, જાણી લે,
" પ્રીતમ પ્રભુને ભજીને, પાવન થાજે ગે, જાણી લે,

**કૃષ્ણલીલાના પદની લોકપ્રિયતા** કૃષ્ણની બાળલીલાના રચેલાં અનેક પદોમાથી નીચે બતાવેલી પક્તિથી શરૂ થતા તો ગુજરાતની સ્ત્રીઓને જીભને ટેરવે હોય છે.—

૧ " હો જસોદાજી, આવડો લાડકવાયો લાલ ન કીજે.
૨ " હો વાસલડી વેરણુ થઈ લાગી રે, વ્રજની નારને
૩ " મન મોહનલાલ, મારગડો મૂકો તો મથુરા જઈએ
૪ " હરી ભજન થકી, છોટા હોએ તે સૌથી મોટા થાય

આમાનુ બીજુ પદ " વાસલડી " વાળુ વ્રજની વનિતાઓના ભાવનુ તાદશ્ય ચિત્ર આપે છે તેથી તે આખુ નીચે ઉતારી લીધુ છે —

" હો વાસલડી, વેરણુ થઇ લાગીરે, વ્રજની નારને,
" તું શોર કરે, જતલડી તારીરે, મન વિચારને
હે વાસલડી,

" તે એવડા કામણ શા કીધા ?
" શ્યામલીએ મુખ ચુબન લીધા,
" મન વ્રજવાસીના હરી લીધા, હે વાસલડી
' તુને કોડ કરી કૃષ્ણે ઝાલી,
" ગૌ નાદ સૂણી આવી ચાલી,
" તુ વિશ્વભરને બહુ વહાલી, હે વાસલડી
" તે વ્રત વ્રતાદિક શુ કીધુ, ?
" રાધા થકી માન અધિક લીધુ,
" તુને આલિંગન પ્રભુએ દીધુ હે વાસલડી
' પૂરત તુ નથી કાઇ લાવી,
" ઉઘાડે છોગે છે આવી,
" ભગવાન તણે મન બહુ ભાવી હે વાસલડી

શિવાનદ.

શિવાનદ (ઇ સ ૧૦૪૪) સુરતનો નાગર બ્રાહ્મણ હતો એણે શિવ સ્તવનના પદ રચ્યા છે એણે પાછલી અવસ્થામા સન્યસ્ત લીધુ હતું એની આરતીઓ—આરતી ઉતારતી વેળાએ, નગારા અને ઘટાના નાદ સાથે ઉત્સાહપૂર્વક ગવાય છે એની કવિતા, વિષ્ણુ અથવા કૃષ્ણના અનુયાયિયોની શૈલીપર છે એણે પોતાના ઇષ્ટદેવના નિત્ય વ્યવહાર પ્રસગમાનો એક પણ, સ્નાન ભોજન, આભૂષણ, પરિધાન, ભોગ વિલાસાદિ કોઇપણ ગાયા સિવાયનો બાકી રાખ્યો નથી એની કેટલીક કવિતા હિંદી તથા વ્રજમા પણ છે

નરભેરામ

નરભેરામ, જેનુ મૃત્યુ સ ૧૯૦૮ ( ઈ સ ૧૮૫૨ ) મા ચોર્યાશી વર્ષની મોટી ઉમરે થયુ હતું તે, ગાયકવાડ સરકારના પેટલાદ તાલુકાના પીહીજ ગામનો મોઢ બ્રાહ્મણ હતો. એના ગુરૂ છોટાલાલે એને ડાકોરના શ્રી રણછોડરાયજીના ઓચ્છવોમા ગાવાના પદો રચતા શીખવ્યુ હતું એણે ડાકોર અને

દ્વારકામા રહીને, કૃષ્ણ સેવામા, પોતાના ઇષ્ટદેવની સ્તુતિ ભક્તિની કવિતા રચવામા જીવન ગાળ્યુ હતું એણે લગભગ વિશેક કાવ્ય લખ્યા છે તેમાના કેટલાકમા તો પોતાના જીવનના પ્રસગો વર્ણવ્યા છે એક સમયે ડાકોર જતા એ લુટાયો પાસે પણસોરા કરીને ગામ હતુ ત્યા ગયો આવા કૃષ્ણ ભક્ત લૂટાયાની હકીકત સાંભળીને ગામ લોકને એની એટલી દયા ઉપજી કે પોત પોતામા ઉઘરાણુ કરીને એનુ ગયુ હતુ તેથી દશગણું એને ફરી આપ્યુ. બીજી એક વખતે એ દ્વારકા ગયો હતો.

**૬૯ આસ્તાથી લાભ.** ત્યા દરેક યાત્રાળુ પાસે ગોમતીજીમા સ્નાન કરવા માટે કર લેવામા આવે છે ત્યાના કર ઉઘરાવનારે એની પાસે કર માગ્યો ત્યારે એણે કર ન આપતા તેમને નીચેનુ રણછોડગયની આરાધનાનુ પદ સભળાવ્યુ—

" નાણું આપે નરભો રે, વાવરજો છોગાળા,
" ગાઠ બાધજો તાણી રે, ધોળી ધજાવાળા
" કપટી કેશવ જાણુત તો, શાને આવત પચાસ જોજન,
" સાભળ્યુ શ્રવણે, સાધુને છાપે છે, માટે મળવા ધર્યુ મન,
દરશન દોને રે, દૂર કરી પાળા.
" ભેખ દેખીને નજર નથી કરતા, છાપ આપો છો હરિ,
" પાઘડી ભાળી છાપ ખાવી છબીલા, પરીક્ષા તો એવી કરી,
" સમસ્યા લેજો સમજી રે, જે દહી કાનડ કાળા
" હારો છો જનથી નથી હરવાતા, માટે હરી ' હઠ મેલ '
" કહે નરભો છેટાલાલ પ્રતાપે, નથી એ તલમાં તેલ,
' લેવાનુ મુજ પાસે રે, હરિ હરિ જપ માળા.

અધિકારીઓએ આ ભજનથી પ્રસન્ન થઇ એને કર સિવાય સ્નાન કરવા દીધુ.

એની અગણોત્તેર વર્ષની વયે એ જ્યારે મરવાની અણી ઉપર હતો

ત્યારે એણે બે પદ કૃષ્ણ પર આસ્થા વિષે રચ્યાં છે

**કૃષ્ણ મૂર્તિ દ્વારકાથી કેવી રીતે ડાકોર લઈ જવામાં આવી**

બોડાણા અને એની પત્નીનો દરવર્ષે કૃષ્ણ દર્શન માટે દ્વારકાં જવાનો નિયમ હતો નિર્ધન હોવાથી દરવર્ષે એટલે દૂર જવાનુ ફાવતું નહોતું, તેથી તેઓએ શ્રી દ્વારકેશને પોતાને ત્યા પધારી નિવાસ કરવા વિનતી કરી

ધણીધણીઆણી બંને ચુસ્ત ભક્ત હતા ને એક સમયે તો બોડાણાએ હાથમા તુળસી વાવીને દ્વારકા સુધી મજલ કરીને તુળસી શ્રીકૃષ્ણને ચઢાવી એની આવી ભક્તિથી શ્રી રણછોડજી ઘણા પ્રસન્ન થયા દ્વારકાના કૃષ્ણના પૂજારીઓને પોતાના હાથમાથી દેવ અર્થાત્ તેમના જીવનનુ સાધન, જતુ રહે તે પરવડે એમ નહોતુ, તેથી તેમના હાથમાથી છૂટવાને દેવને પણ ઘણી સાવચેતી રાખવી પડી દ્વારકાથી ડાકોર ઘણુ દૂર છે ને બોડાણા પાસે તો માગી આણેલી "વે'લ" અને "ઘરડા ધગડા રે ઘણા બેલ" આ સાધન હતા. પણ ભગવાનને તો ડાકોર જવુજ હતું તેથી પરચો બતાવ્યો, અને થોડા જ સમયમા "વાયુથી વિશેષ" વેગે ડાકોર પહોચી ગયા. દ્વારકાના પૂજારીઓ–ગુગળીઓને–ખબર પડી કે તે લોકો પણ તરત એમની પાછળ ધાયા. અતે એમના હાથમા પડતા બચાવવાને શ્રી કૃષ્ણની મૂર્તિને દ્વારકાની ગોમતીજી ને નામે અહીં જે ગોમતીજી છે તેમા પધરાવી દીધી ભગવાને પછી ગુગળીઓને પણ સમજાવી લીધા અને મૂર્તિ અતે ગોમતીજીમાથી કાઢી ડાકોરજીમા સ્થાપન કરવામા આવી દરેક પુનેમે ગુજરાતના જુદા જુદા ભાગમાથી હજારો જાત્રાળુઓ ત્યા ભેગા થાય છે

**બોડાણાની મૂછનાં પદ.**

બોડાણા અને તેની સ્ત્રીની અડગ ભક્તિ, જેને લીધે ભગવાન ગુજગતમા આવી વસ્યા તે અમર કરવાને નરભેરામે છસે પદ લખ્યા છે ગુજરાતને અભિમાન લેવા જોગ આ કામ બોડાણાએ કર્યું તેથી આ પદને એણે "બોડાણાની મૂછના પદ" નું નામ આપ્યુ છે.

બોડાણાને ગુજરાતનો "તારનાર" કહી "વખાણવા લાયક" પાચ મૂછ ગણાવતા એ કહે છે કે —

"મહેતો, બોડાણો, પુડરિક ત્રીજા,
ચોથા શુક જતિ,
"પાચમી મૂછતો કેની વખાણું,
લાવ્યો ગગા ભાગીરથી

તેમા "પુડરિકે લક્ષ્મીવર ઘેર રાખ્યા" હતા. શુકજીએ "કેવળ અમૃતપાન" રૂપ "શ્રીમદ્ ભાગવત્" નુ શ્રવણ કરાવ્યુ હતું ભગિરથ "સ્વર્ગભુવન થકી ગગાને ભૂતળે" લાવ્યા હતા અને મ્હેતેજીએ કહી કહીને "લક્ષ્મીનો નાથ" રાખ્યો હતો અને "બોડાણો પ્રત્યક્ષ પ્રભુ ઘેર લાવ્યો" આગળ ચાલતા પરાક્રમમા એ બોડાણાને બલિરાજા, હરિશ્ચદ્ર, બ્રહ્મા, ઇંદ્ર અને સૂર્યથી "સવાયો" "ચાસણી વા અધિક" ગણાવે છે પદો વાચવા લાયક છે

**હરીદાસ.** હરીદાસ (ઇ. સ. ૧૭૭૪) નો જન્મ જુનાગઢ પાસે કુતલપુર–કુતીઆણામા થયો હતો એ ન્યાતે ક્ષત્રી હતો એને રણછોડજી દીવાને નોકરી આપી હતી અને તેથી એ તેનો આશ્રિત હતો. એણે શિવવિવાહ તથા બીજા વેદાતનાં પદ લખ્યા છે, જે મોટે ભાગે કુતીઆણા ને બરડાની આજુ-બાજુ સાધુ, વેરાગીઓમા પ્રચલિત છે એની ભાષા પ્રાતિક ગુજરાતી છે, અને તેમા ઉર્દૂ શબ્દો ઘણી છૂટથી વપરાયા છે સૌરાષ્ટ્રમા મુસલમાની રાજ્યનું તે વખતે કેટલુ પ્રબળ હતુ તે આ ઉર્દૂ શબ્દોપરથી દેખાય છે.

આજ નામનો એક બીજો કવિ પણ થઈ ગયો છે તેણે કાલિકા માતાનો ગરબો રચ્યો છે તેમાં દેવી પર બદનજર કરવાથી પતાઈ રાજાનું રાજ્ય નાશ પામ્યુ તે વર્ણવ્યુ છે

ગોવિંદરામ (ઇ સ ૧૭૮૧–૧૮૧૪) ભરૂચ જીલ્લાના આમોદનો ઔદિચ્ય બ્રાહ્મણ હતો. એણે પણ વલ્લભભટ્ટની માફક "કલિજુગનો ધર્મ" નામે કવિતા લખી છે પણ તે વલ્લભ કરતા વધારે અસરકારક છે અને તેની પંક્તિએ પંક્તિ–હૃદયભેદક છે

ગોવિંદરામ

પ્રથમ "કલિજુગના બ્રાહ્મણના લક્ષણ" કહી સભળાવે છે—

"ઉત્તમ જાતિ માણુસ થઇને, કરશે મદિરા પાનજી

× × ×

"કન્યાઓના પૈસા લેશે, દેશ પ્રદેશે દેશીજી

"શાસ્ત્ર પુરાણને ભણવા મેલી, વૈદા કરી ધન લેશે રે,

ક્ષત્રી પર ઉતરતા એ કહે છે કે—

"ગૌ બ્રાહ્મણ સાધુ સેવામા, ક્ષત્રી નિત્ય અનુરાગે રે,

"તે સર્વે ત્યાગીને ક્ષત્રી, કરશે પાપ અનેકજી રે,

"તેમજ દાન પુન્ય હરિભક્તિ, ત્યાગી દેશે છેક રે.

× × ×

"રાજા ને રાજાના ચાકર, લાચ લોકની ખાશેજી રે,

"જુઠી જુઠી સાખ્યો પુરી, અવળા ન્યાય તોળાશે રે

પછી વૈસ્યના દોષ ગણાવે છેઃ—

"કેટલાક માણુસ દીકરીઓને, બાળપણામા હણુશે રે,

"પરણાવ્યાનુ દામ ખરચ્યાની, દાઝે પાપ નહિ ગણુશે રે.

× × ×

"કુડાં રાખશે કાટલા ઘરમા, લોકને ઠગવા સારૂજી રે,

"ઓછુ દેશે અદકુ લેશે, કરે કર્મ નઠારૂં રે

× × ×

" કૃષ્ણ નામનું માહાત્મ ગાઇને, છીનાળા બહુ કરશેજી રે,
" પ્રગટ પ્રભુની નિંદા કરશે, અસદ્ ગુરૂ અનુસરશે રે

ત્યાર પછી—

" શૂદ્ર જાતિ માણસ કહાવે તે ગુરૂ થઈ જગ ફરશેજી રે,
× × ×
" અસત્ પુરૂષ ગુરૂ થઇ ફરશે, કાન ફૂકી ધન લેશેજી રે,
' વેદ પુરાણ શાસ્ત્ર હરિમૂર્તિ, સૌને ખોટા કહેશે રે
× × ×
" ભગીની, સુતા, પુત્રની નારી, તેનો સંગ નિત્ય કરશે રે

સ્ત્રીના લક્ષણ પછી વર્ણવે છે—

" સાસુની શિખામણ વહુઓ, અતંગમા નહીં ધારેજી રે,
" માતાને વહુ નિત્ય દબાવશે, તોયે પુત્ર નહીં વારે રે
" દીકરા પણ વહુનો પક્ષ લઇને, માત પિતાને લડશેજી રે
× × ×
" ધણીઓને વહુઓ ધક્કા મારશે, પર નર દેખી રાજીજી રે,

આમ છતા પણ પુરૂષ,

" વહુને સારૂં લગાડવા કાજે, જેમ કેહે તેમ કરશેજી રે,
" નારી વશ થઇ કામ સહુ કરશે, નફ્ફટ થઇને ફરશેરે
" ધણીઆણીના ધોશે વસ્ત્ર, હાથે રાધશે હાલીજી રે,

પછી કુટુંબકલેશ વર્ણવે છે.—

" બાળકનું ઉપરાણું લઇને, ભાઇ ભાઇ સંગ લડશેજી રે,
" તુછ પદારથ સારૂ બંધવ, એક બીજાને નડશે રે

અંતમાં કહે છે કે.—

" ગીતામાં અર્જુનને કીધુ એ, કૃષ્ણ પ્રભુ શ્રી સુખજીરે,
" અધર્મ કલિના વિંટયા માણસ, મુજથી થાશે વિમુખ રે,

"ત્યારે હુ પૃથ્વીમા પ્રગટીશ, ધર્મના સ્થાપન સારૂજી રે,
"અધર્મ કલિનો નાશ કરીને, તારીશ જીવ હજાર રે

આ સિવાય એણે બીજી કવિતા પણ લખી છે, પરતુ તેની શૈલી આવી જ છે ને તે દરેકમા આ યુગમા પ્રવર્તતા અનાચાર પર કટાક્ષમય ભાષામા ચાબકા માર્યા છે

એક નાના કાવ્યમા અર્વાચીન હિંદુધર્મમા બનેલો આશ્ચર્યકારક પ્રસંગ એણે વર્ણવ્યો છે અને તે અલીખા નામના એક પઠાણને વલ્લભાચાર્યે વૈષ્ણવ ધર્મમા લીધો હતો તે છે. આ અલીખાં એ સંપ્રદાયના મુખ્ય "ચોર્યાસી વૈષ્ણવ" માનો એક ગણાય છે.

મુસલમાનનુ વૈષ્ણવ થવું

આ યુગમા થઇ ગયલા ચોવીસ પચ્ચીસ જૈન કવિઓમાથી, તે સમયના જૈનો કેવી કવિતા લખતા તેના દષ્ટાત રૂપે ઉદયરત્નને ( મ ૧૭૬૯, ઇ સ ૧૭૧૩ ) લઇશુ એ ખભાત, પાટણ વિગેરે સ્થળે રહીને લખતો અને એની "શીલની નવ વાડ" ગુજરાતી સાહિત્યમા પ્રસિદ્ધ છે એના કહેવા પ્રમાણે આ નવ વાડો વડે ઘણી લાલચો પરહરી શકાય છે

ઉદયરત્ન. જૈન કવિનુ દષ્ટાત.

પહેલી વાડમા શીલવાળાને સ્ત્રી રહેતી હોય તેવા કોઇ પણ સ્થાનમા ન વસવા ઉપદેશતા કવિ કહે છે કે—

શીલની નવ વાડ

"જેહા હોવે વાસો હોજી, સહજે માજારનો,
"જોખમ તિહા મુષકની જાતને જી
"તેમ બ્રહ્મચારી હોજી, નારીની સંગતે,
"હારી રહે શીળ સુધાતને જી.

બીજી વાડમા સ્ત્રી સાથે સભાષણ તજવાનુ કહે છે—

"લિંબુ દેખી દૂરથી જ્યમ, ખટાશે દાઢો ગળે,

× × × ×

"તેમ વ્રતિના ચિત્ત વિણુશે, વેણુ સુંદરીના શુણી

× + × ×

ત્રીજી વાડે

"આસન છાંડો રે, સાધુજી નારીનુ રે,

મૂર્ત લગે સુ વિશેષ

"કોહલા કેરીરે ગધ સંયોગથી રે,

જેમ જાય કણુકનો વાક,

"ત્યમ અબળાનુ રે આસન સેવતા રે,

વિણુશે શીળ સુરગણુ પાક

ચોથી વાડમા સ્ત્રીને નહીં નીરખવાનો ઉપદેશ છે—

"દિનકર સામુ દેખતા હો રાજ,

જગમા નયણે ઘટે જ્યમ તેજરે, સવેગી,

"ત્યમ તરૂણી તનુ પેખતા હો રાજ,

હીણુ થાય શિયળ સહેજરે, સવેગી

પાચમી વાડમાં "કુહ, તટપગ" જ્યા જ્યા "કામની"ના "કકણાદિક,"ને "સ્વર" પણુ આવતો હોય તે સ્થળે ત્યાગવાનુ કહે છે—

"અગ્નિ પાસે જેમ ઓગળે, ભાજન માહિ ભરીઆ,

"લાખ ને મીણુ જાએ ગળી, ન રહે રસ ધરીઆ,

"ત્યમ હાવ ભાવ નારી તણા, હાસું ને રૂદન

"સાંભળતા શીળ વીધરે, મન વેધે મદન.

છટ્ઠી વાડમાઃ—

" અવ્રતિપણે જે જે આગે, કામ ક્રીડા બહુવિધ કરીજી,
" વ્રત લઇને વિલસિત પહેલા, રખે સંભારો દિલ ધરીજી.
" અગ્નિભર્યા ઉપરે પૂળો, મેલ્યો જિમ જ્વાળા વમેજી,

તેમ પહેલાનુ વિષય સુખ સભારતા, પુરૂષને,

" વ્યાકુળ થઇને શીળ વિરાધે, પછે થાય મન ઓરતોજી

સાતમી વાડમા "સરસ આહાર" તજવાનો ઉપદેશ છે આઠમી વાડમા "અતિ આહાર" તજવાનુ કહે છે —

" જ્યમ શેરના હો માપ માહિ બશેર,
" ઓરીને ઉપર દીજે ઢાકણુ,
" ફાટે તોલડી હો ખિચડી ખેરૂ થાય,
" ત્યમ અતિ માત્રાએ વ્રત બગડે ઘણું

છેલ્લી વાડે કવિ કહે છે કેઃ

" નવમી વાડે નિવારજો રે, સાધુજી શણગાર,
" શરીર શોભાયે શોભે નહીં રે, અવની તળ અણગાર

× × ×

" ધોઇને ધરણી ધર્યું રે, જ્યમ રત્ન હાર્યું કુભાર,
" ત્યમ શીળ રત્ન હારશો રે, જો કરશો શણગાર

અતમા સામાન્ય શિક્ષા રૂપે કવિ કહે છે કેઃ—

" એકલી નારી સાથે, મારગે ન જાવુ હો, વળિ વાટે વાત ન કીજિયે,
" એક શેજે નર હોય, શીળવત ન સૂવુ હો, સહેજે ગાળ ન દીજિયે.
" ન સુવાડે નિજ પાસ, સાડા છ વરસની હો, પુત્રીને પણ સેજમા,
" સાત વરસ ઉપરાત, સુતને પણ ન સુવાડે હો, શીયળવતી સેજમાં

**રત્નો.** રત્નો ખેડાનો ભાવસાર હતો એણે સં ૧૭૯૫ (ઇ સ ૧૭૩૯)મા કૃષ્ણ વિરહના "મહીના" લખ્યા છે

**જીવરામ ભટ્ટ અને એનુ રૂપકાત્મક કાવ્ય** જીવરામ ભટ્ટ અમદાવાદ તાબે ધોળકાનો રહીશ હતો. એણે પ્રેમાનદના "વિવેક વણઝારા'નુ અનુકરણ કરીને "જીવરાજ શેઠની મુસાફરી" લખી છે. જીવરાજને માલ "વોરવા વિદેશમા" એના પિતા "શિવરાજ" તરફથી મોકલવામા આવે છે દૈવયોગે "ભવાબ્ધિ'માં "દેહ નાવ" સાપડે છે, અને 'નિવૃત્તિ"રૂપી સ્ત્રીને વરે છે તેનાથી એને "ભક્તિ" નામે પુત્રી અને "જ્ઞાન" નામે પુત્ર થાય છે આવા "સુસગ"થી જ્યારે " લિંગ દેહ ત્યાગીને એ વિદેહ પરવરે " છે ત્યારે અતમા " જીવરાજ શીવરાજમા " મળી જાય છે રૂપક સમજાવતા એ " જીવરાજ "ને લિંગ દેહરૂપે ઓળખાવે છે. મુસાફરી અને તેને અગની ચિતા તે મોક્ષ મેળવવાનો પ્રયત્ન છે. આ કવિતા એણે સ ૧૮૦૦ મા (ઇ સ. ૧૭૪૪) મા લખી છે.

**માધવદાસ** માધવદાસ, સુરતના વાલ્મિક કાયસ્થ સુદરદાસનો પુત્ર થતો હતો. (ઇ સ. ૧૭૨૧ મા) એણે સરળ ભાષામા દશમ સ્કધ, રૂક્મિણીહરણ અને ઓખાહરણ રચ્યા છે, પણ કવિતા દમ વિનાની છે



## પ્રકરણ ૭ મું.

### ઓગણીશમા શતકના પ્રથમાર્ધમાં થયલા કવિયો.

કેટલાક કવિયો જેમનો જન્મ અઢારમા શતકમા થયેલો પરંતુ જેમના ગ્રંથો ઓગણીશમા શતકમા લખાયા છે તેમને આ શતકમા ગણ્યા છે, આ વિભાગ માત્ર શતકાનુસાર પાડવામા આવ્યા છે જો કે પાછલા શતકના અને ચાલુ શતકના પૂર્વાર્ધમા રચાયલા સાહિત્યના વલણમા કોઈ રીતનો ફેરફાર થયલો જણાતો નથી. સાહિત્યના મુખ્ય અંગની નજરે જોતા તો આ નવા શતકનો પૂર્વાર્ધ તે જુનો શતક ચાલુજ રહ્યો છે એમ જણાય છે. આ શતકનો પૂર્વાર્ધ જ લેવાનુ કારણ કે તે અર્ધભાગના મધ્યમા બલ્કે તે પૂરો થયાના સમયમાજ આ પ્રાંતમા ઈંગ્રેજી કેળવણી આપવાનો આરંભ થયો, અને તેને લીધે જેમ હિંદના બીજા ભાગોમા થયુ તેમ આપણે ત્યા પણ સાહિત્ય સબંધે મોટો ફેરફાર થવા માડયો

*ગયા શતકની અસર આ શતકમાં પણ ચાલુ*

આ સદીના પૂર્વાર્ધમા તો શૈવ-વૈષ્ણવ-શાક્ત-જૈન સર્વ પોત પોતાના સંપ્રદાય ઉપર કાવ્યો લખતા અને પદો ગાતા ગયા, અને વધાગામા સાધુઓનો એક નવો વર્ગ, સહજાનદ સ્વામીના પ્રમુખપણા નીચે નીકળી આવ્યો, જેમણે વળી પોતાના સંપ્રદાયને લગતા ભજનો, કાવ્યાદિ રચવા માડ્યાં અને ચારસે વર્ષ ઉપર મીરાબાઈએ જે માળા ગુંથવી છોડી દીધી હતી તે ગુંથનારી, સ્રી કવિયોના એક ગુચ્છે દેખા દીધી. ઇ. સ ૧૮૫૦ સુધીના આ સમયના આ વિશિષ્ઠ લક્ષણ છે

*ફક્ત બે બાબત સિવાય*

ભક્ત નામ ધરાવતા ૭ સાત મુખ્ય કવિયોમા ધીરા ભક્તનું સ્થાન

ઉચ્ચ કોટીમા ગણાય છે વડોદરાના સાવલી પ્રગણાના ગોઠડા ગામનો એ બ્રહ્મભાટ હતો એ કોમ સ્વચ્છંદી અને તુંદમીજાજી ગણાય છે. એની સ્રી જતનબા તામસી મીજાજની હતી એ એની મામી થતી હતી અને મામાના મૃત્યુ પછી ધીરાએ એની સાથે નાતરૂ કરેલુ કહેવાય છે. એને વાગ્સામા થોડા ખેતરો મળ્યા હતા અને બાદરવાના ઠાકોર તરફથી તેની હદમા થતા લગ્ન ઉપર વર પાસેથી આઠ આનાનુ દાપુ લેવાનો-"તોરણ ઘોડા" નો-એને હક મળ્યો હતો આ દાપાથી એને ઠીક પેદાશ થતી એક દરે એની આર્થિક સ્થિતિ ઠીક હતી એને ન નપણમા કેળવણી મળેલી નહીં પણ એ તેર ચૌદ વર્ષનો થયો ત્યારે એક ગરકારી સન્યાસીના સંસર્ગમા આવ્યો તેને એણે પોતાના ગુરૂ ગણ્યા છે અને જે જ્ઞાન એના પદોમા ઝળકી રહ્યુ છે તેની પ્રસાદી આ ગુરૂ પાસેથી એને મળેલી એણે પોતાનાં કેટલાક પદમાં ગુરૂ શિષ્યના ધર્મ સવિસ્તર વર્ણવ્યા છે અધકારમાં

ગુરૂ ભક્તિ

જ્યોતિ પ્રગટાવનાર ગુરૂ ઉપ`નો ભક્તિભાવ આ પદોમા છલકાઈ જાય છે એને ન્સ્કૃત આવડતુ નહોતું, ૧હ દીનુ જ્ઞાન સ્હેજસાજ હતુ તેમ છતા પણ એની કવિતા ઉપર ટપકેથી તપાસતા પણ માલમ પડે છે કે યોગ અને જ્ઞાનના સૂત્રોની એની સમજ, સંસ્કૃતના અજ્ઞાન છતા પણ ઉંડી હતી યોગ કરતા જ્ઞાનને એ ચઢીઆતુ માનતો અને આત્મજ્ઞાન તરફ એનુ વલણ અખાના જેટલુજ મજબૂત હતું એની કવિતાપરથી જણાઇ આવે છે કે એણે અખાના કરતા વધારે સરળ બાનીમા, લોકોને ગમ પડે એવી રીતે, આત્મજ્ઞાન સમજાવ્યુ છે લોકોમા પોતાના કાવ્યની જાણ પણ થાય અને તે પ્રસિદ્ધિ પણ પામે એવી એક નવીન રીતની ધીરાએ યોજના કરી હતી એ મહી નદીને કાઠે રહેતો ને વારવાર નદીએ સ્નાન કરવા જતો,

અખા કરતા કવિતા લોકપ્રિય

પોતાના કાવ્ય કેવી રીતે પ્રસિદ્ધિમા આણ્યાં

તે સમયે એ પોતાના પદો કાગળના કકડાપર લખીને સાથે લઇ જતો. એ કાગળો પછી એ તુમડીમા કે વાસની ભુગળીમા મૂકીને તેને ડુચો દેતો અને પછી નદીમા વહેતા મૂકી દેતો ત્યાથી તે તણાતા તણાતા કિનારાના ગામોમા અથવા પ્રાતના જુદા જુદા ભાગોમા જઈ પહોચતા લોકો એ તુમડી કે ભુગળીનો ડુચો કાઢી નાખી તેમાંથી પદ કાઢી વાચતા.

ધીરાને શિષ્યો ઘણા હતા પરતુ કવિની પદવી આપી શકાય એવો તો એક બાપુ સાહેબ ગાયકવાડજ એનો શિષ્ય થઈ ગયો. એના લખેલા ગ્રથ તો આઠ નવ* છે પરતુ એની ખ્યાતિનુ મુખ્ય કારણ તો એના લખેલા એક જાતનાં પદ જેને કાફી કહે છે તે છે. કાફી લખવામાં એ એક્કો હતો ને ગુજરાતનો કોઇ પણ કવિ "કાફી" મા તો એને પહોચે એમ નથી.

**એના શિષ્યો.**

**ધીરાની કાફીઓ**

એની "સ્વરૂપની કાફીઓ" મા એણે ગુરૂ શિષ્યના ધર્મ વિશે બરાબર સમજ આપી છે, અને ધન, જોબન, મદ, શરીર અને મસારના વ્યવહાર એ સર્વ કેવા ક્ષણિક છે તે બતાવ્યુ છે ભાટ અથવા બારોટ રાજકવિ અને ગવૈયાના વશજો હતા તેથી એ કોમની સ્વાભાવિક પ્રેરણાથી એની કવિતામા રસ, જુસ્સો આવ્યાં છે અને શૈલી પણ ચૈતન્યવાળી છે કાફીઓ લખવામા એણે લોક વ્યવહારમા વપરાતા શબ્દો વાપર્યા છે એણે કઠણ, અપરિચિત શબ્દોનો ઉપયોગ કર્યો નથી સરળ ભાષામા પોતાને કહેવુ હતુ તે એણે કહ્યુ છે તેથી એની "કાફીઓ" અખાના "છપ્પા" કરતા વધારે લોકપ્રિય થઈ છે. એ લોકોને સમજાવીને કામ લે છે, અખાની માફક ચાબખાનો માર મારી તેમની ચામડી ઉતારી નાખતો નથી એની એક ઘણીજ લોકપ્રિય કાફી દૃષ્ટાત રૂપે આપી છે.—

---

* રણયજ્ઞ, સ્વરૂપની કાફીઓ, મતવાદી, આત્મબોધ, જ્ઞાનકક્કો, યોગમાર્ગ, પ્રશ્નોત્તર માલિકા, અવલવાણી, છૂટક પદ, ગરબીઓ, ઘોળ

"ફુલ્યો શુ ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમા પડયો
"મનુષ્યદેહ રૂપી રે ખોયો મણી હાથ ચઢયો
"ડાહ્યો થઇ દુનીઆમાં ફરે છે, તેણે શુ સર્યું તારૂં કાજ ?
"તે ન જાણ્યું જે જાવું પલકમા, કેમ કરી રહેશે લાજ,
"ડહાપણુ તારૂં જાણ્યુ રે, જ્યારે જમ હાથ ચઢયો.
× × ×
"મનમાં લે શિખામણુ મારી, મમતા મૂકી પરી,
"કર સ્મરણુ સરજનહારનું, જનમ સફળ લે કરી,
"દાસ ધીરો કહે છે રે, સૌથી તું સરસ નીવડયો

**નીરાંત ભક્ત**

વડોદરાની પાસેના દેથાણુના પાટીદાર નીરાત "ભગત"ની (ઇ સ. ૧૭૭૦–૧૮૪૬ ), ભાષા વળી ધીરાથી પણુ કોમળ છે ડાકોરની આજુબાજુ રહેનાર લોકો પ્રમાણે એ પણુ હાથેલીમાં તુળસીનો છોડ ઉગાડી દર પૂનેમે ડાકોરજી જતો. ત્યા જતા રસ્તામા એક સમયે મીયા સાહેબ નામે મુસલમાન એકજ ઇશ્વરને માનનાર અને મૂર્તિ પૂજાનો વિરોધી એને મળ્યો. તેની સાથે ચાલતા ચાલતા પોતપોતાના ધર્મ ઉપર બંને જણાએ ચર્ચા કરવા માડી અને તેણે આખરે પોતાના હિંદુ સોબતીની ખાત્રી કરી કે આપી ઇશ્વર તો દરેકની પાસેજ રહે છે ને તેને શોધવા, તુળસી હાથમા વાવી, દર પુનેમે ડાકોર જવુ એનો કાઇ અર્થ નથી.

**બ્રહ્મજ્ઞાનની શોધ.**

એ વાત નીરાંતને ગળે ઉતરી અને એણે તે મુસલમાનને પોતાનો ગુરૂ માન્યો આ દંતકથા સત્ય હોય કે કલ્પિત હોય તોપણુ તે ઉપરથી એક એ સાર નીકળે છે કે કવિનું મન કોઇ કારણુથી મૂર્તિપૂજા ઉપરથી ઉઠી ગયુ ને માત્ર બ્રહ્મજ્ઞાન વડેજ મોક્ષ મળે છે એ સૂત્ર તેણે અંગીકાર કર્યું આથી કરીને એની કવિતામા આ બંને મતની છાયા દેખાઈ આવે છે.

નીરાંતને બે સ્ત્રી ને આઠ છોકરા હતા. એમા વજેરામ (?) જે હજી પણ હયાત છે પોતાનો ઘણોખરો સમય એ વડોદરામા ગાળતો.

શિષ્ય વર્ગ

એને સત્તર શિષ્ય હતા તેમાં વણારશીબાઇ, ગીરજાબાઈ અને જમનાબાઈ નામે ત્રણ તો સ્ત્રીઓ હતી એના શિષ્યોમા બાપુ સાહેબ ગાયકવાડ મુખ્ય છે. તે એની પાસે ધર્મ જ્ઞાનનો ઉપદેશ લેવા આવેલો, જો કે પ્રથમ તો તે

એનો પ્રતિસ્પર્ધી એનો શિષ્ય થયેલ.

ધીરા ભક્તનો શિષ્ય થયો હતો. વાઘોડીઆનો મછારામ નામે એક બ્રાહ્મણ એનો પ્રતિસ્પર્ધિ હતો. ૧૮૦૧ મા વેદાંતના કેટલાક પ્રશ્નો કવિતા રૂપે એક પત્રમા લખીને એણે મછારામને મોકલ્યા એ પત્રની શૈલી પરથી લખનારનો સ્વભાવ જણાઈ આવે છે શૈલી નમ્રતાનો નમુનો છે—પોતાને બ્રાહ્મણની "પદરજ" તરીકે ઓળખાવી અંતમા કહે છે કે –

"સંતોને શરણે જે ગયો, તેનુ તો કારજ સિદ્ધ થયુ;
"નીરાંત મછારામ શરણે, નિરંતર અંતર ગમ્યુ.

આ પત્રનો મછારામથી ઉત્તર અપાયો નહીં અને એ પણ નીરાંતનો શિષ્ય થયો એની કવિતામાં સ્ફુરી આવતી

ભાષા મિશ્ર પણ સરલ.

શાંતિ અને કોઈ પણ રીતની હોસાતોસીનો અભાવ એજ એનો શાંતિપ્રિય અને ઠંડો નમ્ર સ્વભાવ પ્રતિબિમ્બિત કરે છે. નીરાંતની કવિતામા ઉર્દૂ શબ્દો પુષ્કળ મળી આવે છે એ સિવાય એની ભાષા શુદ્ધ અને સરળ છે.

બ્રહ્મની વ્યાખ્યા

બ્રહ્મની વ્યાખ્યા એ નીચેની બે પંક્તિઓમાં આવે છે –

"રૂપ નહીં જેને ગુણ નહીં, ને નામ નહીં છે એવું,
"કંઈએ નહીં સરવશ તેનુ, વૃક્ષ બીજ છે જેવુ.

એના નામ, નીરાતનો અર્થજ શાંતિ, ચિંતાનો અભાવ થાય છે.

બાપુસાહેબ
ગાયકવાડ

બાપુસાહેબ ગાયકવાડ (ઇ સ ૧૭૭૯–૧૮૪૩) વડોદરાના ઉચ્ચ કુટુંબનો મરાઠા સરદાર હતો. ઘોડેસ્વારીમા, કુસ્તી કરવામા, તરવાર ને પટાબાજી વિગેરે ખેલવામા પોતાના દરજ્જાને છાજે એવી નિપુણતા મેળવવામા એનો સમય જતો. આ સર્વને સાહિત્ય અથવા ધર્મ સાથે કાઇપણ સબધ નહોતો છતા નાનપણથીજ દેવસ્થાનોમા જવાનો એને શોખ હતો ને ત્યા જે કોઈ સાધુ સન્યાસી મળે તેને ધર્મ સબધી પ્રશ્નો પૂછતો. તેનો જો સતોષકારક ઉત્તર મળે તો ઠીક, નહીં તો તેનો તિરસ્કાર કરતો એનો નાનપણનો શોખ મોટપણમા ધીરા અને નીરાતના ઉપદેશથી પોષાયો અને ખીલ્યો. એનો પિતા એને ગોઠડે એટલે ધીરાભક્તને ગામ, પોતાની જમીનની દેખરેખ રાખવા મોકલતો. ત્યા ધીરાએ એને ધર્મ સંબધી જ્ઞાન આપવા માડ્યુ, અને તે ધીરાનો શિષ્ય થયો અને ગુરૂની સેવા હુક્કો ભરવા જેવા હલકા કામ સુધીની પણ દઢ નિશ્ચયથી એણે કરી. વડોદરે પાછા ફર્યા પછી એ ગૃહસ્થ મટીને ભગત બની ગયો એટલે કે સતના સમાગમમા રહી તેમની સાથે ધાર્મિક વિષયોની ચર્ચા કરવામા, ભજનો ગાવામાં અને ભજનો લખવામા પોતાનો સમય ગાળવા લાગ્યો એમ છતા પણ થોડો વખત તો ગાયકવાડ સરકારની નોકરી કરવી પોતે ચાલુ રાખી પણ એનું ચિત્ત કામપર ચોટતું નહીં ને કસુરો થતી, એ કસુરો માફ કરાવવા એ પોતે શ્રીમત સરકાર પાસે પરભાર્યો ચાલ્યો જતો અને ત્યા પોતાનાં પદ ગાઇને સરકારને એવા પ્રસન્ન કરતો કે તેઓ ભૂલની તરત ક્ષમા આપતા

નરસિંહ મહેતાની માફક બાપુ સાહેબ પણ મડળીઓમા ભજન કરતો. અને નરસિંહ મહેતાની માફક એને પણ વડોદરાના

**ભજનની લેહ.** ઢેડ લોકોએ ભજન ગાવાનું આમત્રણ કરેલુ. બાપુ સાહેબે એ આમત્રણ સ્હેજ પણ આનાકાની વગર સ્વીકાર્યું એના બાપને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે પુત્રની આ રીતભાતથી એને લાગ્યુ કે આ છોકરાએ નામ બોળ્યુ છે, અને તેથી એને પોતાના ઘરમાથી કાઢી મૂક્યો બાપુ સાહેબ ઘણી ખુશીથી પિતાની આ આજ્ઞા પાળી બીજા ઘરમા રહેવા ગયો એની સાસુએ પણ એને ઠપકો દીધો. તેનો ઉત્તર એણે નીચેના પદમા ઘટાવ્યો છે:—

" અમે બગડ્યા, અમે બગડ્યા, લેજો જાણી રે,
" ભાઈ અમે બગડ્યા, અમે બગડ્યા, લેજો જાણી
× × ×
" પારસ સગથી પત્થર જોને બગડ્યા,
" થયો પારસ તે જાણે કોક જ્ઞાની રે,
" તમે બગડો તો ભાઈ એવા બગડજો,
" ત્યારે તો મટે ચોર્યાશીનીજ ઘાણી રે
" સદ્દગુરના સંગ થકી સેવક જુઓ બગડ્યો,
" જેણે સત્ નામ લીધુ છે છાણી રે

થોડાક વર્ષ પછી એના સગાઓ એને મનાવી પોતાના બાપીકા ઘરમા બોલાવી લાવ્યા.

ગુજરાત કાઠીઆવાડમા મરણ બાદ, ઠાઠડી લઇ ગયા પછી, સ્ત્રીઓ ગોળ કુડાળુ વળીને રાજીઆ ગાય છે આ રાજીઆ*

---

*રાજીઆ નામ પડવાનુ કારણ એ હોઈ શકે કે એમા મરનારને રાજા સાથે સરખાવવામા આવે છે જેમ રાજાના મૃત્યુથી પ્રજાને ખોટ જાય છે તેમ મરનારના મૃત્યુથી કુટુંબને ખોટ જાય છે સ્ત્રીઓ એક બીજાની સામ સામે ઉભી રહી કૂટતા કૂટતા પરસ્પર મેણા ઓઠા પણ મારે છે દાખલા તરીકે જો કોઇ બાઇ વિધવા થઇ હોય તો તેની મા-બેન, એ બાઇને સાસરામા સાસુ નણંદે દીધેલું દુખ સંભારી સભારીને કૂટતી વખતે તથા છેડો વાળતી વખતે મેણા મારે છે

રાજીઆ — મા મરનારના ગુણ વધારી વધારીને ગાવામા આવે છે. રસ્તે જતા બાપુ સાહેબે એક આવો રાજીઓ સાભળ્યો રાજીઆનુ નિઃસારપણું તથા ગાનારીઓનુ અજ્ઞાન જોઈ એનાપર ઉડી અસર થઇ. આથી એણે "રામરાજીઓ" એ નામે એક રાજીઓ રચ્યો છે તેમા એણે કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર અને ઇર્ષ્યા એ મનુષ્ય જાતિના ષડ્ રિપુ ઉપર વિવેચન કર્યું છે નીરાતને બતાવતા તેણે એ રાજીઓ પસદ કર્યો અને આજે પણ ઘણી જગ્યાએ સાધારણ રીતે ગવાતા રાજીઆને બદલે આ રાજીઓ કેટલીક સ્ત્રીઓ ગાય છે.

એણે કાવ્યનુ મોટુ પુસ્તક એકે લખ્યુ નથી, પરતુ એના લખેલા નાના નાના પદ ઘણા સગ્રહી રાખવામા આવ્યા છે.

એની કવિતા શુદ્ધ ગુજરાતીમાં છે — જો કે એ જાતે મરાઠો હતો તો પણ પોતાની ભાષા, મરાઠીના, સ્હેજ પણ અશ વિનાની, શુદ્ધ ગુજરાતી એણે વાપરી છે. ભાષાની કેટલીક પ્રાતિક ખાસીયતો, ગુજરાતના અમુક ભાગ યા ગામમા વપરાતા કેટલાક ખાસ શબ્દો, એણે એવી રીતે પોતાની કવિતામા વાપર્યા છે કે જાણે એ મરાઠા કુટુંબને બદલે કોઇ ગુજરાતી બોલતા કુટુબમા જ ન જન્મ્યો હોય એવું લાગે છે

ગુરૂ ઋણનો સ્વીકાર. — એણે પોતાના એ ગુરૂ–ધીરા અને નીરાતના ઉપકારોનો–ઋણનો–સ્વીકાર ઘણે સ્થળે કર્યો છે.

દુનીઆદારીનુ સૂક્ષ્મ જ્ઞાન એની કવિતામાં ઠેર ઠેર જણાઈ આવે છે.

કજીઓ ન કરવાની હિંદુ મુસલમાનને સલાહ. — હિંદુ મુસલમાનનો પ્રભુ એકજ છે માટે તેમનામાથી કોઇએ પણ એક બીજા સાથે ઝઘડો કરવો નહીં એવો ઠેર ઠેર ઉપદેશ આપતા એ કહે છે કેઃ—

"રામ અને રહેમાન તમે એક ભાઇઓ જાણજો,
"કૃષ્ણ ને કરીમ એક કહીએ

"વિષ્ણુ બિસમીલ્લામા ભેદ નથી ભાળ્યો,
"અને અલ્લાહ અલખ એક લહીએરે

પોતાના મનોભાવ એ નીડરપણે દર્શાવતો અને રહેણી કરણીમા પણ સ્વતત્ર હતો અને ખરેખર અલ્લા અને અલખને એક ગણી લોકોને તેવો ઉપદેશ કરવો, એ સ્વતત્ર મગજ વગર બની શકે જ નહીં

**પ્રેમાનદ સ્વામી.**

સહજાનદસ્વામીના અનુયાયીઓએ પવિત્ર ગણેલા ત્રણ મુખ્ય ધામો-માના એક, કાઠીઆવાડમા આવેલા ગઢડા ગામમા પ્રેમાનદ સ્વામી (ઈ સ. ૧૭૭૯ થી ૧૮૪૫) રહેતા એને સંગીતનુ સારૂ જ્ઞાન હતું અને એ સ્રાતો બજાવતો પણ ઠીક. પોતાને "ગોપી" અને કૃષ્ણને "રસીઓ" સબોધી એણે કૃષ્ણલીલા ગાઈ છે, તેથી એને "પ્રેમાનદ સખી" પણ કહે છે

**સહજાનંદનો અનુયાયી**

સ્વામીનારાયણ સપ્રદાયના સ્થાપક સહજાનદ સ્વામી જેમની સાથે એ રહેતો, તેમના "વિજેગની ગરબી" જ્યારે એ ગાતો ત્યારે શ્રોતાઓની આખમાથી આસુ વહેતા કૃષ્ણને ધરાવવાની "થાળ"નુ પદ એણે રચ્યુ છે ગુજરાતની શ્રેષ્ઠ રસોઈમા શી શી વાનીઓ આવે છે તેનું એ "થાળ"મા સવિસ્તર વર્ણન આવે છે

**ભોજા ભક્ત.**

ભોજા અથવા ભોજલ ભક્ત કાઠીઆવાડનો રહીશ હતો. એના વડવા અસલ ગુજરાતમાથી ત્યા ગયલા. એ જાતે પાટીદાર હતો અને એનો જન્મ ઇ સ ૧૭૮૫ મા એક અભણ કુટુમ્બમાં થયો હતો, અને એ પણ ઈ સ. ૧૮૫૦ મા મૃત્યુ પામ્યો ત્યા સુધી નિરક્ષર જ રહ્યો, કારણ એને લખતાં બિલકુલ નહોતું આવડતું એ પદો ગાતો અને એના શિષ્યો તે ઉતારી લેતા અથવા તો એ પોતે તે સ્મરણમા રાખતો અને

અભણ છતાં બહુશ્રુત.

જ્યારે એના શિષ્યો અથવા એના મિત્રો કહેતા ત્યારે તેમને એ પદો ગાઈ સંભળાવતો. આ રીતે એના પદ એક મ્હોડેથી બીજે મ્હોડે ગયા છે અને ગુજરાત કાઠીઆવાડના શહેરો અને ગામડાંઓમા મહોલ્લે મહોલ્લે ફરતા ભિક્ષુકોએ તંબુરા અથવા એકતારા સાથે ગાઇ ગાઇને એ પદો અમર કર્યા છે

બાર વર્ષનુ વય થતાં સુધી તો એ દૂધ પર જ રહેલો પણ પછી ગીરનારમાથી એના ગામમાં આવેલા એક સાધુનો એને

ભોજાની શ્રદ્ધા અને તેની કસોટી

પ્રસગ પડ્યો અને જુવાનીના ઉત્સાહપૂર્ણ મગજ ઉપર એ સાધુએ પોતાની છાપ બેસાડીને એને અજપનો અભ્યાસ પાડ્યો ભક્તિ તે શુ તે આ સાધુએ એને બતાવ્યુ અને ભોજલ પણ એવો યોગ્ય શિષ્ય નીવડ્યો કે એના ગામના અને આસપાસના લોકો એને એક મત તરીકે પૂજવા લાગ્યા થોડા વખત પછી અમરેલી પાસેના ફતેપુર ગામે એ ગયો ત્યા એણે તપનો આરભ કર્યો અને દિવસોના દિવસ સુધી અજપાજપ–સોહ સોહ અથવા સોહ હસનો જાપ, માળાના મણકા મૂકી મૂકીને જપવા માડ્યો આ તપ બાર વર્ષે પૂરૂં થયુ અને એમ કહેવાય છે કે એનામા અદ્દ્ભુત ચમત્કાર યા પરચો બતાવવાની શક્તિ આવી વિઠોબા દીવાનજી નામે ગાયકવાડનો એક અધિકારી, જેણે કાઠીઆવાડપર જય મેળવી અમરેલીમા થાણું રાખ્યુ હતું તેણે ભોજા ભક્તની અદ્દ્ભુત શક્તિની વાત સાભળી તે સત્ય છે કે કેમ તેની પ્રતીતિ કરવા એને બોલાવીને એક ઓરડીમા પૂર્યો એને દિવસમા ત્રણ વખત ખાવાનુ આપવામા આવતું પણ એના પર દેખરેખ બહુ સખ્ત હતી. એને ઓરડી બહાર નીકળવા દેવાનો હુકમ નહોતો આટલી સખ્તાઇ છતા ભોજલ તો નિર્ભયપણે નિત્ય નિયમ પ્રમાણે આસન વાળીને માળા ફેરવ્યા કરતો આ રીતે પદરેક દિવસ ચાલ્યુ. અને જો કે એ રોજ સઘળુ ભોજન આરોગી જતો તો પણ ઇશ્વરકૃપાથી એટલા વખતમા એને મળ મુત્રાદિક

ફરવાની જરૂર પડી નહોતી આથી દીવાનજીની ખાતરી થઇ કે ભોજો કોઈ ઢોંગી સાધુ નથી અને તેથી પોતાને ઉપદેશ આપવા એને વિનતિ કરી. ભોજાએ કહ્યુ કે "હુ તો એક અજ્ઞાન કણુબી છુ અને અધિકારીઓને બોધ આપવાનુ મારૂ ગજુ શુ? વખતે મારી ગામડીઆ વાણી થીજ આપને ક્રોધ ચઢે" દીવાનજીએ ઉત્તર આપ્યો "સાધુના બોલવાનુ ખોટુ નહીં લાગે." તે ઉપરથી ભોજાએ જે દોઢસો ચાબખા રચ્યા છે તે વડે એનુ નામ અમર થઇ ગયુ છે એમાના કેટલાક તો દીવાનજીને સબોધીનેજ રચ્યા હતા, પણ તેમણે માઠુ ન લગાડતા, જેવા શુદ્ધ ભાવથી તેમને સબોધવામાં આવ્યા હતા તેવાજ શુદ્ધ ભાવથી તેમા કહેલા ઉપદેશનુ ગ્રહણ કર્યુ

**એના અનુયાયીઓ** એની પાછલી અવસ્થામાં એ વીરપુરમા રહેતો ત્યા એનુ દેરૂ છે, જેમા એની પાદુકા પૂજાય છે એના કુટુબીઓ હજી હયાત છે અને જો કે એણે કબીર કે સહજાનદ પેઠે જુદો સંપ્રદાય ચલાવ્યો નથી પણ એના અનુયાયી હજી કાઠીઆવાડમા ઘણા છે

**ચાબખા એની અત્યુત્તમ કૃતિ.** જેમ છપ્પા શામળના, ગરબી દયારામની, પદ પ્રીતમના, પ્રભાતીઆં નરસિહ મહેતાના અને કાફી ધીરાની તેમ ચાબખા–નીતિના ચાબખા–તો ભોજા ભક્તનાજ કહેવાય છે

**સેલૈયા આખ્યાન** સેલૈયા આખ્યાન સિવાય એણે કોઈ પણ લાબુ કાવ્ય રચ્યુ નથી. સેલૈયા આખ્યાનનો સાર એવો છે કે સેલૈયા નામે પુત્રના માતપિતાને એવો નિયમ હતો કે "એક સાધુ જમાડી પછી પોતે જમવુ" એક સમયે "આઠ દિવસ સુધી" પર્જન્ય મુસળધાર થયો ને અભ્યાગત શોધ્યો જડે નહીં. અતે એક "કોઢી" સાધુ, જેના શરીરમાથી દુર્ગંધ નીકળતી હતી તે જડ્યો. તેને ઘેર તેડી લાવી તેના મુખ આગળ "મીઠામેવા ને પકવાન" મૂક્યાં.

સાધુએ કહ્યું "હું અઘોરપંથી" છું ને માણસના "હાર" વિના મારે બીજું કાંઈ ખપશે નહીં. આ સંકટયુક્ત માગણીથી નિરૂત્સાહ નહીં થતાં તે દંપતિએ પોતાના એકનાએક પુત્રનો ભોગ આપી સાધુને સંતોષવા નિશ્ચય કર્યો પુત્રે પણ કહ્યું:–

"સાધુને હાથે મારૂં મૃત્યુ સુધરશે,
"ટળશે જન્મમરણની જંજાળરે.

આમ કહીને પુત્રે પણ પોતાના પ્રાણ આપ્યા. માતાએ પુત્રને "ખાંડણીયા" મા ઘાલી ખાંડી સાધુને જમાડવાની તૈયારી કરી. "જમવા ટાણે જોગેશ્વર બોલ્યા" કે હવે તમે વાંઝીઆ થયાં છો તે મારે "વાંઝીઆનું ખાવું વર્જીત છે" સતીએ ઉત્તર આપ્યો કે.—

"પંચ માસનો ગર્ભ અમારે,
"અમે નથી વાંઝીઆ મોરા નાથ રે.

એમ કહીને જ્યારે ઉદર ચીરવા માંડયું ત્યારે હરીએ એનો હાથ પકડયો અને પોતાને ખરે સ્વરૂપે "પરબ્રહ્મ" પ્રગટ થયા આવી ભક્તિથી પ્રસન્ન થઇ હરીએ સેલૈયાને સજીવન કીધો.

હોરી. બીજા ભક્તે થોડીક હોરીઓ પણ રચી છે, જેમાંની:–

"નાથ મોરી અરજ સુણો અવિનાશી,
"હું તો જનમ જનમ તોરી દાસી

એ પંક્તિઓથી શરૂ થતી હોરી ઘણી લોક પ્રીય છે

**સાધુઓના ઢોંગ પ્રતિ તિરસ્કાર** સાધુ વેષે દુનીઆને ઠગનાર ઢોંગીઓ ઉપર એને બહુજ તિરસ્કાર હતો અને તેમને એણે નિર્દય રીતે ઉઘાડા પાડયા છે તેમના ઉપર રચેલા એના આખ્યા બહુજ સખત–કડક છે –

" દુનિયા ભરમાવા ભોળી, ચાલ્યો બાવો ભભૂતિ ચોળી રે,
" દોરા ધાગા ને ચીઠ્ઠી કરે બાવો, આપે ગુણકારી ગોળી રે,
" અનેક જાતના એવા બને છે, કોઇ કણબી કોઈ કોળી રે, દુ.
" નિત્ય નિત્ય દર્શન નિયમ ધરીને, આવે તરિયા તણી ટોળી રે,
" માઈ, માઈ, કહી માન દીયે પણ, હૈયે કામનાની હોળી રે, દુ.
" ચેલા ચેલીને ભેળા કરી બાવો, ખાય ખીર ખાંડને પોળી રે,
" ભોજા ભગત કહે ભવસાગરમા, બાવે માર્યાં બોળી રે દુ

બીજા ચાબખામા એ કહે છેઃ–

" જોઈ લ્યો જગતના બાવા ધર્યા ભેખ ધૂતીને ખાવા,
" પ્રેમદાઓ ઘણી પાણી ભરે ત્યા, નિત્ય નિત્ય બાવો જાય નહાવારે,
" રાડી છાડી ઘેર નર ના હોય તો, બાવોજી બેસે ગાવારે, જોઈ.
" લોકના છોકરા તેડી રમાડે, બાવો પરાણે પ્રીતડી થાવારે,
" ગૃહસ્થની સ્ત્રી જ્યારે રીસાય છે ત્યારે, બાવોજી જાય છે મનાવારે, જોઈ.
" સિદ્ધાઈ દેખાડી શાણા સમજાવે, પણ હવાલ છે હાવારે,
" રાખો ચોળી પણ ગંડાના ગસિયા, ખોળે હરામનુ ખાવારે જોઇ
" ધૂપ ધરીને ધ્યાન ધરે બાવો, ભોળાને ભરમાવારે,
" ભોજા ભગત કહે ભાવે સેવો એને, જમપુરીમા જાવારે, જોઇ.

" પ્રાણીઆ " ને મારેલો નીચેનો ચાબખો પણ બહુ પ્રસિદ્ધ છે.–

" પ્રાણીઆ ભજી લેની કિરતાર, આ તો સ્વપ્નુ છે સસાર,
" ધન દોલત ને માલ ખજાના, પુત્ર ને પરિવાર,
" એમાથી જાશે તું એકલો, પછે ખાશે જમના મારરે, પ્રા૰
" ઉંચી મેડીને અજબ ઝરૂખા, ગોખ તણો નહીં પાર,
" કોટી ધ્વજ ને લક્ષપતિ, તેના બાધ્યા રહ્યાં ઘરબારરે પ્રા૰

"ઉપર ફુલડા ફરફરે, ને હેઠે શ્રીફળ ચાર,
" ઠીક કરીને એને કાઠડીમા ઘાલ્યો, પછે વાંસે પડે પોકાર રે. પ્રા૦
" સેજ તળાયુ વિના સુતો નહિ, જીવ હુન્નર કરતો હજાર,
" ખોરી ખોરીને ખૂબ જળાયો, જેમ લોઢુ ગાળે લુવારરે પ્રા૦
" સ્મશાન જઇને એહે ખડકી, ને માથે છે કાષ્ટનો ભાર,
" અગ્નિ મેલીને ઉભા રહ્યા, અને નિશ્ચય ઝરે અગારરે પ્રા૦
" સ્નાન કરીને ચાલી નીકળ્યા, નર ને વળી નાર,
" ભોજા ભગત કહે દશ દી રોઇને, પછે મેલ્યો વિસારરે પ્રા૦

**એની શૈલી**

ભોજા ભગતની ભાષા સસ્કારી નથી, ગામઠી છે એને સુશિક્ષિત વર્ગનો સસર્ગ નહીં હોવાથી, તેમજ એને અભ્યાસ નહીં હોવાથી, એની ભાષા નથી કેળવાયલી કે નથી મૃદુ કર્કશ અને પ્રાતક શબ્દોથી, તળપદા કાઠીઆવાડી લક્ષણોથી ભરેલી છે એના ઉદ્ગાર, જેવા અતરમાથી નીકળ્યા તેવાજ હોવાને લીધે—તેનાપર તેને ઘડીને કોઇ રીતે આકર્ષક બનાવવાની ક્રિયા નહી થયલી હોવાથી એના કાવ્ય વાચનારના કે સાભળનારના મગજપર, જાણે વરાળથી ચાલતા હથોડાના ઘા એરણપર પડતા ન હોય તેવી અસર કરે છે, તેટલાજ જોરથી વાગે છે. એની ભાષા ગામડીઆ જેવી જાડી છે ખરી, પરતુ તેવીજ મનના મેલ વગરની છે

**મનોહર સ્વામી.**

મનોહર સ્વામી (ઈ સ. ૧૭૮૮-૧૮૪૫), અસલ તો જુનાગઢનો નાગર પણ ત્યાથી નોકરી અર્થે ભાવનગર પાસેના ઘોઘા બદરે ઇ સ ૧૮૨૮માં ગયલો ઓગણીસમા શતકના આરભમાં ઘોઘા બંદર કાઠીયાવાડના નાગર બ્રાહ્મણોનું એક મોટુ મથક હતું એ નાગરોએ ત્યાંથી સદ્દગત ગૌરીશકર ઉદયશંકર ઓઝા સી. એસ. આઈની આગેવાની નીચે ભાવનગર તરફ

પ્રયાણ કર્યુ ને એ રાજ્યની નોકરીમા રહી, રાજ્યને ઘણે ઉંચે દરજ્જે ચઢાવ્યુ. મનોહર સ્વામી સારો લહીઓ હતો ને કોઇના લખેલા અક્ષર જોઈ જોઇને તેવા અક્ષર કાઢવામા હુશીયાર હતો. એના

**કવિ સન્યાસી.**

ઉપર એક સમયે ખોટો દસ્તાવેજ બનાવવાનો આરોપ આવ્યો હતો પણ ખાત્રીલાયક પુરાવાને અભાવે એ છૂટી ગયો એ સસ્કૃત ને ફારસી ભાષા સારી રીતે જાણુતો હતો. અકબરના સમયમાં થયલા ઉપનિષદ્‌ના ફારસી ભાષાતર ઉપરથી એણે ઉપનિષદોનો અભ્યાસ કર્યો હતો સેકડો વર્ષ અગાઉનુ જુનાગઢ વૈષ્ણવ અને સ્માર્તના ઝઘડાનુ કેન્દ્ર ગણાતું હતુ એને એ ઝઘડાને લીધે બંને સપ્રદાય ઉપર અભાવ—અણુવિશ્વાસ આવ્યો, અને તેથી ઈ સ. ૧૮૩૮ મા એણે સન્યસ્ત ધારણ કર્યું એ ભાવનગરમાં નીલકઠ મહાદેવમા સચ્ચિદાનદ નામ ધારણ કરીને રહ્યો ને પાછળથી ગૌરીશકર ઓઝાનો ગુરૂ થયો એણે ભગવદ્‌ગીતા અને 'રામ ગીતા'પર ટીકા લખી છે ને ગુજરાતીનુ વ્યાકરણ લખ્યુ છે વલ્લભાચાર્યના સંપ્રદાય વિરૂદ્ધ એણે સસ્કૃત અને ગુજરાતીમા કવિતા લખી છે. ફક્ત દેખાવ કરવાનેજ મદિરે જનારા ઢોંગીઓને ખરા સુધારકોની પેઠે એ ધિક્કારતો મૂર્ત્તિપૂજકોના ઉપર એને તિરસ્કાર હતો. તિરથજાત્રાએ જવાથી કાઇપણ પૂન્ય થાય છે એમ એ માનતો નહીં પોતાને ઓળખવાથી—સ્વરૂપનુ ભાન થવાથીજ—મોક્ષ મળે છે એવી એની માન્યતા હતી એના કેટલાક પદ સરળ ને કેટલાક કઠણુ અને તત્ત્વજ્ઞાનથી ભરેલાં છે. પણ બધાં પ્રાન્તિક ભાષાના લક્ષણરહિત અને વ્યવહાર નિરીક્ષક અને સંસ્કારી માણસના રચેલા હોય તેવા છે

**મોક્ષનો માર્ગ**

સદ્‌ગુરૂ વગર મોક્ષ નથી એ ઉપરના એના પદમાથી નીચેની પક્તિઓ દૃષ્ટાંત તરીકે આપી છે—

" કામી, ક્રોધી, લોભી કોઇ, દાતા દીન જણાય,
" કઇ રાગી કઈ ત્યાગી કોઇ, સુખી દુઃખી દેખાય.

" કઇ પડીત, કઇ જાણ્યા જોશી, છળીયા બળીયા થાય,
" કઇ ઘરબારી, કઇ ભીખારી, કઇ નાચે કઈ ગાય
" કઈ પાખડે પથ ચલાવે, પ્રભુ થઇને પૂજાય,
" શિષ્ય તણો સશય નવ ટાળે, ધૂતીને ધન ખાય
" દેહાકૃતિને બ્રહ્મ ઠરાવે, ચૈતન નવ લહેવાય
" અધ, અંધની પાછળ ચાલે, ઉભય કુવામા જાય
" દૃઢ વિશ્વાસ ધરીને જે કોઇ, સદ્ગુરૂ શરણે જાય,
" તેના સશય, તર્ક, વિપર્યય, હૃદય ગ્રથી ભેદાય.
" સચ્ચિદ્ આનદ રૂપ લહીને, નિજ પદમા લય થાય,
" મનોહર જન્મ મરણ ભય ભાગે, સશય દૂર પલાય

**ગીરધર.**

ગુજરાતીમા લોકપ્રિય રામાયણ લખનાર ગીરધર વડોદરાના માસર ગામનો દશાલાડ વાણીઓ હતો એનો બાપ ગામનો તલાટી હતો એનો જન્મ ઇ સ ૧૭૮૭ મા થયો હતો અને અવસાન ઇ સ ૧૮૫૨ મા દરૂણા ઉપજે એવી રીતે થયુ હતું એની બેન વડોદરે પરણી હતી તેણે એને ત્યા બોલાવી નોકરી અપાવી હતી એણે વલ્લભવિજય નામે ગોરજી પાસે સસ્કૃત તથા હિદી શીખીને પોતાના ગુજરાતીના જ્ઞાનમા વધારો કર્યો હતો. થોડે સમયે એને વૈષ્ણવ મહારાજ પુરૂષોત્તમજીનો મેળાપ થયો તેમના પ્રસગથી એ ભક્તિ માર્ગી થયો અને એણે કૃષ્ણ ભક્તિના પદ લખવા માડ્યા -ગીલાલ નામે મહારાજ સાથે એ જાત્રા કરવા ગયો પાછા ફરતા શ્રીનાથજીના દર્શનની એને ઇચ્છા થઈ, પરતુ રગીલાલજી મહારાજ રાધાવલ્લભી હતા તેથી તેમણે એને ત્યાં જવા આજ્ઞા આપી નહીં. આ નિષેધથી એને ઘણું લાગી આવ્યુ અને તેથી મહારાજ પાસેથી પોતાને તકુએ આવી થોડાજ સમયમા પ્રાણ છોડ્યા

એના ગ્રથ ૧ તુલસી વિવાહ (ઇ. સ ૧૮૧૫), જેમા એણે દરવર્ષની

એના ગ્રંથ, કાર્તિક સુદ એકાદશીએ કૃષ્ણનાં તુલસી સાથે થતાં લગ્ન ગાયા છે ૨ રાજસૂય યજ્ઞ (ઇ સ ૧૮૩૧) ૩ ગોકુલ લીલા ૪ રાધા વિરહના બાર મહિના. ૫ રામાયણ. ૬ અશ્વમેધ ૭ મથુરા લીલા અને કેટલાક છૂટક પદ એના ગ્રંથો ઉંચી પંક્તિના નથી.

રણછોડજીના ભક્ત. રણછોડ ભક્ત જે ઇ સ. ૧૮૦૪ મા હયાત હતો તે ખેડા જીલ્લાના કપડવંજ તાબે તોરણા ગામનો વાણીઓ હતો. એના ગ્રંથ-રામાયણ, રાધા વિવાહ, રણછોડજીનો ગરબો (જેમા બોડાણાની ભક્તિથી શ્રીરણછોડરાયે દ્વારકાનો ત્યાગ કર્યો હતો, તે હકીકત છે) એની શૈલી એટલી સરળ છે કે છેક સામાન્ય માણસ પણ સમજી શકે. એના છૂટક પદમા અન્નદેવનુ પદ બહુ રમુજી છે.

રણછોડજી દીવાન. કાઠીઆવાડના ઇતિહાસમા રણછોડજી દીવાનનું નામ પ્રસિદ્ધ છે (ઇ સ ૧૭૬૮-૧૮૪૧) યુવાવસ્થામા એણે કલમ કરતા બરછી વધારે ચલાવેલી અને જો કે જાતે નાગર બ્રાહ્મણ હતો તો પણ યુદ્ધ કરવામાં એક્કો હતો જુનાગઢ, જામનગર અને કચ્છના રાજ્યને એની તરવારનો સારો અનુભવ થયલો ઈ સ. ૧૮૦૫ મા કર્નલ વોકરે જ્યારે આ પ્રાંતમા પેશકશની રકમ નક્કી કરીને ત્યાથી અધાધૂની દૂર કરી ત્યારે રણછોડજી દીવાને તરવાર ખીંટીએ લટકાવી કલમ હાથમા પકડી સર જોન માલકમ અને મીસીસ પોસ્ટન જેવા ઇંગ્રેજી લેખકોએ પણ રણછોડજીની બાહોશી નો ઇશારો કર્યો છે બ્લેકવૂડ નામના "એડીનબરો

ઇંગ્રેજી લેખકોના એને મેગેઝીન" માં એના ઉચ્ચ ગુણોની પ્રશંસા કરવામાં માટે અભિપ્રાય. આવી છે. મીસીસ પોસ્ટને એને સંપ્પીબંધ કારકુનો થી વિંટળાઈ ને ઇરાની ગાલીચા પર દાક્ષના મંડપ

હેઠળ આરામ લેતો જોયો હતો. "ઝગઝગાટ થતા દીપક જેવો બુદ્ધિ પ્રભાવ ઝળકતો હતો. કવિઓ, વિદ્વાનીઓ અને સાહિત્ય રસિક પુરૂષોનો એ આશ્રયદાતા ગણાતો બાળ સ્ત્રી હત્યા અને સતીના ચાલ બધ પાડવામા એણે સરકારને સહાય કરી હતી"

**એના ગ્રંથ.** ફારસીમાં "તારીખે સોરઠ" (સોરઠનો ઇતિહાસ) અને "રૂકાતે ગુનાગુન" (વિવિધ પત્રો) એ બે ગ્રથ એણે લખ્યા છે વ્રજભા 'શિવ રહસ્ય'ના ભાષાતર ઉપરાત બીજા ગ્રંથો પણ લખ્યા છે ને ગુજરાતીમા શિવગીતા ચડીપાઠના ગરબા વિગેરે લગભગ બારેક પુસ્તકો લખ્યા છે

**વૈષ્ણુવ સંપ્રદાય પ્રતિ તિરસ્કાર** જુનાગઢના બીજા રહીશોની માફક એને પણ વૈષ્ણવ મતના વલ્લભી સપ્રદાય પર અભાવ હતો એ સપ્રદાયની ગધ પણ એને ગમતી નહીં, અને તે પણ એટલે સુધી કે એના કુટુબમા એ સપ્રદાયની સાથે દૂરમા દૂર સબધ રાખતું નામ પણ પાડવામા એને પ્રતિબધ હતો.

**હરીરામ** હરીરામ સુરતનો ઔદિચ્ય બ્રાહ્મણ હતો. એણે સીતા તથા રૂક્મિણી જેવી રાણીઓના સ્વયવર અને કૃષ્ણ વિરહના પદ ઘણી સાદી શૈલીમા લખ્યાં છે.

**હરીભટ.** હરીભટ વડોદરાનો રહીશ હતો (ઇ સ ૧૮૨૯) દાતા હરીનો પથ એણે ચલાવ્યો કહેવાય છે. એના રચેલા કૃષ્ણ ચરિત્રના પ્રસગ અને હાલરડુ પ્રખ્યાત છે. એનુ હાલરડું જે વધારે પ્રસિદ્ધ છે તે નીચેની પંક્તિઓથી શરૂ થાય છેઃ—

"માતા જશોદા બોલાવે જમવા લાલને,
"આવો લાડકવાયા લાગુ તમને પાય;

"તેમ તેમ રીસાઈને રંગ રસિયોજી આવે નહીં,
"પાછળ દોડે તેમ તેમ નટવર નાસી જાય
માતા જશોદા બોલાવે

અમદાવાદનો જૈન જતિ વીરવિજય જે ઈ. સ ૧૮૪૫ માં હયાત હતો તેની "હિત શિક્ષા છત્રીશી" ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ છે એમા નીતિ વિષયક ને વહેવારૂ બોધ છે નમુનારૂપે નીચે ત્રણેક કડી ટાંકી છેઃ—

વીરવિજય.

"વેશ્યા સાથે વણજ ન કરીએ,
"નીચસુ નેહ ન કરીએજી રે;
"આપણુ આવે ઘરધન જાવે,
"જીવિતને પરહરીએ; સુણજો.

× × ×

"ગુરુ, જોગી, રાજા, પંડિતને,
"હાસી કરી નવ હસીએજી રે,
"હાથી, વાઘ, સરપ, નર વઢતા,
"દેખીને દૂર ખસીએ— સુણજો

× × ×

"અન્ન વખાણી વખોડી ન ખાવું,
"તડકે બેસી ન જમવુજી રે,
"માંદા પાસે રાત તજીને,
"નરણા પાણી ન પીવુ— સુણજો

સામાન્ય કોટીના પરચુરણ કવિયો જેમના લખાણમા કાંઈ ખાસ જાણવા જેવુ નથી તેવાઓ નીચે જણાવ્યા છે. બધા લગભગ એક સરખી કોટીના છે કેટલાકમા

સામાન્ય કવિયો,

કોઈ કોઈ સ્થળે નૈસર્ગિક શક્તિ, કટાક્ષ કે બુદ્ધિ, ચમકારા મારતા જણાય છે પણ તેવી એકલ ડોકલ કૃતિ પણ સામાન્ય કોટીથી ઉચ્ચ પંક્તિએ જાય તેવી નથી.

પુરુષોત્તમ જંબુસર પાસેના ઇખરવાનો રજપૂત અને નીરાંત ભક્તનો શિષ્ય, મીઠો, લીમડીનો હાઢી, મુકુંદ, કાડીઆવાડનો પ્રશ્નોરો બ્રાહ્મણ, દયાળ, રતનદાસ[1], રઘુનંદન, હરગોવન[2] (ઇ. સ ૧૮૪૧ મા એનુ મૃત્યુ થયુ હતું) ગ્નાતે ભટ્ટ મેવાડો અને અંબા ભવાનીનો ભક્ત રઘુનાથદાસ[3], કૃષ્ણરામ[4],

---

૧ નીચેની લીટીથી શરૂ થતુ એનુ "ચેલૈયાનુ ચરિત્ર" પ્રસિદ્ધ છે

"શેઠ સગાળશા સાધુને સેવે,
વાણીઓ પાળે વ્રત

૨ એના સુરતમાના માતાના સ્થાનકના ગરબા કોઇપણ સુરતવાસીને હર્ષ ઉત્પન્ન કરાવે તેવા છે, કારણકે બહારના લોકો સુરતના સાધારણ સ્થાનકને પણ માહાત્મ્યવાળુ ને પવિત્ર ગણે છે તે એના આ ગરબા પરથી જણાય છે

૩ એની નીચેની પંક્તિઓથી શરૂ થતી બે ગરબીઓ સ્ત્રીઓમા ઘણી પ્રસિદ્ધ છે –

૧ "ઓધવજી સંદેશો કહેજો શ્યામને
૨ "તમે અનજુયા, અમે જાણીએરે

૪ આ કવિનુ કલીકાલનુ વર્ણન તાદૃશ્ય અને માર્મિક છે હિંદુઓના ચાલુ રીત રિવાજોને એમા હસી કાઢ્યા છે એમાથી થોડાક દૃષ્ટાંત આપ્યા છે રોજ જોવામા આવતા આપણા કેટલાક રિવાજોને એ ધિક્કારે છે –

"મસ લઘુશંકા લીંટ, દેખતા જ્યા દીસે,
"એ ઠેકાણે ઇંટ, માડી પત્રાળી પીરસે
× × × ×
"એક નોતરે ચાર, જમવા કાજે જાતા,
× × × ×
"નમસ્કારની રીત, તજી સલામો કરતા
× × × ×
"દીકરીઓના દામ, રૂદયે લાગ્યા રસીઆ,
"વૈષ્ણવ થઇને વેષ, અબળાને આરાધે

દેવાસાહેબ, ડુંગરબારોટ, નારીયો રામૈયો, બુટીઓ ભક્ત, શાંતિદાસ[5] ભવાન ભક્ત[6] (ખંભાતનો કાનફટા ધર્મનો સાધુ), રાવો ભક્ત[7], નીમાનદ, પેથો, દુર્ગાદાસ, ડાકોરનો નાથ સ્વામી, જૈન કવિ દાનવિજય[8], રવિદાસ, માધવ

---

× × × ×

'દશ, એકાદશ, બાર, વર્ષે ગર્ભજ ધરતી

× × × ×

"નાગી થૈને નહાય, વિખાણુ ત્યા પણુ વાચે,
"શૌચ કરવાને જાય, એક કળશીએ પાચે

× × × ×

"વિવાહ મગળ દીન, ભુંડુ ગાતી ભામા,

× × × ×

"કુટે કઇ કપાળ, મુકી ઉર ઉઘાડા

લખતા લખતા કટાળી જઇ એ કહે છે કે–

"કેટલા કરૂ વિખાણુ, ગ્નીના જનના કહે,
"ભજન પડે ભગાણુ, વાણી વળતી વહે

૫ એની "કૃષ્ણ ગોપી લીલા"ની ગરબીઓ સ્ત્રીઓમા ઘણી પ્રસિદ્ધ છે નીચેની પક્તિથી શરૂ થતી ગરબી અવારનવાર સાભળવામા આવે છે

"આવો મારે ઘેર માણવા હોજી રાજ, આવો મારે ઘેર માણવા

૬ એણે "રામ" અને "કૃષ્ણ" બન્ને અવતાર ઉપર લખ્યુ છે "ઓ રાણીજી રામની સાથે રાગ ન રાખીએ," આ લીટીથી શરૂ થતો 'રાવણ મદોદરી સવાદ' ઉત્તમ છે

૭ "બેડો બાઇ બુડતો તારોરે, અબે આઇ પાર ઉતારોરે,"વાળુ એનું રૂપક જેમા અબા ભવાનીને પોતાનુ ડુબતુ વહાણુ તારવા વિનતિ છે, તે, આ અપ્રસિદ્ધ કવિનુ એકજ હાથ લાગેલુ પદ છે, રૂપક ઉત્તમ છે ને અતમા "અબે આઇ" સૌને તારે છે

૮ એન એકથી ઉલટા અઢાર સગપણપર એણે એક વિચિત્ર કવિતા લખી છે. એક વેશ્યાને જોળીઆ પુત્ર પુત્રી હતા બાળક પાળવા નહી પરવડવાથી એણે તેમને એક પેટીમા બધ કરી પેટી તરતી છોડી દીધી. બે મનુષ્યોએ તેમને બચાવી

દાસ, જીવણુ, રઘુરામ[૯], કુબેર, લખમીદાસ, રેવાશંકર[૧૦], વાસાવડનો દેવીદાસ, રામકૃષ્ણુ, રાજે, ભુખણુ ભક્ત, થોભણુદાસ, અભિવિજય, કુમુદચંદ્ર, ગોવિંદદાસ[૧૧], જશવિજય, વજીઓ[૧૨], કૃષ્ણુદાસ[૧૩], જીવણુદાસ[૧૪],

---

વહેંચી લીધા, એકે છોકરો ને બીજાએ છોકરી લીધી બે મોટા થયા ત્યારે તેમના લગ્ન થયા એમને પછીથી ખબર પડી કે અમે તો ભાઈબહેન થતા આ કર્મનો પશ્ચાત્તાપ કરીને પુરુષ સ્ત્રીને છોડી ચાલતો થયો ને કર્મયોગે એની મા જ્યા વેશ્યા-પણુ કરતી ત્યા પહોચ્યો ને મા દીકરાને એક બીજાની ઓળખ નહીં હોવાથી એ બેએ સસાર માંડયો અને માને પુત્રથી એક પુત્ર થયો જ્યારે એની બ્હેન-પત્નીને એ ક્યા છે તેની ખબર પડી ત્યારે તે પણ ત્યા આવી ત્યા આવતા એને ખબર પડી કે એની મા એની સાસુ થઇ હતી છોકરીએ ત્યાર પછી પોતાની માને તેની સાથેનુ પોતાનુ વિચિત્ર સગપણ જણાવતા કહ્યુ કે એની મા, એની સાસુ, ભાભી, શોકય વિગેરે થઈ હતી ત્રણે જણ પછી આ પાપકર્મ નિવારવા સસાર છોડી સાધુ થઈ ગયા

૯ એણે પણ પ્રેમાનંદની જેમ "નરસિંહ મહેતાની હુંડી" લખી છે

૧૦ આ કવિ પોતાના "ચંદ્રાવળા" માટે પ્રસિદ્ધ છે

૧૧ પારિજાતક પુષ્પ માટે કૃષ્ણ અને તેની સ્ત્રી સત્યભામા વચ્ચે નારદ ઋષિએ કરાવેલો ઝઘડો જે આ કવિના "સત્યભામાનુ રૂષણુ" નામે કાવ્યમા ચિતર્યો છે તે નીચેની પંક્તિથી શરૂ થાય છે -

"નારદ સ્વર્ગ ભોવનથી આવ્યા, એક પુષ્પ અનુપમ લાવ્યા"

એ ઝઘડો સ્ત્રીઓમા એટલો પ્રિય છે કે એની 'બરોબરી કરે એવુ બીજું' કંઇ નથી પતિની સાથે રીસાએલી, ઝઘડો કરતી સ્ત્રીની જીભ કેવી ચાલે છે તેનુ એમા આબેહૂબ ચિત્ર છે સત્યભામાના વાગ્બાણ આગળ કૃષ્ણ પણ હારી જાય છે.

૧૨ રામ અને સીતાના ચરિત્ર વિષયમા લખનારા જે થોડાક કવિઓ થઇ ગયા છે તેમાનો એ એક છે એનો લખેલો રામને સીતાનો સંદેશો ઘણો મનો વેધક છે

૧૩ એણે "કર્મ વિપાક" નામે કવિતા લખી છે કવિ દલપતરામ તેને "કર્મકથા" કહે છે

૧૪ એણે "જ્ઞાન કક્કો" લખ્યો છે

વાઘજી[૧૫], અને રાજારામ[૧૬], આ ટીપમા લગભગ બધા ન્હાના ન્હાના કવિયો આવી જાય છે

**સ્વામીનારાયણનો પંથ-એનાં ધન-ભાગવગ અને નિયમો.**

અસલ અયોધ્યાથી આવેલા સ્હજાનદ સ્વામીનો ગુજરાત કાઠીઆ-વાડમા ચલાવેલો પથ જો કે પ્રાચીન નથી તોપણુ આ બને પ્રાતોમાથી ઘણા લોક એમા ભળ્યા છે વડતાલ, અમદાવાદ અને ગઢડા એ ત્રણ આ પથના મુખ્ય સ્થળ છે, અને એ પથના સત્સંગીઓપર આ સ્થાનો વ્હોળી સત્તા ભોગવે છે સ્વામીએ સાધુઓની એક જુદીજ સસ્થા ઉભી કરી તેને માટે ખાસ નિયમો કર્યા છે, અને પોતાના પથનો વ્યવહાર તેમજ ધાર્મિક આશય બર લાવવામા આ નિય-મોનુ લગભગ સૈનિક પદ્ધતિ અને ચોકસાઇથી પાલન કરવામા આવે છે એ ત્રણે ગાદીઓ ઘણી શ્રીમત છે એની સ્થાવર જગમ મિલ્કત પુષ્કળ છે અને રોકડ નાણાની મ્હોટી રકમો એના ભડારોમા પડી રહેલી કહેવાય છે. ગાદીઓની વ્યવસ્થા બહુ કરકસરથી ચલાવવામા આવે છે એ પથમાં સુભાગ્યે કારીગર વર્ગ મોટા પ્રમાણમા જોડાયો છે અને ધર્મને અગે કામ કાજ કરવુ એ પણ સદાચાર અને મોક્ષ મેળવવાનો માર્ગ છે એવો એમને સતત ઉપદેશ મળતો હોવાથી જરૂરીઆતી કામકાજ આ વર્ગ તરફથી સેવા રૂપે કરવામા આવે છે. અને એ રીતે ધનનો વ્યય બહુજ ઓછો થાય છે. સહજાનદે ભક્તિ તો કૃષ્ણની-હરિનીજ પ્રતિપાદન કરી છે પણ એ ભક્તિની રીત જેવી સાદી તેવીજ કપરી છે, વલ્લભ સપ્રદાયની સેવા પૂજામા ખાન પાન, વિલાસ અને મોજશોખના જે તત્ત્વો અનાયાસે દાખલ થઇ ગયા છે તેની વિરૂદ્ધમાજ જાણે આ સપ્રદાય ઉભો ન થયો હોય એમ લાગે છે. એ પથના અનુયાયીઓમાથી જેઓ સાધુના વર્ગમા દાખલ થાય છે અથવા

---

૧૫ એણે "વાઘવાણી" લખી છે

૧૬ "રામકથા" નો કર્તા

તો મ દિરમા રહી સેવા પૂજા કરવાનું પસ દ કરે છે તેઓ કચન અને કામનીની લાલચમા ન સપડાય તેના પહેલા પગથીઆ તરીકે તેમને સ્ત્રીનો સ સર્ગ–સ્ત્રીની સામે જોવાનો પણ–નિષેધ કરવામા આવ્યો છે. કોઈ સાધુ અથવા પાળાથી (મ દિરમા સેવા કરનારથી) મ દિરની બ્હાર એકલા જઈ શકાતું નથી, બેથી ઓછી સ ખ્યામા બ્હાર જઈ શકાતું નથી કે જેથી તેઓ પરસ્પર એક બીજા પર નજર રાખી શકે દીશા પાણીએ જવુ હોય તોપણ બે જણે જોડે જ જવુ જોઇએ બીજો કડક નિયમ એ છે કે રોટલી, દાળ, ભાત, શાક, અથવા મીઠાઈ જે કાંઈ એમને આપવામા આવે તે સર્વ ભેગા કરીનેજ ખાવા પડે છે એટલે સ્વાદ ઇંદ્રિય વશ થાય આ પ થની સાદી રહેણીકરણીથીજ ગરીબ વર્ગ એ તરફ વધુ ખેચાયો છે અને તેમનો કઇક અશે તેથી ઉદ્ધાર પણ થયો છે કાઠીઆવાડમા તો મુસલમાનોએ (ખોજાઓએ) પણ સહજાન દ સ્વામીની કઠી ધારણ કરી છે. આચાર અને વિચાર બનેમાં સહજાન દ સ્વામીના પ થે આ લોકોને શુદ્ધ બનાવ્યા છે આ ધર્મની વિશેષતા તો એ છે કે કાઠીઆવાડની કેટલીક તોફાની અને લુટફાટનોજ ધ ધો કરનારી જાતિઓ એના ઉપદેશને પરિણામે પોતાનો ધ ધો છોડીને સુધારાની હારમા આવી ગઈ છે આ પ થના

**આ પથના કવિઓ**

સાધુઓ, જો કે કેટલાક તો ગરીબ અને હલકા વર્ગમાંજ જન્મેલા ને ઉછરેલા હતા છતા પણ વિદ્વાન હતા એ સત્સ ગી સાધુઓનો સાહિત્યમા એક જુદોજ વર્ગ પડી ગયો છે, અને એમાના એક પ્રેમાન દ સ્વામી વિશે અગાઉ કહેવામા આવ્યુ છે. બીજાઓમા બ્રહ્માન દ, મુક્તાન દ, નિષ્કુલાન દ, મજીકેશાન દ, અને દેવાન દ મુખ્ય છે.*

* રા ઈ દ મશરૂવાળા બી એ એ સહજાન દના અનુયાયી કવિયો વિશે "ગુજરાતી" પત્રના બે અકમા (તા ૨૧–૨૮ જુલાઈ ૧૯૧૨) એક લેખ લખ્યો છે એઓ સહજાન દના સમકાલીન આ કવિઓના ચાર ભાગ પાડે છે ૧ મુક્તા-

બ્રહ્માનંદ

બ્રહ્માનંદ જન્મે હલકી વર્ણનો ભાટ હતો એનો જન્મ ડુંગરપુર પાસેના એક નાના ગામડામાં થયો હતો, અને એને લાડુ બારોટ કહેતા એનું બચપણ ભુજનગરમા વ્યતીત થયલું. જાતે બારોટ હતો એટલે સ્વાભાવિક રીતે કવિતા તો કરી જાણતો હતો એક વખત કાઠીઆવાડમા ફરતા ફરતા એ ગઢડે જઇ પહોચ્યો, ત્યાં એને સહજાનંદ સ્વામીનો મેળાપ થયો, અને તેમના ઉપદેશથી એ તરત તેમનો શિષ્ય થયો એને ઓછામા ઓછી ત્રણ ભાષાઓનુ જ્ઞાન હતું અને ત્રણે ભાષામા એણે જુદે જુદે નામે કૃતિઓ કરી છે ચારણીમા (ભાટ ચારણની ભાષામા ) લાડુ નામે, હિંદીમા શ્રીરંગ નામે અને ગુજરાતીમા બ્રહ્માનંદ નામે એણે પોતાના પદથી જુનાગઢના નવાબને પ્રસન્ન કરી ત્યા એક મુસલમાન નવાબની રાજ્યધાનીમા સ્વામીનારાયણનુ મંદિર બાધવા રજા મેળવી હતી. વડોદરાના સયાજીરાવ ગાયકવાડ પણ એને સારૂં માન આપતા ઇ સ ૧૮૪૯મા મૂળીના મંદિરનો એ મહંત હતો તે વખતે એનું અવસાન થયુ*

ઉપદેશ એનો ખાસ વિષય.

એની સાહિત્ય સેવા માટે એમ કહેવાય છે કે કેટલાક ગ્રંથો ઉપરાંત એણે આઠ હજાર પરચુરણ પદ લખ્યા છે ઉપદેશ એનો ખાસ વિષય હતો, અને તેની સચોટ અસર થવાને જે દાખલા દલીલ દૃષ્ટાન્ત યા રૂપકો એ પોતાના પદોમા વાપરતો તે ઉપરથી એના આપણા રીતરીવાજ,

---

નંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ, નિષ્કુળાનંદ, મંજુકેશાનંદ, દેવાનંદ, અને આધારાનંદ, ૨ અચિંત્યાનંદ, (કૃષ્ણાનંદ), દયાનંદ, જ્ઞાનાનંદ, ભૂમાનંદ, યજ્ઞાનંદ, સુખાનંદ, અને અયોધ્યાપ્રસાદ ૩ નિત્યાનંદ વાસુદેવાનંદ, શાંતાનંદ, અચિંત્યાનંદ ૪ ગોપાલાનંદ, મુક્તાનંદ, નિત્યાનંદ ત્રીજા અને ચોથા વર્ગે સંસ્કૃત ગ્રંથોજ લખ્યા છે બીજા વર્ગે પરચુરણ પદો અને ભજનો લખ્યા છે

*એના પદોનો સંગ્રહ કરીને "બ્રહ્માનંદ કાવ્ય" નામે પુસ્તક રા રા મોતીલાલ ત્રીભોવનદાસ ફોજદારે બહાર પાડયુ છે

દેશાચાલ, સાંસારિક ગુંચવણો વિગેરેની સમજ અને વહેવારૂ જ્ઞાન કેટલા ગાઢ હતાં તે માલમ પડી આવે છે[1] શબ્દ અને શબ્દયોજના ઉપરનો એનો કાબુ એટલો પ્રશંસાપાત્ર છે કે એના પદ વાચતા વારને વાંચકના મનપર અવર્ણનીય[2] આનંદ અને શાંતિનો ભાવ છવાઇ રહે છે દૃષ્ટાંત તરીકે આપેલું નીચેનું પદ ઘણું લોકપ્રિય છે, અને પોતાના વાચકોના હૃદય-પર જે ઉપદેશ એ ઠસાવવા માગે છે તે એમા વર્ણવ્યો છે —

"આ તન રંગ પતંગ સરીખો, જાતા વાર ન લાગેજી,
"અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, તારી નજરો આગેજી.

"અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગા ઘાલેજી,
"જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી,
"જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી,
"મગરૂરીમા અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી
"મનમાં જાણે મુજ સરીખો, રસીયો નહીં કોઇ રાગીજી,
"બ્હારે તાકી રહી બીલાડી, લેતા વાર ન લાગીજી.
"આજ કાલમા હું તું કરતા, જમડા પકડી જાશેજી,
"બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી

મુક્તાનંદ મુક્તાનંદ (જન્મ ઇ સ ૧૭૬૧, મૃત્યુ ૧૮૨૪) પહેલા તો રામાનંદનો મુખ્ય શિષ્ય હતો સહજાનંદ જ્યારે ફરતા ફરતા કાઠીઆવાડના માંગરોલ ગામે આવ્યા ત્યારે રામાનંદના હાથ નીચે એ મુખ્ય અધિકારપર હતો. સહજાનંદ પણ આ ગુરના હાથ નીચે આઠ નવ મહિના રહ્યા ત્યારપછી એઓ રામાનંદની જગાએ ગુરૂ નિમાયા મુક્તાનંદ તે વખતે એમનો શિષ્ય

[1] આને માટે એના શૃંગારના પદ ખાસ જોવા

[2] એના કૃષ્ણ કીર્તનના પદો વાચવાથી આ વાત માલમ પડી આવશે

થયો. ત્યારથી તે મુક્તાનંદનુ અવસાન ગઢડામા સહજાનંદના દેહત્યાગ પાછી બે મહિને થયુ ત્યાં સુધી સહજાનંદનો એના ઉપર ઘણો પ્રેમ હતો અને તેઓ એને નિત્ય માનની દૃષ્ટિએ જોતા જેમ બ્રહ્માનંદનો ખાસ વિષય ઉપદેશ હતો તેમ મુક્તાનંદનો વિષય જ્ઞાન હતું સાધુ થયા પહેલાં

જ્ઞાન–એનો ખાસ વિષય

એનુ નામ મુકુંદદાસ હતું એ નામે એણે "મુકુંદ બાવની" નામે પદ લખ્યા છે તેર વર્ષની નાની ઉમરથી એનુ વૈરાગ્ય તરફ આકર્ષણ થયુ હતું, અને જ્યારે તેથી એણે જોયુ કે મારા માબાપ મને સસાર ત્યાગ કરવા દે એમ નથી ત્યારે એ ગાંડા થઇ જવાનો ઢોંગ કરી પોતાના ગામ ક્રાગ્દ્રાથી નાસી ગયો વાંકાનેર ને સરધારમા જુદા જુદા સાધુઓની સંગતમા રહીને એ છેલ્લે માગરોલમા રામાનંદનો શિષ્ય થઇ રહ્યો રામાનંદે પ્રસન્ન થઇને એને પોતાના હાથ નીચે મોટા અધિકારપર નીમ્યો

સંસાર ત્યાગ.

નવ હજાર પદ ઉપરાત એના બીજા ઘણા ગ્રંથો છે પણ તે સર્વમા "ઉદ્ધવ ગીતા" મોખરે છે સતી ગીતા (ઈ. સ. (૧૮૨૪) પણ પ્રશસા પાત્ર છે. સતી ગીતામાં કવિએ સ્ત્રીના વિધવા–સધવા આદિ વિભાગો પાડીને તેમના ધર્મ–કર્ત્તવ્ય બારીકીથી વર્ણવ્યા છે "સુવાસણીથી ઇતર નારી" ને એણે "વિધવા" ગણી છે ને તેના લક્ષણ નીચે પ્રમાણે જણાવે છે:–

સતી ગીતા

"જ્ઞાન વૈરાગ્ય કે ભક્તિને બળે, ન બળી પતિ સંગ જોય,<br>
"ધર્મ બાંધ્યાને બળે, ન બળી પતિ સગ કોય<br>
"સુંદર સુતનુ બળ ગ્રહી, પતિ સગ ન બળી હોય,<br>
"એ રીતે તન નવ તજે, વિધવા કહાવે સોય<br>
"જે વિનતા વૈરાગ્યવતી, વિષય થકી ઉદાસ,<br>
"શ્રી હરીને નિજ પતિ ગણે, ત્યાગે અન્ય સુખની આશ.

" પ્રાકૃત નર અતિ તુછ જાણી, ન પરણી જે નાર,
" તેપણ વિધવા જાણવી, જે થવા ઇચ્છે ભવપાર.
" જે વનિતાને તપજ વહાલુ, દઢ મતિ નિષ્કામ,
" બાળપણથી હરી ભજે, ઊર ધરે પ્રભુ સુખ નામ *
" તે સર્વે વનિતાઓ વિધવા સન્યાસી સમ એહ,
" મુકતાનદ કહે માનની સર્વે, સાભળો ધરી નેહ

કાવ્ય જરા લાબુ છે તેમા ઘણીજ સૂક્ષ્મ રીતે પરણેલી અને વિધવા સ્ત્રીઓએ જે જે વિવિધ કર્ત્તવ્ય કરવાં જોઇએ તે સવિસ્તર વર્ણવ્યા છે. એકદરે કાવ્ય રસિક, બોધક ને જ્ઞાન આપનારૂ છે અને સૌથી ગુણ વિશેષ તો એની સરળ ભાષા છે

નિષ્કુળાનદ જે ઈ. સ. ૧૮૨૧ મા હયાત હતો તે કચ્છનો વતની હતો જ્ઞાતે વિશ્વકર્મા બ્રાહ્મણ હતો અને સાધુ થયા પહેલા એનુ નામ લાલજી હતું. એ પણ સહજાનદનો સોબતી હતો એણે વીશ કાવ્યગ્રથને ત્રણ હજાર પદ લખ્યા છે એની કવિતાનો વિષય વૈરાગ્ય હતો એના વૈરાગ્ય વિષેના લોકપ્રિય પદમાથી નીચેની થોડીક પક્તિઓ આપી છે —

નિષ્કુળાનદ

" જનની જીવો રે ગોપીચદની, પુત્રને પ્રેર્યો વૈરાગજી,
" ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સસારીડો આગજી. જનની.
" ધન્ય ધન્ય માતારે ધ્રુવતણી, કહ્યા કઠણ વચનજી,
" રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલીઆ વનજી જનની

× × × ×

---

* યુરોપમાની ખ્રીસ્તી ધર્મની સાધ્વીઓ ( nuns ) ની માફક હિદુ સ્ત્રી પણ આજીવત કૌમાર્યવ્રત પાળી, બ્રહ્મચારી રહી, ઈશ્વરને પોતાનુ સર્વસ્વ અર્પણ કરે એ વિચાર કવિએ કેવી હિમતથી આપણા સસારની સ્થિતિ જોઈ ઉપદેશ્યો છે તે વાચકે લક્ષમા લેવાનુ છે

" ભલોરે ત્યાગ ભરથરી તણો, તજી સોળસેં નારજી;
" મદીર ઝરખા મેલી કરી, આસન કીધલા બહારજી જનની

**મજુકેશાન.**

મજુકેશાનદના લેખોનો મોટો ભાગ હજી પ્રસિદ્ધ થયો નથી વડતાલમા એની હસ્તલિખિત પ્રત છે જે થોડા પદ પ્રસિદ્ધિમા આવ્યા છે તે ઉપરથી એમ લાગે છે કે એને ખોટા ગુરૂ પ્રત્યે ઘણો તિરસ્કાર હતો —

" નર તન પામી, હાર્યો જીતી બાજી મૂઢ અજ્ઞાની,
" ખોટા સત તણી શિખામણ તે અતરમા સત્ય માની

**દેવાનદ**

સહજાનદી પથના નહિ એવા લોકોમા પણ એ પથનો જો કોઇપણ કવિ બહુજ પ્રસિદ્ધ ને લોકપ્રિય હોય તો તે દેવાનદજ છે રખડતા ભિક્ષુકો ગામે ગામ ને શ્હેરે શ્હેર એના ભજન ગાઇ માગી ખાય છે એની ગરબીઓ દયારામની પેઠે આશો માસની સુંદર, રળીઆમણી, અજવાળી રાત્રે ચદનીમા સુરત, વડોદરાની સ્રીઓ તાલસુર સાથે ગાય છે નીચે આપેલી પક્તિઓથી શરૂ થતી ગરબીઓમાની કોઇકને કોઇક તો ગુજરાતના વતનીએ કોઇ ભિક્ષુક અથવા ભરથરીને મ્હોડે જરૂર સાભળી જ હશે, એટલુજ નહીં પણ એમા જણાવેલા સત્ય અને યથાર્થ ભાવની તેમજ એમા રહેલી તીખાશ અને તમતમાટની એના મનપર અસર થયા સિવાય રહી નહીં હોય

**એની ગરબીઓ.**

૧

" કર પ્રભુ સગાથે દૃઢ પ્રીતડીરે,
" મરી જાવુ મેલી ધનમાલ, અતકાળે સગુ નહીં કોઇનુરે
" સસ્કારે સબંધી સર્વે મળ્યારે,
" એ છે જૂઠી માયા કેરી જાળ, અતકાળે.

"મારૂં મારૂં કરીને ધન મેળવ્યુરે,
"તેમા તારૂ નથી તલભાર, અંતકાળે
"સુખ સ્વપ્ના જેવુ છે સંસારનુરે,
"જાતા ન લાગે વાર, અંતકાળે

૨

"દુનીઆમા ડાહ્યો ડહાપણુમાં દુઃખ પામે

૩

"અજ્ઞાની તારા, અંતરમા દેખ વિચારી,
"અંત સમે કોઇ કામ ન આવે, સગાકુટુંબ નરનારીરે અજ્ઞાની.
"જોબન ધનનુ જોર જણાવે, ફાટી આંખે ફરતો,
"કાલ કરાલ કઠણ શિર વેરી, દિલમા નથી ડરતો રે અજ્ઞાની
"માલ ખજાના મંદીર મેલી, મુઆ ભૂપ મદમાતા,
"શ્વાન શુકરના દેહ ધરીને, ઘર ઘર ગોથા ખાતારે અજ્ઞાની
"આજ અમુલખ અવસર આવ્યો, હરિ ભજ્યાનુ ટાણું,
"દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ન મળે ખરચે નાણૂરે અજ્ઞાની

**મુળજીભટ્ટ**

મુળજીભટ્ટ (સં ૧૮૮૧)મા હયાત હતો. એના પિતાનુ નામ ભાટ-ભટ્ટ. એ અમદાવાદનો હતો એણે નરસિંહ મહેતાના પિતાનુ શ્રાદ્ધ લખ્યુ છે

**સ્ત્રી કવિયો.**

મીરાબાઇ સિવાય પણ ભક્તિદીપ જ્વલંત રાખનારી બીજી સ્ત્રી કવિયો થઇ ગઇ છે અને તે છેલ્લા શતકના અંત ભાગમા થઈ ગઈ છે એ વાત ખરી છે કે મેવાડની રજપુત રાણીની કોટીમા એમને મૂકી શકાય નહિ તેમજ તેના અને એમના વચ્ચે સમયનો જે લાંબો અંતર પડયો છે તેથી

મીરાબાઇએ ઉપસ્થિત કરેલો ભક્તિભાવ આ પાછલા સમયમા મુકાબલે ઉતરતી કોટીની સ્ત્રી કવિયોએ ચાલુ રાખ્યો એમ કહી શકાય નહીં. મીરાની કૃતિ સાહસિક, અપૂર્વ અને નૈસર્ગિક હતી જે ભાવયુક્ત કાવ્યશક્તિ એની કૃતિમાં તરી આવતી જોવામા આવે છે તેને જન્મ આપે કે પોષે એવું, એની આસપાસના તે સમયના સાહિત્યના સંજોગોમા કાંઇપણ નહોતું કેવળ અંતરની ઉર્મિથી અને ધાર્મિક-તીવ્ર લાગણીઓથી પ્રેરાયલા એના હૃદયમાથી કાવ્યના મિષ્ટ ઉદ્‌ગારો સહજ નીકળી પડયા પરંતુ આ પાછલા સમયની સ્ત્રી કવિયોને એમ નહોતું. એમની રચનામા દર્શાવેલા ભાવોથી જે વાતાવરણમા તેઓ ઉછરી હતી તે વાતાવરણ ભરેલુ હતું. જે કૃતિમાં તેમણે ભાગ લીધેલો કહેવાય તેજ કૃતિઓ ઘડવામા, તેમના પુરૂષ વર્ગના સહચારી બધુઓ-પુરૂષ કવિયો, મશગુલ હતા આ સયોગોનો મીરાબાઇના સમયમાં અભાવ હતો, છતા પણ એ સ્ત્રી કવિયોને ધન્યવાદ ઘટે છે, કારણ કે સ્ત્રી કેળવણીના વિષયમાં તો તે સમયે અધકાર હતો, તે છતા કોણ જાણે કેવા સાધનોવડે એમણે એવી કેળવણી પ્રાપ્ત કરી કે જેથી તેમણે પોતાના મનપર પ્રકાશ પાડયો એટલુજ નહીં પણ આસપાસના મનુષ્યનાં મનનો અધકાર પણ દૂર કર્યો શુદ્ધ કાવ્યના ઉત્કૃષ્ટ ધોરણે જોતા તો દીવાળીબાઇ, રાધાબાઇ, કૃષ્ણાબાઇ, પુરીબાઇ, ગવરીબાઇ, એમના પદ મધ્યમ પક્તિના ગણાય, પરતુ દુનીઆના બધા દેશોમા જે કામ (કાવ્ય રચવાનુ) ઘણી થોડી સ્ત્રીઓએ કર્યું છે તે કામ તેમણે કર્યા બદલ તેમને પ્રશસાપાત્ર તો ગણવા જોઇએ

તેમનુ પ્રશસાયુક્ત કામ.

દીવાળીબાઇ ડભોઇના બ્રાહ્મણની પુત્રી હતી એની કવિતા ઉપરથી જણાય છે કે વિધવા થયા પછી ઘણું ખરૂં એ પોતાને પિયેર આવી રહી સ ૧૮૪૭ નો ભયકર કાળ, જેને સુડતાળો કહે છે તેમા એના બાપને

દીવાળીબાઇ.

પોતાના બંનેના પેટ ભરવાના સાસા પડયા ત્યારે એને એક વૃદ્ધ સાધુને સોંપી પોતે ક્યાંક ચાલ્યો ગયો કવિતામા આ સાધુને એ "દાદાગુરૂ" ને નામે ઓળખાવે છે થોડો સમય ગોલવા ગામમાં

**એના ગુરૂ**

રહી એ બને પછી વડોદરે આવ્યાં આ સાધુ સાથે એણે ઘણી વખત અયોધ્યાની જાત્રા કરી હતી સાધુ રામભક્ત હતો તેથી એની સગતમા દીવાળીબાઈ પણ રામભક્તિ તરફ વળી એનાં વિશુદ્ધ ચારિત્ર્ય તથા દૃઢભક્તિથી એના ઘણા અનુયાયી થયા તેમાના એકે એને રામ મદિર બધાવી આપ્યુ એણે તો દુનીઆનો ત્યાગ કર્યો હતો છતા એના ચરિત્રની નિદા કરનારા પણ ઓછા નહોતા પણ આ નિદા કરનારામાના એકનુ અકસ્માત્ અને અચાનક એવી રીતે મૃત્યુ થયુ કે લોકોને એમજ લાગ્યુ કે આ બાઈની ખોટી નિંદા કરવાનુ એને ફળ મળ્યુ આવી રીતે એના શીલપરનો ડાઘ નીકળી ગયો, છતાં પણ દીવાળીબાઇને એમજ લાગ્યુ કે વડોદરાના રામમદિરમા રહેવાથી ભક્તિ કરવામા વિઘ્ન આવશે તેથી એ વડોદરા છોડીને

**જાત્રા**

અયોધ્યા નિવાસ કરવા ગઈ. સાધુએ એને આખુ રામાયણ શિખવ્યુ હતું તેથી એની કવિતામા રામ ચરિત્રનાજ પ્રસગો આવે છે. શ્રી રામચદ્રનો જન્મ, વિવાહ, રાજ્યાભિષેક વિગેરે પ્રસગો એણે લગભગ પાચશે છુટક છુટક પદોમા વર્ણવ્યા છે. શ્રી લક્ષ્મણનુ એણે ઘણુંજ આબેહૂબ ચિત્ર આપ્યુ છે વૃદ્ધાવસ્થામા રામના

**શ્રી લક્ષ્મણનુ આબેહૂબ ચિત્ર**

પિતા દશરથને જ્યારે જણાયુ કે પોતાની ત્રણે રાણીઓ ગર્ભવતી થઈ છે ત્યારે એણે પ્રસન્ન થઇને ત્રણેને ચાહે તે માગવા કહ્યુ દશરથ સમાન નૃપતિની રાણી-ઓ, ને તેમણે માગ્યુ ત્યારે શુ? એ જાણીતી વાત છે કે ગર્ભવતી હોય ત્યારે સ્ત્રીઓને માટી રાખ વિગેરે કચરા જેવી હાનિકારક વસ્તુઓ ખાવાની આકાક્ષા* રહે છે, એજ સ્ત્રી હૃદયની દુર્બળતાને

---

* આ ભાવને "અભાવો" કહે છે

આધીન થઇ જ્યારે તેમાથી એકે "માટી," બીજીએ "નળિયુ," ત્રીજીએ "રાખોડી" માગી ત્યારે દશરથ રાજાને કેટલુ આશ્ચર્ય ઉપજ્યુ હશે આવા સ્ત્રી સ્વભાવના ઘણા દૃષ્ટાતો એની કવિતામાથી આપી શકાય એમ છે. રાજ્યાભિષેક સમયે કયા રગની સાડી પહેરવી તે માટેનો રામસીતાનો સવાદ સ્ત્રી લક્ષણનુ તાદૃશ્ય ચિત્ર છે એક પછી એક રગ ગણાવીને અતે સીતાજી "ગુલાબી" રગજ પસદ કરે છે આ ચિત્ર સ્ત્રીની કલમજ ચીતરી શકે

**એના પદ વિચારમાં વિશુદ્ધ અને ભાષામા સરળ**

ઉચ્ચ કક્ષાથી જોતાં તો વિષય વિચારને લઇને, એની કવિતા વિશુદ્ધ છે, કારણ એનો નાયક રામ જેવો ચારિત્ર્યવાન પુરૂષ છે આથી કૃષ્ણલીલા જેવા વિલાસમય વિષય પસદ કરનાર કવિયોની કૃતિના મુકાબલામા એની કવિતા મનને એક જાતની તાજગી બક્ષે છે એની ભાષા સાદી છે. એની કવિતામા એવો ઉપદેશ છે કે રામ ભજનથી મુક્તિ મળે છે. ને રામ "નીચ ને ઉંચ" જોતા નથી. એને તો "નીતિવાન"જ વહાલા છે એને "દાન દખણા" પણ જોઇતા નથી. અને રામની દૃષ્ટિમા શ્રીમત કે ગરીબ, પરણેલા કે ઘરભગ થયલા સૌ સમાન છે

**વૈધવ્ય સ્વાગત**

રામભક્તિમા દીવાળીબાઇ એવી લીન થઈ ગઇ હતી કે પોતાને વૈધવ્ય પ્રાપ્ત થયુ તોજ રામભજનનો અવસર મળ્યો એમ ગણીને નીચેના પદમા વૈધવ્યનુ સ્વાગત કરે છે. એની કવિતા, એના વિશુદ્ધ અને સાદા જીવનનુ પ્રતિબિમ્બ છેઃ—

"મટે ભવો ભવના દુ:ખ, રામજી કહીએરે,<br>
"આજ તમ પામ્યા સુખ ,,<br>
"થઇ વિધવા પામ્યા ભજન, ,,<br>
"એવી વિધવા જુગોજુગ, ,,<br>
"દીવાળી કરીએ તમારૂ ભજન ,

**રાધાબાઇ**

રાધાબાઇ વડોદરાની દક્ષણી બ્રાહ્મણી હતી એ અવધૂતાનંદ નામે સાધુની શિષ્યા હતી ને રાધા કૃષ્ણની ભક્ત હતી. વડોદરામા એ રામનાથના દહેરામા રહેતી પરંતુ એ વારવાર ઉત્તર હિંદુસ્તાન તરફ તથા દ્વારકાની જાત્રાએ જતી એ સં. ૧૮૯૦ મા જીવતી હતી, ત્યાર પછી લગભગ વીશ વર્ષે એનુ મૃત્યુ થયુ એનો ચ્હેરો ગૌર વર્ણનો

**એના સૌંદર્ય અને રાગથી થતું લોકોનુ આકર્ષણ**

હતો અને શરીર સુંદર હતું એ હમેશા વસ્ત્ર સફેદ પહેરતી. સાજ ( વાજીત્ર ) ઉપર એનો કાબુ સારો હોવાથી ને કંઠ મધુર હોવાથી એનુ ગાયન ઘણુંજ મીઠું લાગતુ, અને તેથી ઘણા વૈષ્ણવો એના અનુયાયી થયલા. એની ગરબીઓ ને પદ હજી લોકોમા ગવાય છે.

**એની કવિતાની ભાષા મિશ્ર.**

એની કવિતામા ખામી ભાષાની છે એ ભાષા નથી શુદ્ધ ગુજરાતી કે નથી મરાઠી કે નથી હિંદી એ ત્રણેનું વિચિત્ર મિશ્રણ છે, ને એ ત્રણ ભાષાનુ જ્ઞાન ન હોય તો એની કવિતા એકાએક સમજવી મુશ્કેલ પડે છે, એણે કૃષ્ણજીવનના કેટલાક પ્રસંગો વર્ણવ્યા છે, તથા વિઠોબા, કરમાબાઈ, મીરાબાઇ, જ્ઞાનેશ્વર, તુકારામ આદિ સંતોના ટૂંકા ચરિત્ર લખ્યા છે. એની કવિતાના નમુના પરથી એની ભાષા કેવી મિશ્ર હતી તે સમજાશે.—

" તુકારામ બડા સારા ભક્ત,<br>
" થઈ ગયા બડા સશક્ત,<br>
" જાકુ જાણે સઘળા જક્ત,<br>
" જે પંઢરીમે હે રક્ત. તુકારામ તોબ્યા.

એણે મુસાફરી ઘણી કરેલી હોવાથી કેટલાક સ્થળોનાં સવિસ્તર વર્ણન એની કવિતામાં દૃષ્ટિએ પડે છે એની કવિતામા જો કે સૌંદર્ય નથી પરંતુ

તેમા જોમ અને સરળતા છે એનું મૃત્યુ ઇ. સ ૧૮૫૭ મા થયું હોય એમ અનુમાન થાય છે

**કૃષ્ણાબાઇ,**

કૃષ્ણાબાઈ વડનગરની નાગરેણ હતી. એના "કૃષ્ણના હાલરડા" અ ને "સીતાજીની કાચળી" ગુજરાતના સ્ત્રી વર્ગમા પ્રસિદ્ધ છે "કાચળી"ની વાત જાણીતી છે પ ચવટીમા રાવણનો મામો મારીચ સુવર્ણ મૃગને વેષે આવ્યો ને સીતાજીની દૃષ્ટિએ પડયો સ્ત્રીની સ્વાભાવિક નિર્બળતાને વશ થઇને આ મૃગને મારીને એના "ચર્મ"ની કાચળી સીવડાવવાની સીતાજીને "રઢ લાગી" રામ મૃગને મારવા તેની પાછળ ગયા ને થોડી વારમા રામ સકટમા હોય એવા શબ્દ સભળાયા સીતાએ ધાર્યું કે રામ સ કટમા હશે તેથી લક્ષ્મણ જેને એનુ રક્ષણ કરવાનુ કામ રામ સોપી ગયા હતા તેને પોતાના ભાઇની સહાયે જવા સીતાએ કહ્યુ રામે જતી વખતે લક્ષ્મણને આજ્ઞા કરી હતી કે—

"લક્ષ્મણ બાપ તું મઢીએ રહેજે, મૃગને લાવુ મારી

તે ઉપરથી લક્ષ્મણે રામની સહાયે જવા ના કહી સીતાએ તેને મેણા ટોણાં "વચનબાણ ' મારીને રામની પાછળ મોકલ્યો, એટલે રાવણને સીતાનું હરણ કરવાનો માર્ગ મોકળો થયો આ કવિતામાં રામ અને સીતા અને સીતા અને લક્ષ્મણ વચ્ચેના સ વાદો એવી તો સરળ ઘરગથુ ને જોડે જોડે ઝમકદાર ભાષામા મૂકવામા આવ્યા છે કે તેમા સ્ત્રીહઠ, પતિનું એ હઠને અનુકૂળ વર્ત્તન અને નાના ભાઇનું આજ્ઞાંકિતપણું એ સર્વના આબેહૂબ ચિત્ર દેખાય છે

**પુરીબાઇ.**

પુરીબાઇએ સીતાનો વિવાહ પ્રસ ગ વર્ણવ્યો છે. તેનું નામ એ "સીતા મ ગળ" આપે છે. એની ભાષા સાદી ને પ્રૌઢ છે.

ગવરીબાઇનો જન્મ સ. ૧૮૧૫ (ઇ. સ. ૧૭૫૯) મા થયો હતો.

**ગવરીબાઈ**

એ ડુંગરપુરની નાગર બ્રાહ્મણી હતી પાંચ છ વર્ષની હતી ત્યારે એના લગ્ન થયલા ને લગ્ન પછી થોડે દિવસે એના પતિનું મૃત્યુ થયું હતું, તે ઉપરથી એણે ઈશ્વરને જ પોતાનો પતિ ગણ્યો ખંતથી લખતા વાચતા શિખીને ભાગવત અને તત્ત્વજ્ઞાનના પુસ્તકોનો એણે અભ્યાસ કર્યો. જ્ઞાન અને વૈરાગ્ય એ 'પામી' હતી ને સમાધિ ચઢાવી જાણતી એની સાધુવૃત્તિથી

**રાજાઓ તરફનું સન્માન.**

ડુંગરપુર, જેપુર અને કાશીના રાજાઓનુ લક્ષ એના તરફ ગયુ હતુ પોતાને વતનથી એ કાશી જઇને વસી હતી, ને ત્યા એનુ મૃત્યુ થયુ સ્ત્રી કવિઓમા વેદાતી કવિ એ એકલીજ છે ને પુરૂષ વેદાતી કવિઓમા અખા સાથે એને મૂકી શકાય, પણ અખાની શૈલી કરતા એની શૈલી સરળ-વગર ભણેલાથી પણ સમજાય તેવી-પરબ્રહ્મના વિશ્વમા વ્યાપકપણાનુ ઉદાહરણ આપતા, એ તેને "ફુલનની બાસ" તથા "સુરજમે તેજ"ની ઉપમા આપીને સમજાવે છે * ગવરીબાઇએ આશરે છસેબાવન પદ રચ્યા છે.

**દયારામ**

ગુજરાતી સાહિત્યના રાજ્યાસનને દીપાવતા ત્રણ મુકુટમણીમા દયારામ અંતિમ છે. ગુજરાતી સાહિત્ય સૈન્યનો મોખરો જેમ નરસિંહ મહેતાએ અને મધ્ય પ્રેમાનંદે દિપાવ્યા છે, તેમ તેનો પાછલો ભાગ પણ દયારામે તેવીજ ઉત્તમ રીતે યશસ્વી કર્યો છે ગુજરાતના કાવ્ય સાહિત્યને ઉચ્ચતમ શિખરે પહોચાડવામા આ ત્રણે કવિ સમભાગી હતા, અને દયારામની

**ગુજરાતી સાહિત્યમાં દયારામનુ સ્થાન.**

કવિતા તે એ પ્રાચીન સસ્કારી ગુજરાતી કાવ્ય સાહિત્યના ઝાખા પડતા દીપનો અંતિમ પ્રકાશ છે;

---

* "ગુજરાતની સ્ત્રી કવિયો" એ વિષયપર એક ઘણો રસિક નિબંધ અ સૌ. વિદ્યાગૌરી રમણભાઇ બી એ એ રાજકોટમા ત્રીજી સાહિત્ય પરિષદમા વાચ્યો હતો આ વૃત્તાતમા તે નિબંધની પણ સહાય લીધી છે

એની ગરબીઓ તથા એના પદ તે એ ક્ષીણ થતા પ્રદીપની ઓલવાતા પહેલાની દીપ્તિ છે

**એની રહેણી**

દયારામનુ જીવન–સાહિત્ય વિષયક તેમજ સામાજીક–વિવાદનો વિષય થઇ પડ્યુ છે સ્ત્રીજાતિ સાથેનો એનો સંબધ શુદ્ધ–માનસિક–નહોતો એમ કહેનારા પણ છે, જ્યારે એજ સબધ સાસારિક ગૃહવ્યવસ્થાને અગે આવશ્યક હતો એમ કહી એનો બચાવ કરનાર વર્ગ પણ છે. સાહિત્ય જીવનમા એની તુલના ફારસી કવિ હાફિઝ, ઇગ્લડના વિલાસી પણ સરકારી કવિ બાયરન અને હિદી ભક્ત કવિ સુરદાસ સાથે કરવામાં આવે છે

**કિશોરાવસ્થા ને અભ્યાસ**

દયારામનુ મૂળ નામ દયાશકર હતું, પણ એણે જ્યારે શિવમાર્ગ છોડી વિષ્ણુ માર્ગ સ્વીકાર્યો ત્યારે તે બદલ્યુ એમ કહેવાય છે એનો જન્મ નર્મદાતટે આવેલા ચાદોદ ગામમા ઇ સ ૧૭૬૭ મા થયો હતો એ જ્ઞાતે સાઠોદરો નાગર હતો એની તેર વર્ષની વયે એના માબાપ મૃત્યુ પામ્યા હતા માતા કરતા પિતાનુ મૃત્યુ એક વર્ષ પહેલુ થયુ હતું તે સમયે એને ગણિત તથા વાચવા લખવાનુ સાધારણ જ્ઞાન હતુ એના પિતાનો વિચાર એને વડોદરે સસ્કૃત શીખવવા મોકલવાનો હતો તેવામા જ તેનુ મૃત્યુ થયુ ત્યાર પછી ઓગણીસ વર્ષની વય થઇ ત્યા સુધી કવિ પોતાની માશીને ત્યા રહ્યો હતો. તેના અવસાન પછી એણે ડભોઇમા નિવાસ કર્યો.*

---

* આ કવિનુ જીવન વૃત્તાત મેળવવા પુષ્કળ પ્રયત્નો થયા છે કવિ નર્મદાશકર તેમા સૌથી અગ્રસ્થાને છે બીજા એમા ગ બા હરગોવિદદાસ કાટાવાળાએ પ્રાચીન કાવ્યમાળામા આપેલા કવિ જીવન કરતા રા ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ આપેલુ ચરિત્ર વધારે વિસ્તારવાળુ છે, કારણ એમણે પોતે જાતેજ એ વૃત્તાત મેળવવા મહેનત લીધેલી રા ત્રિભુવનદાસ શેઠની લખેલી "દયારામની જીવનકથા" આ ત્રણ વૃત્તાતપરથી ઉપજાવી કાઢેલી છે એમા કાઇ કોઇ સ્થળે સ્પષ્ટીકરણ વધારે કર્યુ છે

આ સિવાય હાલમા એક બે નવા વૃત્તાતો બહાર પડ્યા છે, પણ તેમા કાઇ ખાસ જીવ જેવુ નથી
બા ક.

દંતકથા એવી છે કે કવિની આઠ વર્ષની વયે એનો વિવાહ થયો હતો, પરંતુ તે કન્યાનું બે વર્ષમાં મૃત્યુ થયું, ત્યારપછી કોઇએ કવિને કન્યા દીધેલી નહીં, તેનું એક કારણ એની નિર્ધનતા હતી એની પોતાની ઇચ્છા પણ પરણવાની નહોતી એ જન્મ પર્યંત કુમારોજ રહ્યો હતો.

એના લગ્ન થયાં નહોતાં

ચૌદ વર્ષની ઉમર પછીનો જુવાનીનો કાળ એણે પોતાના આદર્શ કૃષ્ણની માફક સ્વચ્છંદપણે ગાળેલો ચાણોદની યુવતીઓ ગુજરાતમાં પોતાના સૌદર્યાદિ માટે પ્રસિદ્ધ છે વર્ણે ગૌર, અંગે સમૃદ્ધ, દાગ્ણ તરતા પણ આવડે, મનોહર, લાવણ્યપૂર્ણ, સાહસિક અને એ સિવાય આકર્ષણ કરે એવા બીજા ગુણોવાળી ચાણોદની સુંદરીઓ હોય છે આ સ્ત્રીઓ પ્રત્યે તોફાન મસ્તી કરવામાંજ દયારામને આનંદ મળતો, અને પોતાના જેવાજ ચેષ્ટાખોર જુવાનીઆઓને ભેગા કરી નર્મદાના ઘાટ પર પાણી ભરવા જતી સ્ત્રીઓપર કાંકરા નાખીને અથવા તેમને બીજી રીતે ચીઢવવામાં તે પોતાનો સમય વ્યતીત કરતો * શરમાળ સ્ત્રીઓ તો આ કુચેષ્ટા પ્રતિ લક્ષ આપતી નહીં, પરંતુ કોઇક સમયે આ જુવાનીઆઓનો નાદ ઉતારે એવી સ્ત્રીઓ પણ નીકળી આવતી. એક દિવસે એક સોનારણનું બ્હેડું દયારામે ફોડ્યું સોનારણનો મિજાસ ગયો, ને દયારામનું ધોતીયું પકડી બ્હેડાની કીમત માગી એની પાસે તો ખોટી બદામ પણ નહીં એટલે એ પોતાની ભૂલ સમજી ગયો ને ધોતીઆનો પલ્લો છોડવવા કાલાવાલા કરવા લાગ્યો, પણ સોનારણ એકની બે થઇ નહીં. આથી દયારામને એના બીજા ન્યાતીલાઓએ ચઢાવીને કહ્યું કે "શું નાગર સોનારણથી ગાજ્યો જાય ?" જુવાન દયારામને આથી પાણી ચઢ્યું ને

તરૂણાવસ્થાનું તોફાન

---

* સ્ત્રીઓ પ્રત્યે આવા અટકચાળા કરવાનો "ધંધો" માત્ર ચાણોદમાંજ છે એમ નથી પણ દરેક જગાએ ઘાટ યા કૂવા પર જુવાનીઆઓની ટોળીઓ ભેગી થઈ દયારામની માફકજ પોતાનો અવકાશનો સમય ગાળવામાં મઝા લે છે

આવેશમા ને આવેશમા એણે સોનારણને તમાચો ખેચી કાઢયો આ ખબર કોઇએ જઇને સોનારણના ધણીને કરી, એટલે તે હાથમા હથોડો લઇને દોડતો આવ્યો, એટલામા દયારામ ધોતીઉં છોડાવી નાઠો સૌને એમજ લાગ્યુ કે એણે નદીમા ઝપલાવી આપઘાત કર્યો હશે, પરતુ એ તો ચાદોદની પાસે આવેલા કરનાળી ગામમા ભરાઇ રહ્યો હતો ત્યા એને કેશવાનદ નામે સાધુનો ભેટો થયો. પોતાને શિષ્ય બનાવવાની એણે કેશવાનદને વિનતી કરી. એની યુવાન વયનો વિચાર કરીને સાધુએ એને ચેલો મુડવાની ના કહી. એનુ ના કહેવાનુ કારણ બીજુ જ કલ્પીને દયારામે સાધુઓના ભોપાળાની લાવણી જોડી કાઢી આ લાવણીમા સાધુઓ જુવાન છોકરાઓને ચેલા મુડતા આચકો ખાય છે તેનુ કારણ એવુ જણાવ્યુ છે કે સાધુઓ ઘણાખરા યુવતિઓની સગતમા રહે છે. હવે જો શિષ્ય જુવાન હોય તો બુઢ્ઢા સાધુનો ભાવ કયી યુવતિ પૂછે? આ લાવણી સાભળી કેશવાનદ

**અને તેનુ પરિણામ.** હસ્યા ને બોલ્યા કે "છોકરો બેવકુફ છે સાધુના સદ્દગુણનો પ્રતાપ એણે જોયો નથી કોઇ દિવસે તે પણ એને બતાવીશ" આ વાત પછી બે એક મહીને દયારામ તરતો તરતો કરનાળી ગયો ત્યાં કેશવાનદે એને પકડીને ગતના યોગદ્વારા શ્રીકૃષ્ણના સાક્ષાત્ દર્શન કરાવ્યા આ ચમત્કારથી કવિ કૃષ્ણનો દ્દઢ ભક્ત થયો ને કેશવાનદને પોતાના ગુરૂ ગણીને "ગુરૂ મોટા, ગુરૂ મોટા,"નુ પદ બનાવ્યુ.

કવિનો ચેષ્ટાખોર સ્વભાવ એની પુખ્ત વય થઈ ત્યા સુધી ગયો નહીં

**એનો સ્વભાવ.** ગ્રહણનો યોગ હોય છે ત્યારે ચાદોદમા નર્મદા સ્નાનનો મહિમા ગણાય છે એવે એક પ્રસગે ગાયકવાડ ફતેહસિહરાવના કુટુબની સ્ત્રીઓ ચાદોદ ન્હાવા આવી. જ્યારે જનાનાની સ્ત્રીઓ સ્નાન કરવા જવા નીકળી ત્યારે પુરૂષોને દૂર રાખવા ચોકી પહેરા મૂકાયા. દયારામના ટીખળી સ્વભાવવાળા મનમા આ હુકમ

તોડવાનુ સ્ફુરી આવ્યુ, એટલે એ એક નાનો છોકરો જેનો કંઠ મધુર હતો ને જે સીતારની છેડ કરી જાણતો તેની સાથે જઇને ઘાટ પર બેસી રહ્યો. દયારામે તબુરાને છેડ કરી ને છોકરાએ ગાવુ શરૂ કર્યું. જનાનાની સ્ત્રીઓ આ ગાવાબજાવાથી એટલી પ્રસન્ન થઈ કે તેમણે આગળ આવીને આ બે જણને ભિક્ષુક બ્રાહ્મણ સમજીને સોનામહોરની દક્ષણા આપવા માડી, તે ન લેતા દયારામે કહ્યું કે, "આપનાસ્ની પાત્રતા સિવાય હમે દક્ષણા લેતા નથી" રાણીએ આથી હોઝલ કાઢી નાખી સોનામહોર આપવા માડી. દયારામે મોટા મનથી તે દક્ષણા છોકરાને અપાવી આ સમાચાર વડોદરે પહોચતા એને રાજ્ય તરફથી આમત્રણ થયુ તે આમત્રણ એણે સ્વીકાર્યું પણ ખરૂ, પરતુ એવામા કાંઈ રાજખટપટ ઉઠી ને એ વડોદરે ગયો પણ કાંઈ સત્કાર થયો નહીં. તે દિવસથી એણે રાજા અથવા રાજ્યાધિકારીઓ પર વિશ્વાસ નહીં રાખવાનો નિશ્ચય કર્યો

**એની કાંતિ**

કવિની કાંતિ નૈસર્ગિક રીતેજ આકર્ષક હતી એ ગૌર વર્ણનો, ઉંચો, એકવડી કાઠીનો ને મજબૂત બાધાનો હતો. એનો કંઠ પણ સુરીલો હતો આવા નૈસર્ગિક આકર્ષણ વાળી કાંતિ ઉપરાત એની બીજી ટાપટીપથી એ સ્ત્રીવર્ગના મન હરી લે તેમા શુ આશ્ચર્ય ?*

જે વર્ગને આપણે "ફક્કડ" ગણીએ છીએ તે વર્ગમા એના "પોષાક" બાબતમા એને મૂકી શકાય. પાઘડી એ નડીઆદથી

* કવિ નર્મદાશંકર એને નીચે પ્રમાણે વર્ણવે છે—" દયારામ (મારાથી) પાતળો અને મૂઠ એક ઉંચો હતો મ્હોડુ ગોળ નહિ પણ લાબુ, મારા જેવુજ, નાક પણ મારા જેવુજ સીધુ પણ છેડેથી અણીઆળુ, આખ માજરી પણ ઘણી ચંચળ; કપાળ લમણાથી ઉંચુ થતુ જઇને જરાક બહાર પડતુ, મુછ ભરાવ ને ઉંચેથી વાંકડી પણ શોભીઆ નહી રંગે ઘઉ વર્ણથી જરા ગોરો નાજુકાઇ ઘણી હતી પાન ખાતો તો ગળાની રતાશ જણાઈ આવે"

**પોષાકમાં ફક્કડપણું,** રંગાવી મંગાવતો ને સાધારણ રીતે પાઘડીની રંગાઈના ચારથી આઠ આના લાગે ત્યારે એ પાઘડીની રંગાઇ પાંચ રૂપીઆ આપતો રેશમી કોરનું દશબાર રૂપીઆની કિંમતનું ધોતીઉં અને બારીક ઢાકાની મલમલના અંગરખા, બાયપર તથા પીઠપર ચીકન ભરાવી એ પહેરતો, દરજીને સીલાઇ પણ મનમાની આપતો અંગરખાની સીલાઈ એ ત્રણ રૂપીઆ સુધી આપતો, પરંતુ જો સીલાઈ બરાબર ન થાય તો દરજીની કમબખ્તિ આવી લાગતી. ધોતીઆની પાટલી ચીપતા અડધો કલાક થતો દુપટ્ટો અને ભરેલા જોડા સહાઉપરાંત ગખનો આવી સુઘડતા અને રસિકતાની સ્ત્રીવર્ગપર છાપ બેઠા સિવાય રહેજ નહી, અને એનું ચરિત્ર લખનારાઓએ ચાર પાચ કુલીન ઘરની સ્ત્રીઓના દષ્ટાંતો એવા આપ્યા છે કે જેમા તે સ્ત્રીઓ પોતાની ઉત્તરાવસ્થામા કવિ સાથેનો પૂર્વસબધ સ્વીકારતા શરમાયલી નહીં* ચાળીસ વર્ષની વય સુધી તો એનું ફક્કડપણું ને વિષયીપણું ગયું નહોતું, પરંતુ ત્યારપછી એ ડાવકો થયો હતો[1], અને રતનબાઇ નામે બાળવિધવા સોનારણ જે એની મંગી હતી તેની મોબતમાજ જીદગીપર્યંત રહ્યો એ બાઈ એનું ઘર સાચવતી. એના કારી મંદવાડમાં—અને દયારામને વારવાર મંદવાડ આવતો—એ બાઇ એની

**તેથી થતું સ્ત્રી વર્ગનું આકર્ષણ**

**દયારામ અને રતનબાઇનો સંબંધ**

---

* એના કેટલાક ન્યાતીલાઓ એનો આ વિષે એવો બચાવ કરે છે કે કૃષ્ણના અગાઉ અષ્ટ સખા હતા, દયારામ નવમો હતો અને એને રાસલીલાના દર્શન કરાવવાજ કૃષ્ણે આ સસારમા મોકલ્યો હતો

૧ દયારામ ડાવકો થયો તેનું કારણ નીચે પ્રમાણે છે એક સમયે એ વડોદરામા પોતાના કોઇ ઓળખીતાને ત્યા ઉતર્યો હતો તેની સ્ત્રી શુદ્ધ ભાવે એની સેવામા રહેતી પણ દયારામના મનમા કુદોષ ભાવ આવ્યો, ને બાઈને છેડવા ગયો તેણે બૂમ પાડી, એટલે દયારામ નાઠો આ અનુભવપરથી એની આખ ઉઘડી

ચાકરી કરતી એના મૃત્યુ પછી કેટલેક વર્ષે બાઇએ દેહત્યાગ કર્યો કવિના જીવનના આ પ્રસગની શરૂઆત જો કે અનીતિમય સંબંધથી થઈ હતી, પરંતુ પોતાના બન્નેના સંબધને અગે કવિએ પોતાના જીવનના જે કેટલાક પ્રસગો લખ્યા છે, અને જે એના શિષ્ય વર્ગે સાચવી રાખ્યા છે, તે ઉપરથી જણાય છે કે પોતાની પાછલી વર્તણૂકથી એ ડાઘ કાઢી નાખ્યો હતો, એ બાઇના માબાપ એને નવ વર્ષની મૂકીને મરી ગયાં હતાં, અને એજ અરસામા એ વિધવા પણ થઈ. એના સાસરીઆએ એને બહુ દુ ખ દીધુ હતુ નર્મદા તટે એનો ને દયારામનો મેળાપ થયો હતો અને સારી માઠી લોકવાયકા છતાં પણ એ બને જણા ત્રીશ વર્ષ સુધી સાથે રહ્યા હતા દયારામ કહેતો કે "પૂર્વજન્મમા એજ હમારી સ્ત્રી હતી પણ ધણીપ્રત્યે કટુ વેણ કહેવાને લીધે .. ....મલિન થવાથી વિખુટી પડીને બાળપણામા વિધવા થઇ રહી છે." જ્ઞાતિ ભેદને લીધે રતનબાઈ કવિ માટે રસોઇ કરતી નહિ[1], પણ તે સિવાયનુ ઘરનુ સર્વ કામ એજ કરતી દયારામના ક્રોધી સ્વભાવથી

તાતો સ્વભાવ

તેમજ એને વારવાર આવતા મદવાડથી[2] એ જલદી ઉશ્કેરાઇ જતો આથી રતનબાઇને[3] અવારનવાર એના હાથનો માર ખાવો પડતો ને તે એ સાખી જતી. પરંતુ એક સમયે એવુ થયુ કે એના માર અને આળથી કટાળી જઈ રતનબાઇએ એનુ ઘર ત્યાગી દીધુ દયારામની સ્થિતિ આ વખતે

---

૧ રસોઇના કામમા દયારામ એક્કો હતો, ભાતભાતની રસોઇ બનાવી જાણતો, ને પોતાની તથા રતનબાઇ બેની રસોઈ એજ કરતો

૨ દયારામને થયલા દરદોનુ વર્ણન કરવા બેસીએ તો એક ચોપડી ભરાય

૩ એક સમયે રતનબાઇ દયારામને દોરી જતી હતી, એની આખે ઝાખ વળતી હતી તેથી રતનબાઇના ખભા ઉપર હાથ મૂકી એ ચાલતો, એવામા એ સરી પડયો એટલે એનો મિજાસ ગયો, ને બાઇને ફટકાવી, પરંતુ રતનબાઇ એટલી ભલી હતી કે પોતાને થયલી ઇજાને ન ગણકારતા એનો પગ જે મોચકાઇ ગયો હતો તેના પર પાટો બાંધવા મડી પડી

ખરેખરી દયામણી થઇ પડી એક મિત્રના સમજાવવાથી બાઇ પાછી આવી, પરંતુ પાછા આવવાનુ મુખ્ય કારણ એ હતું કે એ બાઇના વિયોગથી દયારામ ઘણો હીઝરાયો ને રતનબાઇને એમ સમજાવવામાં આવ્યુ કે જો એ પાછી નહિ આવે તો દયારામ દેહત્યાગ કરશે દયારામના અંતિમ મંદવાડમા બાઇએ એની ઘણીજ ચાકરી ઉઠાવેલી મૃત્યુના સાત આઠ વર્ષ અગાઉ દયારામ ઝાંખુ દેખતો ને છેલ્લા બે વર્ષ તો આંખો છેકજ ગઈ હતી રતનબાઇ વિષે લખતા કવિએ એને પોતાના "સુખદુઃખની ભાગીએણુ" જણાવી છે ત્રણ ત્રણ વખત એણે બાઇને બધી જાત્રાઓ કરાવી હતી. જાત્રામા પણ એ બાઇએ એની એવી સેવા ઉઠાવી હતી કે એ પોતાને એનો "ઓશીંગણુ" માનતો મરણુ અગાઉ પણ કવિએ પોતાના શિષ્ય વર્ગને આ બાઇની ભલામણ કરેલી, પરંતુ દુર્ભાગ્યે કવિના સગાએ એના મરણુબાદ રતનબાઇને દુઃખ દેવામા કચ્ચાશ રાખી નહીં કવિ નિર્ધન હતો છતા પણ એને થોડી એક રકમ આપી હતી આ પૈસા પણ કવિના પિત્રાઇએ લઇ લીધા કવિના મૃત્યુબાદ ચૌદ વર્ષે મટ્ટ અને ગરીબાઇમા આ બાઈ મરણ પામી

**રતનબાઈની ઉત્તરાવસ્થા કષ્ટમય, શોચનીય**

પોતાની રહેણી કરણી જનસમૂહમાં નિંદાપાત્ર ગણાય છે તે વાતથી કવિ અજ્ઞાત નહોતો કેટલાક તો એને મ્હોડા મ્હોઢ પૂછતા કે "યુવાન સ્ત્રી સાથે તમે એકાતમા રહીને તમારી પૂજા તેમને શા માટે કરવા દો છો?" તેનો એ ઉત્તર આપતો કે "મારી પાછળ મારી નિંદા થાય છે પણ એમ તો શ્રીકૃષ્ણની નિંદા પણ એની પૂઠે કયા મથુરામાં ન્હોતી થતી? હુ ના કહું છુ છતા સ્ત્રીઓ મારે ત્યા આવી ફુલ ધરાવે છે; પગ દાબે છે ને પૂજા કરે છે પરંતુ મારૂં હૃદય તો શુદ્ધ છે આ સંસારના પાપપુંજમાથી એમને તારવી, કૃષ્ણ સાથે એમનો સંબંધ જોડી આપવો

**લોક વિરૂદ્ધ વર્તનનો કવિએ કરેલો ખુલાસો.**

એ મારો ધર્મ છે" નીચેની પંક્તિઓમા એ પોતાના વ્યભિચારની વ્યાખ્યા આપે છે—

"દયાની પ્યારી, કૃષ્ણજી કહાવે, કૃષ્ણની પ્યારી આ દાસી,
"રમુ, રમાડુ, પ્રેમે પોઢુ, જારી કૃષ્ણસું, નહીં તો ઉદાસી.
"એ વ્યભિચાર નિત કરીએ રે, એથી ભવસાગર તરીએ રે,

સ્ત્રીસગનો ત્યાગ કરવાનો એનો બોધ

સ્ત્રીવર્ગના સસર્ગથી જે અમર્યાદ રાગ ઉત્પન્ન થાય છે તેના અનિષ્ટથી એ અજાણ્યુ નહોતો અને,

"જે કોઈ જન કલ્યાણ ચાહો, તે સ્ત્રીની સંગત તજજો રે,

વાળી ગરબીમા "સ્ત્રીસગત"નો ત્યાગ કરવાની એ સલાહ આપે છે.

દયારામના પ્રવાસ.

વીશ વર્ષની વયથી તે એ ચાળીશ વર્ષે પહોચ્યો ત્યા સુધીનો સર્વકાળ દયારામે પ્રવાસમાજ કાઢયો છે બદ્રિકાશ્રમ, જગન્નાથપુરી, રામેશ્વર અને દ્વારકા એ ચારે ધામની એણે ત્રણ ત્રણ વખત જાત્રા કરી હતી શ્રીનાથદ્વારાની તો એણે સાત વખત જાત્રા કરી હતી, ચાર વખત "જમના પાન" કર્યુ હતુ. હિંદુઓમા "મુક્તિ" મળ્યા સમાન ગણાતુ એક કાર્ય એણે કર્યું હતું કાશીથી પતિતપાવની ગગાજીના જળની કાવડ ભરીને તે જળથી એણે રામેશ્વર મહાદેવને સ્નાન કરાવ્યુ હતુ ડભોઈથી ડાકોર તો એ વારવાર જતો ને તે પણ પગપાળોજ ડાકોરના પ્રસિદ્ધ ઇચ્છારામ ભટ્ટે ગોમતીના ઘાટપર એના પદ સાભળ્યા ને પ્રસન્ન થઇ એને જાત્રા જવાનો ઉપદેશ કર્યો આ ઉપરથી દયારામ જાત્રા કરી આવી ઇચ્છારામજીને મળ્યો, ઇચ્છારામે એને આશિષ આપી કે "તુ કવિ તરીકે પ્રસિદ્ધ થઈશ" ઇચ્છારામ ભટ્ટજી એને "નરસિહ મહેતાનો અવતાર' કહેતા વૈષ્ણવ સપ્રદાયપર એને દૃઢ આસ્થા હતી અને એ પહેલી વખતે શ્રી નાથદ્વારા પહોચ્યો તેજ સાજના શ્રીનાથજીના શણગાર અને આભૂષણનુ વર્ણન એણે એવી રસિકતાથી ગાયુ કે

મહારાજે એને બોલાવી કીમતી ઉપરાણો ઓરાઢયો * શ્રીનાથદ્વારામા એણે ત્રણ માસ શ્રીઠાકોરજી સમક્ષ ગાઇ વગાડીને કાઢયા, અને ત્યા આવેલા યાત્રાળુઓ એના ભક્તિ સગીતથી એવા મોહિત થતા કે એનાપર ભેટોનો વર્ષાદ વરસાવતા, પરતુ આ સર્વ ભેટ એ શ્રીનાથજીને અર્પણ કરી દેતો

આ પ્રવાસોમા એને જે જે હાડમારીઓ વેઠવી પડેલી તથા જે જે ચમત્કાર એણે જોયલા તેની કાઇક હકીકત એણે પોતે આપી છે "મહાકાળેશ્વર મહાદેવના દર્શન કરીને અમે દશ બારજનો નાશક આવવાને નીકળ્યા પાચ દિવસ સુધી તો માર્ગમા કાઇપણ વિઘ્ન નડયુ નહી પણ છઠે દિવસે મધ્યાન્હના, જ્યારે આશીરગઢથી વીશ કોશના અતરપર ભોજન કરવાને મુકામ કરી બેઠા હતા, ત્યારે કેટલાક યાત્રાળુઓનુ ટાળુ આવ્યુ તેઓ પણ ત્યાજ મુકામ નાખીને પડયા, અને ભોજન કરીને અમારી સાથેજ ઝટપટ નીકળ્યા થોડે સુધી તો સૌને હગ્કત નડી નહી પણ છ સાત કોશપર આવેલા વગડામા સૌ જન આવતાજ જોતજોતામાજ યાત્રાળુએ જ અમને ઘેરી લીધા ને લુટવા માડયા" .. . "હમાગમાના ત્રણ જનને કસાઇ પેરે મારી નાખ્યા, ને હમને કેદ કરીને પોતા સાથે પકડી ચાલ્યા, તે ઠેઠ હૈદરાબાદમા પકડી ગયા". . "હૈદરાબાદમાં આ લુટારાઓએ કેટલીક લુટ ચલાવ્યા પછી ત્યાથી નાઠા, ને હમને પણ આશીરગઢ લઇ આવ્યા મારી પાસે મારા છૂટકા માટ પાચસે રૂપિયા માગ્યા". .. "પણ મે જણાવ્યુ કે હુ બ્રાહ્મણ છુ, નબાપો

પ્રવાસમાં સકટ

---

* એમ પણ કહે છે કે શ્રીનાથજીના હુકમથી મહારાજે એને ત્રણ માસ નાથદ્વારામા રાખ્યા શ્રીનાથજીએ પ્રસન્ન થઇ એક સમયે એને સ્વપ્નમા રાસલીલા, જેના નરસિહ મહેતાએ પણ દર્શન કર્યા હતા તે, બતાવી શ્રી કૃષ્ણ કૃપાના આ નિર્દેશથી એના હૃદયમા ઘણોજ આનદ થયો ને એ આનંદોર્મિથી એણે રાસલીલાનુ એવુ તાદશ્ય ચિત્ર પોતાના પદમા ઉતારી ગાયુ કે મહારાજે એને આ કીમતી ઉપરાણો ઓઢાડયો હતો

ને નમાયો છુ, મારૂ કોઈ સગુવહાલુ નથી તેમ મારા સ્ત્રી છોકરા પણ નથી કે જે મારા છૂટકારા માટે પૈસા આપે જેમ નરસૈ મેહેતાની હુંડી કૃષ્ણે ભરી તેમ તે આ મારી હુંડી સીકારશે, તે વના મારો કોઇ વાલી વારસ નથી. આ વાત કોઇએ માની નહીં એમ કરતા પાચ માસ વીતી ગયા ને કૃષ્ણે મને સ્વપ્નમા કહ્યુ 'કેમ તારે તો ઘેર જવુંતુંની' એક દિવસે વૃદાવનમા મારા મનમા એમ આવ્યુ કે હવે ઘેર જાઉ તો ઠીક, એમ મે જાત્રામા ધાર્યું તેથી આ સકટ આવ્યુ છે એમ મારા પ્રભુ કૃષ્ણે જણાવ્યુ સ્વપ્નમાજ મે કાલાવાલા કરીને ઉંઘમા જ પ્રાર્થના કીધી કે, 'શ્રીજી શરણે પડયાને શીદ સતાપો.' પછી આખ ઉઘડી, ને સ્નાન કરી ધ્યાન કર્યું તે પછી લુટારાના નાયક પાસે ગયો' "મે વિનવી વિનવીને મારી હકીકત કહી, પછી તેના આગળ ભજન કરવાને બેઠો આનાજી ખુશી થયો ને કહ્યુ કે ત્રણ દિવસ પછી રજા આપીશ'' .. ."રાત્રીના નાયક રોજ માગ ભજન સાભળતો". "ગમે તે કારણ હો, માગ ભજનથી પ્રસન્ન થઇ કે મારી વિનવણીથી કે કૃષ્ણ તેના અતરમા વસ્યાથી, આનાજી આગડીઆએ ત્રીજે દિવસે મને જવાની રજા આપી તે વેળાએ મને પગ ખરચી માટે પદર રૂપીઆ પણ આપ્યા'

મદ્રાસ ઇલાકામા બાલાજીનો મહત યાત્રાળુઓ પાસે બળાત્કારે પૈસા લેતો. તે સંબધમા એ લખે છે કે "દર્શન કીધા પછી મહતે અમને ઘણા પીડ્યા હતા, અને કેટલા દિવસ સુધી જવાની આગિયા આપી નહીં, ત્યારે હમે રતોવઈ નીકળીને ચાલ્યા ગયા–ત્યારે અમારી પછાડી માણસો દોડાવ્યા અને હમને પકડવામા આવ્યા, અને અમારી પાસે પૈસા છે કે નહીં તેની ખોળખાળ કીધી ને ચાર દિવસ સુધી જવા દીધા નહીં" આ પછી રામે શ્વરમા અનુભવેલા ચમત્કારની એ હકીકત કહે છે. "પછી રામેશ્વર ગયા ત્યાં એક શિવભક્ત બાવા સાથે વાદવિવાદ થયો. તેનુ કહેવુ એહવુ હતું કે શિવજી મોટા છે અને કૃષ્ણ તો કેવળ વ્યાભચારી છે હમારે વાદવિવાદ

થયો હતો ને હમે સિદ્ધ કરી શક્યા કે હરિ અને હર જગતના દીઠામા નિરાળા છે પણ એકજ છે. શિવજી તો જોગી છે, ને એક જોગટાને ભજવાથી આ સસારી જીવોનુ કલ્યાણ નહીં થશે. . બાવાજી હમારા પર ઘણાજ ક્રોધાયમાન થયા, ને હમને મારવાને આવ્યા પણ તેઓએ પોતાનો ડડ કાઢયો તે ડડ હવામા અદ્ધરનો અદ્ધર રહી ગયો; અને બાવાજી નીચા થઇને ઉભા રહ્યા–સભામા પ્રત્યક્ષ દેખાતું હતુ કે શ્રીકૃષ્ણે તે ડડ પકડી રાખ્યો હતો. પાછીથી તે બાવાજી નમી પડ્યા ને કબૂલ કીધુ કે હરિ ને હર એકજ છે” આ પ્રવાસ પૂરો કરતા એને સાત વર્ષ થયા

**વૈષ્ણવ મહારાજો તરફ અપ્રીતિ.**

જો કે દયારામ પાકો વૈષ્ણવ હતો પરતુ ભગતડાઓની પેઠે મહારાજોનુ ગાયુ ગાવાની અથવા તેમને પોતાનુ મસ્તક નમાવવાની એ વિરૂદ્ધ હતો. એણે પાકી મરજાદ લીધી હતી,* પરતુ તેથી કાઈ મહારાજો તરફનો એનો અણગમો ઓછો થયો નહોતો પોતાની સત્તા દયારામ પર બેસાડવા જતા આવી રીતે બે સમયે મહારાજોને માનભગ થવુ પડેલુ એના ગુરૂ બુદીકોટાવાળા પુરૂષોત્તમજી મહારાજ ડભોઈ આવેલા. કેટલાક વૈષ્ણવોના ભરમાવ્યાથી એમણે દયારામના દર્શન બધ કર્યા આ શિક્ષા વૈષ્ણવને માટે બહુ ભારે કહેવાય દયારામે ઉત્તરમા મહારાજની નિંદાનુ એક પદ બનાવી મોકલ્યુ આ પદ એના દર્શન બધ કરાવનાર વૈષ્ણવોની જાણમાં આવ્યુ અને તેમણે મહારાજને બતાવ્યુ મહારાજ એના આ સાહસથી આશ્ચર્ય પામી એને ઘેર મળવા ગયા, પરતુ દયારામે એમને આવતા જોઇ બારણા બધ કરી દીધા અને મહારાજે બાધેલી તુલસીની કઠી તેમને પાછી મોકલી. મહારાજને પણ પોતાનો દોષ માલમ પડ્યો એટલે પોતાની ભૂલ સ્વીકારી એને કઠી પાછી બાધી.

---

* પાકી મરજાદ લેનારથી બીજા કોઇનુ પણ રાધેલુ ખવાય નહીં ને કોઇનો સ્પર્શ પણ થાય નહીં સ્પર્શ થાય તો સ્નાન કર્યા પછી શુદ્ધ થવાય છે

બીજે સમયે એક મહારાજ ડભોઈ પધારેલા સઘળા વૈષ્ણવો મહારાજને ભેટ ધરાવવા ગયા પણ કવિ ગયો નહીં, ત્યારે મહારાજે પોતાની પાસે તેડવા એને ત્યા એક સેવક મોકલ્યો કવિએ કહ્યું "જો મારી ગાદી મહારાજની ગાદીની બરોબરની હોય તો આવું"

**મહારાજોનો પ્રગટપણે અનાદર**

આથી મહારાજને માઠુ લાગ્યુ પણ એની વાત સ્વીકારી. મહારાજ પાસે જતા અગાઉ દયારામે પણ પોતાની ગાદી મહારાજની બરાબર નખાઇ છે કે નહીં તેની તપાસ કરાવી પછી એ મહારાજ પાસે ગયો, પણ જેવો એ ગાદી પર બેસવા જાય છે કે એક સેવકે ગાદી ખસેડી લીધી દયારામનો મિજાસ હાથથી ગયો, મહારાજના મ્હોડા પર તેમનો તિરસ્કાર કર્યો ને પોતાની કંઠી તોડી નાંખીને જે સેવક એને તેડવા આવ્યો હતો તેના હાથમા આપી ને કહ્યું કે "લે, ગોસાઇ બાવાને આપ કે લે, તારી બે દમડીની કંઠી" મહારાજને પોતાનાં કૃત્ય માટે પશ્ચાત્તાપ થયો ને દયારામને ઘેર મળવા ગયો. પણ એમના હાલ પણ ઉપર જણાવ્યા મુજબના પુરૂષોત્તમજી મહારાજના જેવાજ થયા. કવિ તો પોતે માનતો તેજ પ્રમાણે કહેતો કે કંઠી તો દેખાવનું ચિહ્ન માત્ર છે એથી જ કાઇ કોઈ વૈષ્ણવ કહેવાય નહીં ગુરૂ કેવા જોઇએ તે વિષેના એના વિચાર શુદ્ધ અને એના જમાના કરતા ઘણા આગળ વધેલા હતા—પોતાના શિષ્યવર્ગને આડે રસ્તે દોરવવા માટે ધર્મ ગુરૂઓજ જવાબદાર છે એમ એ સારી પેઠે સમજતો

કાંકરોલીના એક વિષયી મહારાજનુ એણે દર્ષ્ટાંત આપ્યુ છે, તેમા એ કહે છે કે "એ પુરૂષોત્તમજી સ્ત્રીઓમાં મસ્તાના સાંઢ માફક ફરતા, ને અનેક સ્ત્રીઓના અગ પર હાથ નાંખતા, જે જોવાથી હમને ઘણો સતાપ થતો હતો. આ ગુરૂ થઇને પોતાની પુત્રી.. .. જેવી સ્ત્રીઓપ્રતિ તેમની કેમ વૃત્તિ થઇ જાય છે; અને શ્રી ઠાકુરજી તરફ તેમના નેત્ર કેમ

**મહારાજોનુ વિષયી પણું પ્રકટ કર્યું.**

ડરતા નથી એવા પાપીઓને શ્રી ઠાકુરજી યોગ્ય શિક્ષા કરે છે તે અમે નજરે જોઈ છે.. .. તે મહારાજ તો એમ જ સમજતા હતા કે આ સૌ વહુ દીકરીના હમે જ ધણી છીએ તે પ્રમાણે ગણીને ઉદેપુરના ભાયાતની રાણી દર્શને પધારી તેની ઠઠ્ઠા કીધી ને કાંઇક અનપચારી પણ કીધી—જે વાતની ખબરો તેના દરબારને થઈ તેથી મહારાજને પકડવાને સોસો સ્વારો મોકલ્યા—આ વાતની ખબરો મહારાજને થવાથી તેઓને નાશીને તુરત ને તુરત કાંકરોલી આવવુ પડ્યુ. . અમને તે દિવસથી ગોસાઈના દુષ્ટ બાળકો પ્રતિ બહુ અભાવ આવ્યો છે ”

**આમ છતાં વૈષ્ણવ સંપ્રદાય ઉપર એની આસ્થા**

મહારાજો ઉપર એને તિરસ્કાર હતો તેથી એને કાંઇ વૈષ્ણવ સંપ્રદાય ઉપર અનાસ્થા હતી એમ નહોતુ. વલ્લભાચાર્યે સ્થાપન કરેલા પંથ ઉપર એની કેવી દૃઢ આસ્થા હતી તે એના એ વિષેના ગ્રંથ જોવાથી જણાઇ આવે છે.

**એનો જુદે જુદે સ્થળે નિવાસ**

મોટે ભાગે એ પોતાનો સમય ડભોઈ વડોદરા અને ડાકોરમાં વ્યતીત કરતો એ એક વખત સુરત પણ જઇ આવેલો; પરંતુ નાનપણમા એ ભરૂચમાં રહેલો એ વાત, એનુ ચરિત્ર લખનારાઓમાંના કેટલાક, માનતા અચકાય છે

**દયારામની નિર્ધનતા આવકનાં સાધન અને ઉડાઉપણુ**

દયારામ પૈસે ટકે તો નિર્ધન કહેવાય. એના શિષ્યો અવારનવાર જે કાંઇ ભેટ એને કરતા તેજ એની આવક. કંઠ મધુર હતો તેથી એને બેઠકોના આમંત્રણ આવતા. આ રીતે એની વાર્ષિક રૂપીઆ બસેની આવક ગણી શકાય, પરંતુ એ એવો ખર્ચાળ હતો કે મળતુ તેટલુ વાપરી નાખતો પોષાક અને રસોઇની એની રસજ્ઞતા ઉચ્ચ હતી, વળી એના પ્રવાસોનો ખર્ચ પણ ઘણો હતો. હિંદુઓમા મરણ બાદ જમણવાર કરવાનો રિવાજ છે. દયારામે પોતાની જીવિતક્રિયા* કરવા વિચાર કર્યો.

ડભોઇ, ચાંદોદ, ઉમરેઠ, ભરૂચ વિગેરે સ્થળોના એના શિષ્યોના જાણવામા એ વાત આવી એટલે તેમણે આશ્રય તરીકે ભેટની જે રકમ મોકલી તે બે હજાર રૂપીઆની થવા ગઇ, પરંતુ એણે તો ચાર હજારનો ખર્ચ કર્યો. "મળે ત્યારે મીર, નહીં તો ફકીર" જેવો એનો સ્વભાવ હતો, તેથી એના મરણ સમયે પુંજીમા એના ગ્રંથ સિવાય બીજુ કાંઇપણ રહ્યુ નહોતું એનો ક્રિયાખર્ચ પણ રતનબાઇ પાસે જે થોડુ ઘણુ હતુ તેમાથી થયો ગજ્યાશ્રય મળત તો તો દયારામ તે સ્વિકારત પણ એ આશ્રય મેળવવા શ્રીમંતને અથવા રાજાને મસ્તક નમાવવુ પડે એ વાત એનો અભિમાની આત્મા સ્વીકારે એમ નહોતું "આ મસ્તક તો શ્રીજીને જ નમવા યોગ્ય છે" એમ એ કહેતો એણે તો ગાયુ છે કે —

' ચિત્ત તું શીદને ચિંતા કરે,
" કૃષ્ણને કરવુ હોય તે કરે

**દયારામનો શિષ્ય વર્ગ**

કવિને ઘણા શિષ્ય હતા ગુજરાતના દરેક ભાગમાથી અને દરેક જ્ઞાતિમાથી, સુશિક્ષિત માની નાગરથી તે અભણ સોની સુધી, એના શિષ્યો હતા.[1] દયારામના બે ભાવિક શિષ્યો આતમારામ પંડ્યા અને ડાભાભાઇ સાઠોદરા બંને સારા અધિકારપર હતા તેઓએ કવિના ચરણ

---

* સાધારણ રીતે મૃત્યુ થયા પછીજ જમણવાર કરવામા આવે છે, પણ કેટલાક લોકો-મોટે ભાગે શ્રીમંતો-પોતાના જીવતા પણ આવી જમણવાર કરે છે.

૧ તેમાના પ્રસિદ્ધ નીચેના છે --

જોશી રણછોડ, ઔદિચ્ય, મનોરદાસ, ભરૂચનો લાટવાણીઓ, ગીરજાશંકર જોશી અને લખમીરામ દેસાઇ, બ્રાહ્મણો, નંદદાસ વાણીઓ, ધેલાભાઇ અમીન, પાટીદાર, વસંતરામ, અને લલ્લુભાઈ નાયરથ, મોહનભાઈ પાટીદાર, પ્રીતમલાલ ઝારોળા વાણીઆ અને નારણ, સોની

ની સેવા કરવા સંસારનો ત્યાગ કર્યો હતો. એનો છેલ્લો શિષ્ય રણછોડ હતો. પંદર વર્ષની ઉમરે એ સાઠ વર્ષના દયારામનો શિષ્ય થયો દયારામ પાસે રણછોડે એની કોઇક ગરબીઓ ગાઈ સભળાવી કવિ એના કંઠની મીઠાશથી તથા ગાવાની ઢબથી એટલો પ્રસન્ન થઇ ગયો કે એને પોતાના શિષ્યવર્ગમા દાખલ કર્યો, થોડેક સમયે એને શિષ્યોમા મુખ્ય કરીને રાખ્યો. રણછોડ નાની વયનો હતો ને માથે દેવુ હતું તેથી જ્યારે એના લેણદારોએ એને સતાવ્યો ત્યારે દયારામે વચ્ચે પડીને એનુ દેવુ પતાવવાનુ માથે લીધુ ને પતાવ્યુ પણ ખરૂં એણે રણછોડ તથા ગીરજાશંકરને પોતાની ગરબીઓ ગાઇ આજીવિકા મેળવવાની રજા આપી હતી દયારામ પાસે એના ગ્રંથ અને એનો તંબુરો એ સિવાય બીજી કાઇ પુંજી નહોતી મરણ સમયે એણે ગ્રંથો રણછોડને અને તંબુરો વસંતરામ નામે શિષ્યને આપ્યા તંબુરાની વસંતરામ દેવની પેઠે પૂજા કરતો દયારામના છેલ્લા મંદવાડમા રણછોડ, વસંતરામ, ઘેલાભાઇ અને રતનબાઇએ, અંતરની લાગણીથી તથા પૂજ્ય બુદ્ધિથી કવિની ચાકરી ઉઠાવેલી તેનુ વર્ણન કવિના મિત્ર ચીમનલાલે તે નજરે જોનાર પાસેથી લખી લઇને આપ્યુ છે કવિની છેલ્લી ઘડીઓ, રણછોડ અને વસંતરામે એના મ્હો આગળ ગાઇ વગાડીને અને ઘેલાભાઈ તથા રતનબાઇએ, એના મળમૂત્ર ધોઇને બને તેટલાં શાંતિ અને આરામ આપીને, સાચવી હતી એમણે જે સેવા ઉઠાવી છે તેવી તો દયારામનાં અંતનાં સગા પણ ન ઉઠાવે વડોદરા, ડભોઈ, ડાકોર, જ્યા જ્યા કવિ જતો ત્યાં ત્યા એના શિષ્યો એનો ઘણો જ સતકાર કરતા શિષ્ય વર્ગનો આવો ભક્તિભાવ છતા દયારામમા સ્હેજ પણ અહંભાવ આવ્યો નહોતો એના મરણ પછી એની પાદુકાની પૂજા કરવાની રણછોડે આજ્ઞા માગી આમ કરવાથી નુવો પંથ સ્થાપન કરવા જેવુ થાય તેથી દયારામે કહ્યું, " અલ્યા ગાડા, હું તે કોણ મનુતીમા કે મારી પાદુકા પૂજાય " આમ કહીને ફરીથી એવી વાત ન કાઢવાની આજ્ઞા આપી

એમ કહેવાય છે કે વડોદરાના હરિભટ્ટે થોડા સમય સુધી દયારામ સાથે સરસાસરખી કરેલી એ પણ દયારામના જેવાંજ પદ અને ગરબીઓ જોડતો આથી દયારામ ઘણો ચીડવાતો. વળી એક બીજાના શિષ્યો પોતપોતાના ગુરૂનાં વખાણ કરતા. આથી પણ હરિભટ્ટને ઘણી પ્રસિદ્ધિ મળી ગઈ. દયારામે અંતે હરિભટ્ટને મ્હાત કરવા એક દિવસમા સો પદ રચ્યાં હરિભટ્ટ તેમ કરી શક્યો નહીં.

દયારામનો પ્રતિસ્પર્ધી.

વળી જ્યારે વડોદરાના જાણીતા સાહુકાર હરિભક્તિની દુકાને એક દિવસે એની "માનીતી મોહન તણી, આ વાંસલડી રે" વાળી ગરબી ગવાઈ ત્યારે સામે એકે અવાજે દયારામને વખાણીને કહ્યું કે "દયારામને હરિભટ્ટ નહીં પહોંચે.' દયારામ ગાવા બજાવવામા એક્કો હતો, અને એક વખતે એની આ વિદ્યાની પણ કસોટી થઇ. એક વખતે એના શિષ્યો રણછોડ તથા ગીરજાશંકરનું એનાજ પદોનું કીર્તન, નરઘાં સારંગી સાથે ચાલતું હતું, દયારામ પણ ત્યાં બેઠો હતો ગીરજાશંકરથી નરઘાંપર એવામા ખોટી થાપ વાગી. શ્રોતામા કોઈ એક બાવાજી પણ હતા, તેનાથી આ ન ખમાયુ, એટલે, તેણે ગીરજાશંકરની ભુલ જાહેરમા મૂકી તેને શરમીંદો કર્યો. દયારામ આ સાંખી શક્યો નહીં, એટલે એણે કહ્યું "ભૂલ તો બ્રહ્માથી પણ થાય તો ગીરજાશંકર કોણ? વળી આ કંઈ એવી મોટી ભૂલ ન કહેવાય." બાવાજીએ કહ્યું "ઉસ્તાદી મેળવી હોય તેનાથી ભૂલ કેમ થાય?" દયારામે પોતાના સ્વભાવ પ્રમાણે બાવાને કહ્યું "ઉસ્તાદ હો તો આવી જાઓ, જોઉં." બાવાએ આહ્વાન સ્વીકારી નરઘા પકડ્યા. દયારામે ગાવું શરૂ કર્યું. કવિએ બહુ રસ્તે ભૂલાવવા મહેનત કરી પરંતુ બાવાજીની કુશળતા આગળ એનું ચાલ્યુ નહીં. સમય જતો ગયો તેમ તેમ

હરિભટ્ટનો પરાજય.

દયારામની ગાવા બજાવવામાં નિપુણતા.

આ રસિક ઝઘડો જોવા લોકોની ઠઠ વધતી ગઈ રાત પૂરી થવા આવી પણ કોઈ કોઇથી હઠે નહીં. દયારામને લાગ્યુ કે બાવાજી માન મૂકાવશે પણ અંતે એણે પુષ્કળ પ્રયત્ન કરીને એક અટપટો રાગ તેવાજ અટપટા તાલ સાથે ગાયો બાવાજી ગુંચવાઈ પડયા ને લોકોએ તાળીઓ પાડી, પણ દયારામે સમાધી લઇને કહ્યુ "બાવાજી, તમારી ઉસ્તાદીમા બાકી નથી. તમારા જેવો બજવૈયો મે આજ પર્યંત જોયો નથી." અને જેવા આવેગને વશ થઇ એણે આહ્વાન આપ્યુ હતું તેવાજ આવેગને વશ થઇ પોતાના ગળામાંથી સોનાની કંઠી કાઢી બાવાજીને ભેટ કરી.

**દયારામનો જય**

મરણ અગાઉનાં બાર વર્ષ દયારામે સતત મંદવાડમાં કાઢયા હતા, જો કે યુવાવસ્થામા પ્રવાસથી એનો બાંધો ઠીક રહેલો સામાન્ય મનુષ્યથી એનો આહાર બમણો હતો, પરંતુ પાછલા ભાગમા તો કોઇ કોઈ સમયે ફક્ત અન્શેર દૂધપરજ રહેતો એના વ્યાધિઓ વિષે અગાઉ ઉલ્લેખ કર્યો છે; પરંતુ એનુ મનોબળ એવુ હતું કે એ જ્યારે તંબુરો બજાવવા બેસતો યા સેવા પૂજામા રોકાતો, ત્યારે પાંચ–છ કલાક સુધી દરદને ભૂલી જતો ને પોતાના કામમા ચિત્ત પરોવેલુ રાખી શકતો. આ કામ પૂર્ણ થયે વખતે દરદ ઉભળતુ ને શ્રમને લીધે એને સુઇ જવુ પડતુ. એના મિત્રો અને શિષ્યો જ્યારે એને ઔષધ લેવા માટે આગ્રહ કરતા ત્યારે એ ઉત્તર આપતો કે "દેહના સુખ દુઃખો દેહને ભોગવવા જોઇએ. તે ન ભોગવે તો શું અમર જીવ [આત્મા] તે ભોગવશે કે ?"

**દયારામનો અસાધ્ય મંદવાડ.**

દયારામના જીવન ચરિત્રોમા એના છેલ્લા મંદવાડના છેલ્લા પંદર દિવસનો વિગતવાર હેવાલ આપવામાં આવ્યો છે. એને અસહ્ય દર્દ થતું ને રતનબાઈની ઘણી માવજત છતાં પણ એને શાંતિ વળતી નહીં. શક્તિ રહી ત્યાં સુધી તો

**દયારામનો અંતિમ મંદવાડ**

ઠાકોર સેવા એણે જાતેજ કરી, પરંતુ આખરે એને રણછોડ અને બીજાઓ જે પદો ગાતા તે શ્રવણ કરવામાંજ પોતાની છેલ્લી ઘડીઓ વીતાડવી પડી

મહવાડની પીડા

અવસાન ક્રિયા માટે સૂચના

એને સારણગાઠ અને ભગંદર જેવા વ્યાધિઓ હતા અને તેની વારવાર પીડા પણ ઘણી થતી, તે છતા પણ પદો રચી એ આશ્વાસન લેતો. દિનપરદિન એની શક્તિ ક્ષીણ થતી ગઈ અને જ્યારે એને અંત કાળ પાસે આવતો લાગ્યો, ત્યારે પોતાની "અવસાન ક્રિયા" બાબત સૂચના આપી કે "હુ અસાવધ થાઉં તે પહેલા મને જમના પાન, ગગાસ્નાન કરાવીને શુદ્ધ કરજો; ને ગોપીચદન મારે અગે લગાડજો. આ દેહને મુકીને જીવ, પરમાત્માની સમક્ષ જાય તે પછી રમણરેતી, જમનાજીનો પણો ને ગોવરના ભુકાને એકઠો કરીને તેની ભોય કરજો ને સકળ તીર્થના જળની ભરેલી સીરોઇ છે તેમાનુ જળ છાટજો, ગોપીચદનનો ભૂકો ભભરાવજો ને તુળસી કાષ્ઠ તથા પાદડા પાથરી, તે પર આ દેહને સુવાડજો મારો ઓછ્વ કરજો કોઇપણ રડતા નહીં" એના શબને આગ કોણે મૂકવી તે બાબત પણ એ સૂચના આપી ગયો હતો એને શાલ ઓઢાડવા માટે એની આજ્ઞા લઇ રાખી હતી તે પ્રમાણે સામાન્ય રીતે વપરાતા કપડાને બદલે એના શબપર શાલ ઓઢાડવામા આવી હતી સામાન્યત. આવી રીતે શાલ જે શ્રીમત કે કુલીન હોય તેનેજ ઓઢાડવાનો ચાલ છે. દયારામને એવો ઠાઠ પસંદ નહોતો, પરતુ ઘેલાભાઇએ ઘણીજ આર્જવતાથી આ આજ્ઞા ગુરૂ કનેથી લઈ રાખી હતી. એની છેલ્લી ઘડીઓ એણે શાતિમા કાઢી હતી, અને અચેતન અવસ્થામા એ "આ ક્ષણભગુર દેહનો નિત્યનો ત્યાગ કરી, અવિનાશી સુખ લેવાને ગયો × × × × × ડભોઇના ૧૫૦ થી ૨૦૦ માણસો, આ રત્નરૂપ કવિની ઠાઠડીને સ્મશાનમા લઇ ગયા હતા." ઈ. સ ૧૮૫૨ ની નવમી ફેબ્રુઆરીએ સવારે નવ વાગે એણે દેહ છોડ્યો.

દયારામને સવારમા વહેલા ઉઠવાની ટેવ હતી. સવારે પાંચેક વાગે

**દયારામનું નિત્યકર્મ**

બીછાનું છોડી, નિત્યકર્મથી પરવારી સ્નાન એ નાહી લેતો, અને પછી દશેક વાગ્યા સુધી શ્રીજીની છબી અને બાલમુકુન્દજીની મૂર્તિની સેવામાં રોકાએલો રહેતો ઝાડા પિશાબની હાજત ઉપરાસાપરી થાય એવો એનો રોગ હતો છતા સેવા પૂજાના આ ચાર કલાક એને બિલ્કુલ અડચણ આવતી નહિ, એ એક આશ્ચર્યની વાત છે. પોતે સેવામાં બેઠો હોય તે વખતે એને કોઇપણ દખલગીરી કરે તેની બહુ ચ્હીડ હતી જો કોઇ એ પૂજામા બેઠો હોય તે વખતે તેમા ભંગાણ પડે એવી રીતે વર્તતું તો તેનું આવી બન્યુ સમજવુ, કોઈ કોઈ વખતે તો એ તેને ફટકાવી કાઢતો રસોઇને માટે સીધુ સામાન રતનબાઈ તૈયાર કરી રાખતી, અને અગીઆરેક વાગતે એ રસોઈ કરવાની શરૂઆત કરતો. રસોઈ પૂરી થયે બંને જણ એકી વખતે જમવા બેસતા. પાછલે પહોર એ પોતે એકલોજ કામ કરવા—એટલે પદ રચવા—બેસતો, અને જ્યારે એવી રીતે એ એકાતમા બેઠો હોય ત્યારે એની પાસે કોઇને જવાની રજા નહતી સધ્યાકાળે ડભોઇના માણસો એની પાસે આવી બેસતા અને તેમની સમક્ષ એ પોતાનો ભક્તિભાવ પૂર્ણપણે દાખવતો, અને તેમની સોબતમા નાચતો, તાળીઓ પાડતો, કૂદતો અને ગાતો આ ભાવદર્શનના ભાર નીચે કોઇ કોઇ વખત એ એટલો બધો દબાઇ જતો કે તેની અસરથી એની આખમાંથી દડ દડ દડ દડ આસુ પડતા

**કવિની પ્રકૃતિ**

સ્વભાવે દયારામ મિજાજી હતો, એટલે કે જરા જરામાં મિજાજ ખોઈ દેતો. યુવાવસ્થામાં જરા અહકાર પણ એનામા હતો, પણ મ્હોટપણે એ ઠરેલ થયો હતો સ્વતંત્ર સ્વભાવ હોવાને લીધે લક્ષ્મીથી એ સલામતી નહીં આમ એના આ સ્વભાવને લીધેજ એણે કોઇને પણ આશ્રય કે ઉત્તેજન માટે મસ્તક નમાવેલું નહીં. પૈસા હોય ત્યાં સુધી એના જેવો ઉદાર કોઇ મળતો એની આવી ઉદાર પ્રકૃતિને લીધે એની પાસે એના સિવાય બીજી કંઇ પુજી

નહોતી. પોતાના પુસ્તકની કિંમત આંકી શકાય એમ નથી, એ એને ખબર હતી.* એનો આવો મિજાજ છતાં પણ એનુ ચિત્રમડળ મોટુ હતું વળી રતનબાઈને એ ગાળ દેતો, મારતો, કાઢી મૂકતો તે છતા પણ એ એને વળગી રહેલી, તે ઉપરથી એમ લાગે છે કે એનામા કાંઈક લક્ષણવિશેષ-કોઈ એવા સદ્ગુણો હોવા જોઇએ, કે જેથી લોકોની એના પર પ્રીતિ થાય.

એની મુખમુદ્રા નૈસર્ગિક રીતેજ આકર્ષક હતી. તેમા એ જાતે તબુરો યા બીજુ કોઈ સાજ પકડી ગાતો વગાડતો ત્યારે તેમા વધારો થઇને એની આકૃતિ જોવા જેવી લાગતી. એની એક છબી રતનબાઈ પાસે હતી, પરતુ તે છબીની

એની છબી

---

* એણે રણછોડને પોતાના પદો ગાવાનો ધધો કરવા આજ્ઞા આપેલી તે વખતે કહેલુ કે "તારે મારા પદો ગાવાનોજ ધધો કરવો બીજો નહીં કરવો આ મારા ગ્રથો તને વારસામા આપુ છુ જેઓ આ ગ્રથોનુ હારદ સમજે છે તેને તો એ કરોડોની કિમ્મતના છે" પોતાની રચેલી કવિતા લાબો કાળ રહેશે કે કેમ તેની એને શકા હતી એના છેલ્લા મદવાડમા "નહીં સુવાયાથી દયારામને બારીએ બેસાડયો ત્યારે એક ઇટ-જે ભાગેલી હતી તેને એ જોયા કરતો હતો.... બે ત્રણવાર વસતરામે પૂછ્યુ કે 'આમ શું જુઓ છો?' ત્યારે દયારામે કહ્યું, જેવી આ ઢેકાળાની અવદશા છે તેવી મારા કાવ્યની અવદશા થશે. જો કે એ ઢેકાળો છ માસ થયા અહીંઆનો અહીંઆ પડયો છે, પણ તેનામાંથી કરગસ કરગસ ખસતી જઈને આજે એ મોટો છતા સૂક્ષ્મ થઈ ગયો છે મારી કવિતા ... આજે મોટા ગ્રંથોમા રહી છે તે વહેંચાઇને, બગડીને, છિન્નભિન્ન થઇ જશે" . વસંતરામે કહ્યું કે . "મારા દેહમા પ્રાણ છે ત્યા સુધી આપના ગ્રથો હું સાચવી રાખીશ" કવિએ કહ્યુ "પણ તુ કેટલા વર્ષ જીવીશ તારા મરણ પછી શી દશા થશે તે કોણ જાણે છે?"

આ કવિની જે લોકપ્રિયતા હાલ જોવામા આવે છે તે પરથી તો એની આ શકા ખરી પડે એવા કાઇપણ ચિહ્ન જણાતા નથી

* દયારામ દિવસમા એક જ વખત જમતો

પૂજા કરી પછી એ જમતી તેથી એણે કોઇને તે આપવા ના કહી. એની બીજી છબી જે નકલ ઉતારવા માટે પ્રાપ્ત કરી શકાય છે તે મૂળ છબીની નકલ છે, તે નકલ એના છેલ્લા માનીતા શિષ્ય રણછોડ પાસે હતી

એણે ઘણા ગ્રંથ લખ્યા છે જેનાથી એની આટલી બધી લોકપ્રિયતા છે, તે તો એની કૃતિનો નાનો જેવો ભાગ કહી શકાય. કૃષ્ણ અને વ્રજની ગોપીઓની ગરબીઓ તો એના બીજા ગ્રંથો સમક્ષ કાંઈ બિસાતમાં નથી. એની તુલના કાંઇ એની ગરબીઓથી થઇ શકે નહીં: એ ગરબીઓ તો મહાસાગરમા ટીપા જેવી છે. તે તો એના મોટા ગ્રંથો જેમા એનો ઊંડો અભ્યાસ, વિદ્વત્તા, પોતાનો આશય સમજાવવાની ખુબી, ધર્મ આદિ દૃશ્યમાન થાય છે, તેના ઉપરથી કરવાની છે એણે ગુજરાતીમા ઉડતાળીશ અને વ્રજમા એકતાળીશ ગ્રંથ લખ્યા છે એ ઉપરાત ગુજરાતીમા સાત હજાર, વ્રજમા બાર હજાર, મરાઠીમા બસે, પંજાબીમાં ચાળીશ, સંસ્કૃતમા પદર અને ઉર્દૂમા પચોતેર પદ લખ્યા છે આમાના ઘણાજ થોડા પ્રાપ્ય છે. એના ગુજરાતી ગ્રંથો નીચે પ્રમાણે છે

**એના ગ્રંથ**

૧ ગીતામાહાત્મ્ય
૨ રસિકવલ્લભ.
૩ અજામિલ આખ્યાન
૪ વત્રાસુર આખ્યાન
૫ પ્રેમરસ ગીતા
૬ પ્રબોધ બાવની
૭ કાળજ્ઞાનસાર
૮ પ્રશ્નોત્તરમાલિકા
૯ શ્રીકૃષ્ણનામ માહાત્મ્ય મંજરી
૧૦ શ્રીકૃષ્ણનામ માહાત્મ્ય માધુરી.
૧૧ શ્રીકૃષ્ણસ્તવન ચંદ્રિકા
૧૨ શ્રીહરિભક્ત ચંદ્રિકા
૧૩ શ્રીહરિભક્ત રત્નમાળા
૧૪ શ્રીહરિનામવેલી.
૧૫ શ્રીગુરૂદેવ ચંદ્રિકા
૧૬ પ્રેમપ્રશંસા
૧૭ શિક્ષા તથા પરીક્ષા
૧૮ ભક્તિપોષણ.
૧૯ ભક્તિદઢત્વ
૨૦ સ્તવનમાધુરી.

૨૧ સત્યભામા વિવાહ
૨૨ રૂક્મિણી વિવાહ
૨૩ દાણલીલા.
૨૪ રાસ પંચાધ્યાયી
૨૫ ભ્રાંતિભંજન
૨૬ અન્યાયમર્દન.
૨૭ મોહમર્દન.
૨૮ ઇશ્વર નિરીક્ષણ
૨૯ પુષ્ટિપંથ રહસ્ય મણીદાય
૩૦ ચિંતાચૂર્ણિકા
૩૧ પ્રમેય પંચાવ તથા સ્વાત કરણ સમાધાન
૩૨ શ્રીકૃષ્ણનામામૃતધારા
૩૩ ક્ષમાપરાધષોડશી.
૩૪ ષડૃતુ વર્ણન
૩૫ બારમાસ.
૩૬ ભક્તવેલ
૩૭ ચોરાશી વૈષ્ણવનુ ધોળ
૩૮ બ્રાહ્મણ ભક્ત વિવાદ નાટક.
૩૯ બાણાધરી અતરનિષ્ઠ સવાદ નાટક.
૪૦ મનમતિ સંવાદ
૪૧ શ્રીપુરૂષોત્તમ પંચાગ.
૪૨ શ્રીયમુના સ્તવન
૪૩ શ્રીકૃષ્ણ અષ્ટોત્તરશતનામ ચિંતામણી
૪૪ શ્રીકૃષ્ણનામાવલિ
૪૫ વિનય બત્રિશી
૪૬ અષ્ટપટરાણી વિવાહ.
૪૭ ઓખાહરણ
૪૮ નરસિંહ મહેતાની હુંડી

સદ્ગત રા. રા. હરીલાલ હર્ષદરાય ધ્રુવ કહે છે કે, ભરત નાટ્યશાસ્ત્ર પ્રમાણે દયારામે લખેલા નાટક "નાટકો" કહેવાય નહીં, એ તો માત્ર સવાદોજ છે.

કેટલાક કહે છે કે એણે ૧૩૫ ગ્રંથ લખ્યા છે, ત્યારે વળી કેટલાક એના રચેલા ગ્રંથોની સંખ્યા ૨૦૮ની પણ આપે છે એના

**એનાં શીઘ્ર પદો.** રચેલા પદની સંખ્યા પણ સવા લાખની કહેવાય છે. આ પદમાનાં ઘણા તો લખાયાજ નથી, કારણ એને આવેશ આવતો ત્યારે એ રચીને બોલતો જો કોઇ શિષ્ય પાસે હોય ને લખી લે તો ઠીક, નહીં તો પછી એ પદ અદૃશ્ય થતું હજી ડભોઇ ચાંદોદની સ્ત્રીઓને કંઠે એની રચેલી કેટલીક એવી ગરબીઓ છે કે જે છપાઇ યા લખાઇ પ્રસિદ્ધ થઈ નથી એણે હિંદીમા ઘણા ગ્રંથ લખ્યા છે. પણ

**એના હિંદી ગ્રંથો.** "શતસૈયા" પરથી એનું સંસ્કૃતનું વિશાળ જ્ઞાન અને

વલ્લભી સંપ્રદાયના વેદાંતમા એની નિપુણતા જણાઈ આવે છે એ ગ્રંથમા એણે "શુદ્ધાદ્વૈત" મતનું એવું સરસ સ્પષ્ટીકરણ કર્યું છે, કે આત્મબળથીજ અભ્યાસ કરી વિદ્વત્તા સંપાદન કરનાર આ કવિ માટે માન ઉપજ્યા સિવાય રહેતુ નથી આ પુસ્તક પર એણે ગુજરાતીમા ટીકા લખી છે તે પણ એની શક્તિ માટે આપણા મગજપર પડેલી છાપને દઢીભૂત કરે છે.

એની ઘણી કવિતા ટૂંકી.

એની ઘણી ખરી ગરબીઓ, પદો, ટૂંકા છે કેટલાક તો ચાર લીટીમાંજ સંપૂર્ણ થઇ જાય છે એના ગ્રંથો માટે પણ એમજ છે દૃષ્ટાંત તરીકે સામળ અને પ્રેમાનંદના દરેકના ગ્રંથોની સખ્યા તો દયારામના ગ્રંથ જેટલીજ થાય, પણ આપણે તો પુસ્તકની સખ્યા કરતા તેમા સમાયલી બુદ્ધિપ્રભા વિશે વિચાર કરવાનો છે

એના ગ્રંથોના ત્રણ વિભાગ.

એની કવિતાના ત્રણ વિભાગ પાડી શકાય ૧ ધર્મસંબધી (ધર્મ અને વેદાંત વિષય) ૨ નીતિસબંધી ૩ શૃંગારસંબંધી. એના ઘણા ગ્રથોનો સમાવેશ પ્રથમ વિભાગમા થઇ શકે છે એની ધાર્મિક માન્યતા અને સિદ્ધાંત સમજવા ઇચ્છનારે રસિકવલ્લભ* અને શતસૈયા જેવા એના

ધર્મ સંબધી

ગ્રથો જોવા જોઇએ. એનો ધર્મ, પછી તે ઇશ્વરપર આસ્થા કે તત્ત્વજ્ઞાન કે વેદાંત, જે કહો તે બધાનો પાયો હરિની ભક્તિ ઉપરજ રચાયો છે બીજુ સર્વ એનાથી હેઠ છે.

સુફી મતના કવિયો હાફેઝ અને મૌલાના રૂમીની માફક એ પણ પ્રેમલક્ષણા ભક્તિનો ઉપદેશ આપે છે[1] સ્વાર્થનો અભાવ જોવો

---

* રા ત્રિપાઠી કહે છે કે એના ગ્રંથો સમજવાને આ ગ્રંથ કુંચીરૂપ છે.

1 "દયારામ અને હાફેઝ"ના નિબંધમા આ લખનારે આ બે કવિઓની તુલના કરી છે

**સૂફી કવિઓના કાવ્ય સાથે મળતાપણું.**

હોય તો તે આશક માશૂકના વિશુદ્ધ પ્રેમમાજ જોવામા આવે છે. માશૂકને મળવાને આશક સાહસ ખેડે છે. કવિને મતે તો હરિને પ્રીતમ ગણી તમે પ્રિયતની જગા લો જીવવુ પણ હરિને માટે, જે કાઇ કરવું તે પણ હરિને માટે, હરિમા તમે ઓતપ્રોત થઇ જાઓ. સસાર માયાનુ સ્થાન છે તેથી ક્ષણિક સુખ આપનારો મોજશોખ છોડી હરિ-ભક્તિમાં મન મેળવો આ ભક્તિના નવ પ્રકાર છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વદન, દાસત્વ, સખ્ય ને આત્મનિવેદન ( કેટલાક પરા-ભક્તિ અથવા પ્રેમભક્તિ નામે દશમો પ્રકાર ઉમેરે છે ) કવિએ આ નવે પ્રકાર સમજાવ્યા છે રા ત્રિપાઠીએ લખેલા 'દયારામનો અક્ષરદેહ" નામે ગ્રથ સિવાય ગુજરાતીમા દયારામનો વેદાત સમજાવી શકે એવો બીજો ગ્રથ નથી. વલ્લભાચાર્યના 'શુદ્ધાદ્વૈત' નો સિદ્ધાંત સમજવામા પણ એ ગ્રથ સહાયરૂપ થઈ પડે છે.

**નીતિ સબધી**

દયારામની નીતિ સબધી કવિતા એની શૃગાર વિષયની ગરબીઓ કરતાં સખ્યામા વધી જાય છે પરતુ એ ખાસ લક્ષમા લેવાનુ છે કે દયારામ જ્યારે નીતિ, જ્ઞાન કે વૈરાગ્ય પર લખવા બેસતો ત્યારે જાણે શૃગારનું એને કાઇ ભાનજ નથી એમ લાગતુ. એની નીતિ સબધી કવિતાની ખરી ખૂબી તેના શબ્દ લાલિત્યમા છે. નીતિનો વિષય શૃગારને તદ્દન પ્રતિકૂળ છે, પરતુ તેથી એની નીતિ સબધી કવિતામા શબ્દલાલિત્યની સ્હેજ પણ ન્યૂનતા આવી નથી. શબ્દોની યોજના ને વિચાર દર્શાવવાની શૈલીમા એની નીતિ ભક્તિની કવિતા, જે શૃગારથી એ આટલો બધો લોકપ્રિય થયો છે, તેના જેટલી જ, ઝમકદાર છે. આ વિષયમા એ કેટલો લોકપ્રિય છે તે, નીચે એની ગરબીઓની જે ટૂંકો આપી છે તેપરથી જણાશે. આજે પણ ભિક્ષુકો, બાવાઓ, ભરથારી વિગેરે આ ગરબીઓ ગાઈ પોતાની આજીવિકા મેળવે છે:—

૧ વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમા ઘૂમે.
હરિજન નથી થયો તું રે.

૨ ફુલ્યો શુ ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમા પડયો,
મનુષ્ય દેહ મોંઘોરે, ખોયો મણિ હાથે ચઢયો

૩ ગર્ભવાસ રાખ્યો રે, કિરપા તને બહુ કરી,
સદા સુખ આપ્યુરે, તેને કેમ ગયો વિસરી

૪ સાચુ તે સગપણ રે, સમજ મન શ્યામતણું,
બાકી સહુ જૂઠું રે, કશુ નહિ કામતણુ

૫ શ્રી વલ્લભ વિઠ્ઠલ, શ્રીજી, સ્વામી, સામળીઆ વહાલા,
સઘળુ સમજો છો, અતરજામી, નદલાલારે

૬ વ્રજ વહાલુ રે, વૈકુંઠ નહીં આવુ,
મને ન ગમે ચતુર્ભુજ થાવુ, આ નદકુંવર ક્યાથી લાવુ,
વ્રજ વહાલુ રે

૭ જે કોઇ જન કલ્યાણ ચહો, તે એીની સગત તજજોરે.

૮ જે કોઈ પ્રેમ અશ અવતરે, પ્રેમરસ તેના ઉરમા ઠરે,
સિંહણુ કેરૂં દુધ હોય તે, સિંહણુ સુતને જરે,
કનક પાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે— પ્રેમરસ
સકરખોરનુ સાકર જીવન, ખરના પ્રાણુ જ હરે,
ક્ષાર સિંધુનું માછલડુ જ્યમ, મીઠાં જળમા મરે—પ્રેમરસ
સોમવેલી રસ પાન શુદ્ધ જે બ્રાહ્મણુ હોય તે કરે,
વગળવશીને વમન કરાવે, વેદવાણી ઉચરે— પ્રેમરસ
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ નવ સરે,
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચચુ ના ભરે—પ્રેમરસ.

શૃંગાર સંબંધી ભાગથી દયારામને અમરપદ પ્રાપ્ત થયુ છે એમા મોટે ભાગે ગરબીઓજ છે ને એ ગરબીઓમાં ગીત કાવ્ય અથવા ગેયકાવ્યના સર્વે લક્ષણો છે દરેક ગરબી રાગ-તાલ-સુરમા ગાઇ શકાય છે, બલ્કે એવી રીતે ગાવા માટેજ યોજાઇ છે અને દરેક ગરબી વિચાર, ભાવ અને સંજોગાદિમાં એક સંપૂર્ણ કાવ્ય છે

**શૃંગાર સંબંધી**

દયારામે શારીરિક સંબંધ બતાવતો શૃંગાર લખવામા હદ કરી છે એની પ્રશંસા કરનારાઓ કહે છે કે એની એ શૃંગારી ગરબીઓમા એક જાતની ભક્તિનો ભાવ રહેલો છે તેમના મત પ્રમાણે તો તેમા સ્ત્રી સબંધમા જે ઉલ્લેખ કરવામા આવ્યો છે તે સ્ત્રી નહીં પણ ઇશ્વર છે. તેની અપ્રતિમ ભક્તિ કરવામા પ્રાપ્ત થતો આનંદ દર્શાવવા શારીરિક, લૌકિક શૃંગાર સિવાય બીજો માર્ગ નથી. ફારસી શાએરોએ પણ ઇશ્વરની ભક્તિ સાકી અને માશૂક સંબોધનોથીજ ગાઈ છે ફ્રેંચ કવિ પોલ વરલીને પણ ઇશ્વરભક્તિ ગાઈ છે ને ઉઘાડા શૃંગારપર પણ લખ્યુ છે સ્વીનબર્નનુ પણ તેમજ છે પરંતુ આ બને કવિઓએ જ્યારે શૃંગારના કાવ્ય લખ્યા ત્યારે તેમનો આશય ઇશ્વર પ્રત્યે ભક્તિ દર્શાવવાનો હતો એમ કોણ માનશે ? તેમ હાફેઝ પણ જ્યારે સાકી અને માશૂક વિશે ગાય છે ત્યારે એનું લખાણ ધાર્મિક વિષયનુજ છે એમ કહેવુ એ વાદગ્રસ્ત છે; અને દયારામની ગરબીમાંની ગોપીઓ તે વ્રજમાની દેવતાઇ અશવાળીજ ગોપીઓ હતી એ વાત સ્વીકારતાં ઘણા આચકો ખાશે, તો પછી એ ગોપી એટલે ઇશ્વર તે તો કેમજ કબૂલ કરશે ?

**એના શૃંગારનો ખુલાસો કરવામાં આવ્યો છે.**

એની કેટલીક ગરબીઓમા તો ઉઘાડો શૃંગાર છે તેમા દર્શાવેલો ભાવ જો સ્ત્રીલંપટ પુરૂષનો ન ગણીએ તો શઠ નાયકનો ગણ્યા સિવાય તો ચાલે

નહી વ્યાખ્યા થઈ એમજ નથી, તેથી આ ગરબીઓમા વપરાયેલા શકે એવી ચડ્ડભૂમિઓ શબ્દો રૂપકમાં છે એમ તો ગમે તેવી દલીલથી પણ પ્રતિપાદન થઈ શકે એમ નથી

દષ્ટાંત.—નીચેની બે પંક્તિઓ બસ છે —

> " ગોળ પોતાને ખૂણે ખાઇએ, કરીએ દીઠો અદીઠોજી,
> " પ્રગટ કરી બજારે બેઠા શું, લાગે છે અતિ મીઠો?

શા. ત્રિપાઠી લખે છે કે "એની ગરબીઓ પ્રજ્વલિત લાવાના પ્રવાહ જેવી શૃંગાર અને તજ્જન્ય ભાવથી ભરપૂર છે અને કાવ્યમાં પ્રદર્શિત થતી લપટતા જો દોષરૂપ ન ગણીએ તો એની ગણના મહાન કવિમા થવી જોઇએ સ્વચ્છદવૃત્તિ પોષક મનસ્વી તરગોને એણે એવા મોહક રૂપમા મૂક્યા છે, અને એવી ભાષામાં ચિતર્યા છે કે તે ભાષા માત્ર લોકપ્રિય અને કવિત્વમય લાગે છે એટલુંજ નહીં પણ એ ભાષાની નવીજ સૃષ્ટિ જાણે કવિએ ઉત્પન્ન ન કરી હોય, એમ લાગે છે અને તેમા જનસમાજ એની પાછળ મને કે કમને ઘસડાઈ જાય છે એણે ગુજરાતના સ્ત્રી પુરૂષોને ભિન્નભિન્ન રાગોનુ ભાન કરાવ્યુ છે ને એ રાગોનુ પ્રેમઘેલુ સગીત એના મનોભાવમા સર્વને સમભાગી કરે છે. જે જે એણે લખ્યુ છે તેમાં કાઇક સૌજન્ય અને અસ્પૃશ્ય સરળતા છે"

**ઉઘાડા શૃંગારનાં દષ્ટાંત** દયારામના ઉઘાડા શૃંગારના દષ્ટાંત તરીકે નીચેની પંક્તિઓવાળી ગરબીઓ આપી શકાય.—

૧ "આવોની મારે ઘેર માણુવા, હોજી, રાજ આવોની મારે ઘેર માણુવા
"પ્રેમરસ પ્યાલો પીવા ને પાવા, જોબન તુરીને પલાણુવા, હોજી રાજ.
"પડતી રાતે પધારજોતી પ્રીતમ, કોઈ નથી એહુ જાણુવા, હોજી રાજ

૨. "કઈ સમે લપટાણા વાલમજી, કઈ સમે લપટાણા!

૩. "વળતા વહાલમારે, નથાર્ના લર્ણચાવ્યાં લોચન

*        ×        ×        ×

રમીશુ રાતડીરે, આવજો અલબેલાજી ઘેર
"કહેજો માતનેરે, ગાય એક ખોવાણી છે આજ,
"જાઉં છુ શોધવારે, બાધજો પાણી પહેલી પજ,
"સાસરીઆ થકીરે, મારો આવાસ છે એકાત.

×        ×        ×        ×

"રાખીશ દીવડોરે, માણીશુ મન માની મોજ,

૪  "કાચના ફાનસમા, દીપક જેવો ચળકેરે,
"સુંદરીના વેણુમા (નેણુમા ?), તેવો રતિરસ ઝળકેરે

નીચેની ગરબી કૃષ્ણના ગોપી પ્રત્યેના ભાવના દૃષ્ટાત રૂપ છે—

૫.  'તમારો તમારો, પ્યારી મન માને તે કહોની-
'નથી ચૂક્યો પણ ચૂક્યો છુ, મુને દંડ ગમે તે દોની
"ગુનેહગાર જાણી મુજને, બે ભુજ પાશે બાધોરે,
"તેથી અધિક કરો તો મુજપર, નેનબાણ બે સાધોરે.
"નથી જઈશ જાણો તો મુજને, ઉર કિલ્લે ચઢાવોરે,
"કહો તો ધીજ પતિજ કરૂં, શિવપિંડી હાથ ધરાવોરે

×        ×        ×        ×

"હેત ધરી હૈયાંસુ લીધા, મંદિરમાં પધરાવ્યારે,
'પ્રેમ સહિત પર્યંકે પોઢયા, ઉમગ્યો રતિરસ ભારીરે,
"એ જુગલ રૂપતણી લીલાપર, જાય દયો બલિહારીરે.

૬. નીચેની પંક્તિઓમા કૃષ્ણગોપીનો સંવાદ છે, તે કૃષ્ણની દક્ષતા દાખવે છે—

ગોપી— "જુઓને આડેરો માં, આઘા રહો, અલબેલા છેલા, આડેરો માં.

"અક ભર્યાના સમ ખાઓ તો અધરતણો રસ પાઉં,
"ક્હાનકુંવર કાળા છો, અડતા હું કાળી થઈ જાઉં  સુજને.
કૃષ્ણ— "તું મુજ અડતા શ્યામ થાશ તો, હું ક્યમ નહિ થાઉં ગોરો?
"ફરી મળતાં રંગ અદલાબદલી, મુજ મોરો તુજ તોરો, સુજને

દયારામની શ્રેષ્ઠતા એની ભાષામાં

દયારામની ભાષા એજ એની કવિતાનો વિશિષ્ટ ગુણ છે એની ભાષા સરળ, શુદ્ધ, સંસ્કારી અને અર્થગૌરવવાળી છે. કવિયોની તુલનામા એની ગરબીઓ ભાષાગૌરવ અને શબ્દોની મીલાવટ બનેમા ચઢે. એના શબ્દ લાલિત્યની કદર પીછાણવી હોય તો સુરત, વડોદરાની પ્રસિદ્ધ ગરબાવાળીઓને ગરબા ગવડાવતી સાભળવી જોઇએ તે વખતે ગાનાર ને સાભળનાર એકતાન થઈ ભાન ભૂલી જાય છે, ને ગરબામા પડતી એક-સરખી તાળીઓ અને ગવડાવનાર અને ઝીલનારના તાલબદ્ધ, સૂરીલા કંઠથી સૌ ક્ષણભર તો એ ગરબીઓ વાધા પડતી છે તે વાત ભૂલી જાય છે.

નવલરામે કરેલી દયારામની તુલના

દયારામના કાવ્ય ઉપર ઘણી વખતે ને ઘણી વ્યક્તિઓએ ટીકા કરી છે, પણ આપણા પ્રસિદ્ધ વિવેચક નવલરામભાઇએ કરેલી તુલના ઘણી હરેલ અને વિચારયુક્ત છે. એની કવિતાને ઘણીખરી સ્વાનુભવરસિક ગણતાં તેઓ શૃગાર બાબતમા એવો દોષ કાઢે કે "એ કાવ્યથી ચિત્ર પડતા નથી એના શૃગારી કાવ્યનો ત્રીજો ભાગ દર્દથી ભરેલો છે અને બાકીનુ ઉપર ઉપરના ઠાઠનુ તાલમેલીયુ છે, જેને અનુભવરસિક જન તો તુચ્છ ગણે છે." "શૃગારરસનીજ વાત કરીએ, જેમા દયારામ શ્રેષ્ઠ કહેવાય છે, તેમા પણ એ કવિ પ્રેમાનદ કરતા નીચો બેસે છે." "વાક્યનો બોલે બોલ પ્રયોજનવાળો, તેમાથી એક પણ કહાડી નાખીએ અથવા બદલીએ તો અર્થના ચિત્રનું અંગ ખડિત થાય, ને શબ્દના ક્રમમાં ફેરફાર કરીએ તો

રસમા ઘટાડો થાય, ઝડઝમકના ભૂષણ ધરેલા તથાપિ તે અંગનાજ અવયવ હોય એમ જણાય નિરર્થક વિસ્તાર નહીં કંધેલો હોય તોપણ ચતુરને માત્ર ચેતવણીજ હોય, સંક્ષેપમા લખેલુ પણ વિદ્વાનને એક શબ્દ પણ ઉમેરવો ન ગમે, જેમા પિંગળશાસ્ત્રનો એક પણ નિયમ ખસેલો નહીં, એવી અર્થ ગૌરવ અને વ્યંજનાયુક્ત કવિતા આપણી ભાષામા નથીજ આ ખૂબી તો સંસ્કૃત અને ઇંગ્રેજી કાવ્યમાજ રહેલી છે" આ સૂત્રથી તો નવલરામની દૃષ્ટિએ, જો કે દયારામ ઘણોજ લોકપ્રિય છે,–અને એમને વિચારે તો એ લોકપ્રિયતાનુ કારણ રાધાકૃષ્ણના શૃંગાર ઉપર એણે લખ્યુ છે તેજ છે,–છતા પણ એ કવિ, મહાન્ કવિની ગણનામા ન આવી શકે.

દયારામના ગદ્ય લખાણપરથી પ્રાચીન ગદ્યપર પડતો પ્રકાશ

પ્રેમાનંદે રચેલા એવુ કહેવાતા નાટકો* એણે રચ્યા છે એમ માન્ય કરીએ તો ઓગણીશમા શતક સૂધી, ગુજરાતી સાહિત્ય, છૂટુ છવાયુ ગદ્ય અપવાદે ગણતા, કવિતામાજ હતું, એ મતમા ફેરફાર કરવો પડે પ્રેમાનંદના નાટકોમાની ગદ્ય ભાષા એટલી તો આધુનિક છે કે તે જોતા, છેલ્લાં ચારસે વર્ષમા, ગુજરાતી ભાષામા, શુ વ્યાકરણમાં, શુ રચનામા કે શુ રૂઢિપ્રયોગમા, કાંઇપણ ફેરફાર થયો નથી એમ માનવુ પડે [1] પરંતુ પ્રેમાનંદના એ ગદ્યની સાથે દયારામનુ ગદ્ય

---

* પ્રેમાનંદે એ નાટકો લખ્યા નથી એમ કહેનારાઓની એક દલીલ એવી છે કે એ નાટકોની મૂળ પ્રતો, જેનાપરથી એ પ્રસિદ્ધ થયા છે, તે જાહેરમાં મુકાવી જોઇએ મેકફરસનના ઓસીઅન ભાષાંતરો અસલ ગેલીક કાવ્ય તરીકે ગણવાનુ જ્યારે ડા જોન્સનને કહેવામા આવ્યુ ત્યારે એણે અસલ ગેલીક પ્રતો જોવા માગી આ પ્રતો પ્રસિદ્ધિમા ન મૂકાઇ ત્યારે જોન્સને એમજ કહ્યુ કે મેકફરસનના ભાષાંતરો ઉપજાવી કાઢેલા છે, તેજ પ્રમાણે જ્યા સૂધી પ્રેમાનંદના નાટકોની મૂળ પ્રતો જાહેરમા ન મૂકાય ત્યા સૂધી એ નાટકોના કર્તૃત્વ વિષે શંકા રહેવાનીજ.

૧ આ અનુમાન યથાર્થ નથી, સામળ અને પ્રેમાનંદના સમયના ચીચલા ઉતારાપરથી તે સમયના ગદ્યમા ને હાલના ગદ્યમા શું ફેરફાર થયો છે તે દેખાઈ

મૂકતાં માલમ પડશે કે દયારામનું ગદ્ય જો કે બહુ પછીના કાળનું, લગભગ અર્વાચીન સમયનુ છે, છતા પણ તેમા પ્રાચીન શૈલીનાં કાંઇક લક્ષણો છે, જે પ્રેમાનંદના ગદ્યમા નથી આથી એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે જો પછીથી લખાયલા ગદ્યમાં આવાં પ્રાચીન શૈલીનાં લક્ષણો મળે છે તો તે અગાઉ લખાયલા ગદ્યમાં એ લક્ષણોનો અભાવ શા માટે? દયારામના એક શિષ્યના છૂટક લખાણોમાથી નીચેનાં વાક્યો લીધા છે—

જાત્રાળુઓનો મોટો સંઘ હુતો, તેમા અનેક સ્રી પુરૂષોના જુદ્ધ ને જુદ્ધ આવતા હતા તેઓ પુરણ પુરૂષોત્તમરૂપ ધારીને આ બાળકોને પ્રણામ કરવાને એટલે પગે લાગવાને જતી હતી અને પુગની જે ખાવાનું તે ધરાવતી.

"પણ જિવ જે એક જ પદાર્થપર ચ્હોટેલુ રહે તે એક, જે બેકું' તે દ્વયમ કહેતાં બે સ્થળે ભમતું રહે છે તેનો ઓદ્ધાર થતો નથી. "સેવાઓ તો હુષાર જે હીમ તેની પેઠે ઠંડા થઈ જાય છે, ને શિષ્યને તપાવે છે, કહેતાં બાળે છે.

બીજું દષ્ટાંત દયારામની શતશૈયાપરની ટીકામાંથી લીધુ છે—

---

આવશે. "સાહિત્યરત્ન" નામના પુસ્તકમા "ગુજરાતી ગદ્ય" ઉપરના રા રણછોડલાલના લેખમાથી એ ઉતારો—જે પચતત્રને લગતો છે ને જેની નકલ સામળ પ્રેમાનંદના સમયમા થએલી તેમાથી—લીધો છે --

"ત્યાંહા સુદર્શન નામે રાજા છિ તેને ૧૦૦ પુત્ર હવા રાજપુત્રને ભણાવિવાનું ઉપાય ઘણુ કરી પણ જે ભણાવે તેહને મારીને સઘલા ધરી આવ્યા પછી રાજા ચિંતાતુર થયો તારિ પ્રધાનિ પૂછ્યું સ્વામી તુંને સી ચિંતા છે તવહ રાજાઇ કહ્યું, પ્રધાન સુનેહુ મોટી ચંતા છે વતુ રાજાઇ કહ્યુ જે સઘલાન મૂર્ખ પુત્ર—

"જેહના પૂત્ર મૂર્ખ હોઇ તે પુરૂષ વાંઝિયુ ખરૂ, પણ મૂર્ખ પુત્રથી તો એકુ અર્થ ના સરઇ"

"એક દૂર્વાનામા ગોપીજન છે તે પોતાની સખી પ્રત્યે પોતાના નેહેતાપનુ દુઃખ કહે છે કે અલી ! મારા વિરહની વ્યથા જે પીડા તે જેને હું કહું છુ, તે સાભળતા તેનુ શરીર તપી જાય છે, તારે મારા હૃદેના તાપનુ શુ કહેવુ ? પણુ અહો કહેતાં એક મોટું આશ્ચર્ય છે જે તે હૃદયમા મનમોહન જે નંદલાલ તે વસે છે તો એ પણુ સીરે કહેતાં ટાઢે રહ્યા, એટલે શો ભાવ કે જો તપતા હોય તો આવીને દર્શન કેમ ન આપે?"

આ શૈલીનુ લક્ષણુ વિશેષ એ છે કે લખનાર હમેશા કોઈક કોઈક શબ્દ અને વાક્ય તેના સમાનાર્થ શબ્દ અથવા વાક્ય મૂકીને સમજાવે છે ભાગવત, પુરાણાદિની કથા કહેનારા પુરાણીઓમા આ શૈલી હજી પણુ પ્રચલિત છે પુરાણીઓની કથામા આ પ્રાચીન શૈલીનો અવશેષ રહેલો છે, અને તેમની કથા કહેવાની શૈલી ઉપરના ઉતારામા જણાવ્યા પ્રમાણેની, પર્યાયવાચક શબ્દો અને વાક્યોથી ભરેલી હોય છે પ્રેમાનદની ગદ્ય શૈલીમા આ લક્ષણનો અભાવ છે. વખતે એવુ તો નહોય કે આ શૈલી પ્રેમાનદ અને દયારામ એ બંનેના સમયના વચગાળેના કાળમા દાખલ થઇ ગઇ હોય ?



## પ્રકરણ ૮ મું.



### કાઠીઆવાડી તળબદું સાહિત્ય.*



**કાઠીયાવાડના તળબદ્ધ સાહિત્યનું લક્ષણ વિશેષ**

કાઠીઆવાડમાજ ઉદ્‌ભવેલા ને તેજ પ્રાંતના લક્ષણવાળા સાહિત્યમા વિશેષતા બે પ્રકારની છે એક તો ભાષા સબંધી અને બીજી એ પ્રાતના જનસમૂહના અશિક્ષિત, વિલક્ષણ અને મર્દાનગીવાળા સાસારિક જીવનની જે ઝાખીઓ એમાં થાય છે તે પ્રાચીન કાળના વેદની પેઠે, લખાણમા નહીં પણ સ્મૃતિમા આ સાહિત્ય સગ્રહી રાખવામા આવેલુ છે [1] પ્રતિભાશાળી, શૌર્યથી છલકાતી અને હૃદય કપાવનારી, પ્રાચીન કાઠીઆવાડની સ્થિતિના દર્શન કરાવતા દુહા અને સોરઠા સગ્રહી પ્રસિદ્ધ કરવાનો સબળ પ્રયત્ન હજી સુધી કરવામા આવ્યો નથી આવા અગણિત પ્રસગોમાના અત્રે તો જે બહુજ પ્રસિદ્ધ છે તેમાંથી પણ થોડાનાજ દર્શન થશે આ સાહિત્ય દુહા અને સોરઠામા છે અને કાઠીઆવાડનો સરળ હૃદયનો લોકવર્ગ–ભરવાડ અને ખેડુત, કામ કરતા કે કામકાજથી પરવારી,–એ પ્રાતના સ્ત્રી પુરૂષોના જીવનના જે જે પ્રસંગો સ્થાયી

---

* આ પ્રકરણ સને ૧૯૧૩ના જુલાઇ માસના "ઇસ્ટ એન્ડ વેસ્ટ" મા પ્રસિદ્ધ થયુ હતુ તેના અધિપતિની પરવાનગી લઇને ફરીથી તપાસી જઇને અહીં આપવામા આવ્યુ છે

૧ "ગુજરાતી સાહિત્યનો એક અગત્યનો ભાગ-ભાટ ચારણના કઠસ્થ ઐતિહાસિક પ્રસગો-મારી જાણ પ્રમાણે હજી સુધી તદ્દન અપ્રસિદ્ધ છે"

Grierson's Linguistic Survey of India, Part I, Page 333

પ્રભાથી પ્રકાશિત કર્યા છે તે તે પ્રસગો ચિરસ્મરણીય કરતા-એ દુહા બહુ ભાવથી લલકારે છે. આ દુહાનો રચનાર શોધી કાઢી શકાય એમ નથી; તેમ એ પણ જાણવામા નથી કે એ લખનાર વ્યક્તિ એક કે અનેક છે, પરતુ એટલુ નિશ્ચિત છે કે એ દુહા પ્રાચીન અને લોકપ્રિય છે.

**હલામણ જેઠવો અને સોનરાણી**

હલામણ જેઠવાના દુહા, જે ઘણી લાગણીથી ગાઇને ઘણા ભાટ હજી પણ પોતાની આજીવિકા મેળવે છે તે બહુ લોકપ્રિય છે એમા પ્રેમીઓના માર્ગમાં નડતા વિઘ્નો દર્શાવવામા આવ્યા છે. એક નિકટનો સબધી તેમના લગ્ન થવાના પ્રસગો નિવારવા પ્રયત્ન કરે છે સોનરાણી બાળભાના રાણા રાજસિહની કુવરી હતી "ઘણ વણ ઘડયા, એરણે અડયા ( એરણ આભડયો) નહીં"* આ દૂહાની પૂર્ત્તિ કરનાર સાથે લગ્ન કરવા એણે જાહેર કર્યું હતું રાજગોરને આ દુહો લઇને રાજદરબારોમા "પૂર્ત્તિ" માટે મોકલવામા આવ્યો હતો ઘણા સ્થળોએ ફરતા પણ "પૂર્ત્તિ" ન થવાથી એ બરડાના ડુગરની તળેટીમા ઘુમલી દરબારમા આવ્યો. ત્યાના રાણા શીઆજી જેઠવાએ "પૂર્ત્તિ" કરવા મ્હેનત કરી પણ એનાથી તે થઈ નહીં પરતુ એના યુવાન ભત્રિજા હલામણે તરત "પૂર્તિ" કરી કે —

"સરવર સાત ( સ્વાત ) તણા મળે મોતી તો નીપજે '[1]

આપણામા એવી આખ્યાયિકા છે કે સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રમા માછલીઓ ઉઘાડા મ્હો રાખીને આકાશ તરફ જુએ છે તે સમયે જો વરસાદ પડે ને તેના ફોરા એ માછલીઓના મ્હોમા પડે તો તેના મોતી થાય છે,

* કેટલાક આ લીટી અપૂર્ણ જણાવી નીચેની બીજી પક્તિ ઉમેરે છે –
"ગોત્યા નવ જડયા, મળે તો મોકલજે"

૧ કેટલાક કહે છે કે એણે નીચે પ્રમાણે પૂર્ત્તિ કરી –
"માતા મેરામણ વસે, પિતા વસે આકાશ,
"જોઇએ તો જૂના મોકલુ, નવા તો આસોમાસ.

એટલે એણે તે વાતને અનુસરીને ઉત્તર આપ્યો. કારણ મોતીને ઘડવા (બનાવવા)મા નથી જોઇતો હથોડો કે નથી જોઈતી એરણ હવે વાસ્તવિક રીતે તો દરબારમા જે હકીકત બની તેજ રાજગોરે કુવરીને પાછા જઇ કહેવી જોઇતી હતી પરતુ શીઆજીને આ કન્યારૂપી અમૂલુ રત્ન પોતાને હાથથી જતુ રહે તે ઠીક લાગ્યુ નહીં તેથી એણે ગોરને ફોડયો ને "પૂર્તિ' કરનાર તરીકે ગોરે હલામણને બદલે શીઆજીનુ નામ ઠસાવી દીધુ આથી એવુ ઠર્યું કે કુવરીએ દાસદાસીઓ લઇને રાજગોરની સાથે ઘુમલી જઈ રાણા સાથે લગ્ન કરવુ કન્યાવાળા આવ્યા ત્યા સુધી તો હલામણ એમજ સમજતો હતો કે કુવરીના લગ્ન એની સાથે થશે, પરતુ એના એક વિશ્વાસપાત્ર મિત્રે ભરમ ફોડી દીધો કે કુવરીના લગ્ન તો એના કાકા સાથે થશે આથી એ હતાશ થઇ ગયો, પરતુ વડિલની ઇચ્છાને આધિન થવાના રીવાજ મુજબ એણે કહ્યુ કે "હું એ લગ્નમા વિઘ્નરૂપ થઇશ નહીં" અહીં તો આમ થયુ, પરતુ બીજી તરફ જુદીજ ઘટના થઇ સોનકુવરી અને શીઆજીની દાસીઓ વચ્ચે કુવે પાણી ભરતા ઝઘડો થયો ને સામસામા મેણાટોણા ચાલુ થયા રાણાની દાસીએ કહ્યું —

"બાધી મૂઠી લાખ લિયે, ઉઘાડિ વા ખાય,
"હલામણ દુહા પારખે, સોન શિયાને જાય [1]

આ સાંભળી સોનકુવરીની દાસી ચમકીને પોતાની બાઈ પાસે દોડી જઈ તેને આ વાત કહી ગોર ઉપર શકા જવાથી સોને ગોરને બોલાવ્યો ને તેને શિક્ષા કરવાની ધમકી આપવાથી તેણે સત્ય વાત કહી દીધી સાચી વાત જાણી એટલે સોને રાણાને થાપ આપવા વિચાર કર્યો, તેથી રાણાએ જ્યારે વસ્ત્ર આભૂષણ મોકલ્યા, ત્યારે તે બધા ફેકી દઇને લાવનાર સાથે કહાવ્યુ કેઃ–

---

1 એ દુહાનુ પાઠાતર નીચે મુજબ છે –
"બાધી મૂઠી લાખ, ઉઘાડી વા ખાય,
"હલામણ દુહો પાલટે, સોન શિયા ઘેર જાય–

' સુડિ ભર્યો શણગાગ, મને શિયાનો શોશે નહીં,
" હલામણ ભરથાર, શિયે અમારો સાસરો.

આ હકીકત શિયાને પહોચતા એ ક્રોધે ભરાયો. આમા હલામણનો હાથ હશે એમ ધારી તેને બોલાવી દેશવટો દીધો. હલામણે આજ્ઞા માથે ચઢાવી, પરતુ જતા જતા સોનની દાસી સાથે સદેશો મોકલ્યો કે.—

" દેશવટો દરાર, સાચો દીધો, શિયે જેઠવે,
" હવે જઇ ભણજે જુહાર, હાબે ગયો હલામણો.

સોનરાણી આ સાભળી બોલી કે —

" ઉતારો અગાર, મને જાતા લાગે જેઠવો,
" મારી ઉરમા માર, ક્યા હાલ્યો ગયો હલામણો ?

આ માઠા બનાવથી એ બેશુદ્ધ થઇ ગઇ ને જ્યારે રાણા તરફથી માણસ એની પાસે ઉત્તર લેવા આવ્યો ત્યારે મહા મહેનતે દાસીઓએ એને શુદ્ધિમા આણી એણે એક ઓરડામા ભરાઈ ગણુના માણસને મળવા ના કહી, ને કહાવ્યુ કે, "હવે પુત્રવધૂ પર નજર નાખવી રાણાને છાજે નહીં." રાણાને તો વધારે ગુસ્સો ચઢયો ને પોતે બળ વાપરવા તત્પર થયો. એવામાં ખબર આવી કે સિંધીઓએ સરહદપર હલ્લો કર્યો છે તેમને મારી હઠાવવા રાણાએ જાતે આવવુ આ અણુધાર્યા પ્રસગથી એનુ ધાર્યું ધૂળ થયું. સોન કુવરીને કેદમા રાખવાનો હુકમ આપી એ ચાલ્યો ગયો. એના ગયા પછી સોનકુંવરી દેરામા દર્શન કરવાને બહાને શહેર બહાર નીકળી. થોડે દૂર જઇને એણે તથા દાસીએ મળી ગાડી હાકનારને પૂરો કર્યો ને દાસીએ તેની જગાએ બેસી હાબા ભણી હાકી મૂક્યુ.

આણી તરફ હલામણ જે હાબામા પોતાની માસીને ત્યાં રહેતો હતો તેનું મન પણ સ્વસ્થ નહોતુ વિયોગી વાલમની પેઠે એ વને વન ભ્રમણ

કરતો ને કાલીદાસના પુરૂરવાની પેઠે વૃક્ષે વૃક્ષ અને પક્ષિએ પક્ષિને પોતાની પ્રિયાના સમાચાર પૂછતો.

આ દુહા તેમાના કરૂણરસ માટે પ્રસિદ્ધ છે:—

"વહાલા વિયોગી વાસ, અહીં શી અવગણે આવીઓ?
"ભણુને મારી ભાયના, મને સંદેશો કંઈ સોનનો.

વાસ ઉત્તર દે છે:—

"કાપ્યો લઈ કવાડીયે, પછી ઝીક્યો ઝખુમાય?
"લોઢે લેવાણો આજ, તેથી શુધ ન રહી સોનની?

એક માછીને એ કહે છે કે:—

"જાળીડા નાખને જાલ, મીઠા મેરામણ મઝે,[*]
"કરમ છે કપાલ, કે ઓતરસે બરડે રણા?

એનું મન વાળવા એની માસીએ એક સીધી સુંદરી સાથે એના લગ્ન કરવા કર્યું પણ એણે સોન સિવાય કોઇપણ સ્ત્રી સાથે લગ્ન કરવા ના કહી. મગજની આવી અસ્વસ્થ સ્થિતિમા એ જ ગલમા એક પત્થરપર બેઠો હતો, તેની નીચેથી સાપ નીકળ્યો ને એને અગુઠે કરડ્યો. તેનુ ઝેર ચડવા માડ્યુ એટલે હલામણ સમજ્યો કે મારો અત આવ્યો છે મરતા મરતાં પણ પોતાની વા'લીને ન મળાયુ તેથી એ કહે છે કે —

"વળજે સોન સુજાણ, હું સૂતો છેલ્લે સાથરે,
"પામી નથી તુ પ્રાણ, અધ ઘડી આરામની.
"મનહર તારૂ મુખ, મે જાણે અજાણે જોયુ નહિ;
"આશા રહી ઉરમાય, શેને પામ્યો આ ગતિ

---

૧ વિશેષ સારો પાઠ, "હલામણના નામની" એવો પણ છે

હવે રાણાનો મુલક છોડીને સોન અને એની દાસીએ હાથે આવતાં આજ જંગલમાં ટીમણુ માટે મુકામ કર્યો હતો ને દાસી પાણી શોધવા નીકળી હતી. ફરતા ફરતાં જ્યા હલામણ બેશુદ્ધ થઈ પડ્યો હતો ત્યા આવી, એને ઓળખ્યો ને સમાચાર આપવા સોન પાસે દોડી. સોન ત્યા આવી ને પોતાના પ્રીતમની આ દશા જોઇને બેશુદ્ધ થઈ ગઈ ઘણી મહેનતે દાસીએ શુદ્ધિમા આણી, પરતુ એનો વિલાપ-હૃદયભેદક હતો.—

"હાબાની હદ માય, મે વહાલી વસ્તુ વિસારીયુ,
"હૈડાકેરો હાર, જે હતો હલામણ જેઠવો,
"હાંબા ડુંગર હેઠ, મે હલામણ હિંચોળ્યો નહિ,
"આશાયુ રહી અનેક, મને જેઠવો જોવાતણી."

એને મરણ પામેલો જાણીને એના શબને યોગ્યરીતે અગ્નિસસ્કાર કરવો પોતાની ફરજ જાણી, તેણે દાસીને જંગલમા લાકડા ભેગા કરવા મોકલી ને પોતે સતી થઇ, હલામણની ચિતા સાથે બળી મરવા વિચાર કર્યો —

"હાબાની હદ માહે, આજ પીઠીભર્યો પોઢાડીઓ,
"મીંઢળ છૂટયા મસાણ, હુ હારી બેઠી હલામણો.
"હલામણને હિયે, ખોડચ ખડકીઆ,
"હવે કરવા સ્વર્ગ સાથ, મારે બળવુ, બરડાના ધણી

સોન અને એની દાસીનો વિલાપ એ માર્ગેથી પસાર થતા એક મદારીએ સાભળ્યો ને એ તેમની પાસે આવ્યો. હલામણને તપાસતા એનામા હજી ચૈતન્ય છે ને એને બેઠો કરી શકાય એમ છે, એમ એને લાગ્યુ મદારી પાસે સાપનો મ્હોરો હતો તે એણે સર્પદંશ પર લગાડ્યો. થોડીવારે હલામણ શુદ્ધિમા આવ્યો સોનને તે સ્થળે જોઇને એને આશ્ચર્ય લાગ્યુ ને આનદ પણ થયો આ પછી એ બેના લગ્ન થયા ને થોડા કાળમા શિયાજીનુ પણ મૃત્યુ થયુ, એટલે એ બંને પોતાને વતન જઈ સુખમા દિવસ નિર્ગમન કરવા લાગ્યા

"જેવી સોન સુજાણુ, તેવો હલામણુ હીરલો,
"તન બે એકજ પ્રાણુ, જુગતે જુગતું જોડલુ.

આ જ બરડાના ડુંગરેનો બીજો પ્રસગ ઉજળી ને મેહાનો છે ઉજળી ચારણુ કન્યા હતી ને કાઠીઆવાડમા ચારણી–ચારણુ સ્ત્રી–દેવી જેવી પવિત્ર ગણાય છે ઉજળીના મનોવેધક સૌંદર્યની વાતો સાભળીને ધુમલીના મેહા જેઠવાને એને એક વખત જોવાનુ મન થયુ, અને બનેએ એક બીજાને જોયા એટલે પરસ્પર ચિત્ત ચોટયા ધુમલીના રાણાએ ઉજળીને પરણુવાનુ વચન આપ્યુ, પરતુ રીત રીવાજ, રૂઢી શુ છે તેનુ જ્ઞાન આ રાજા કરતા એની પ્રજાને–ધુમલીના મહાજનને વધારે હતું. ચારણુ કન્યાના–દેવીનાં લગ્ન, રાજપુત્ર સાથે થાય એ તેમને ધર્મનુ ઉલ્લઘન થતુ જણાયુ, તેથી ગમે તે માર્ગે આ લગ્ન અટકાવવા તેઓ તત્પર થયા ઉજળીને મળીને એક વખત મેહો પાછો વળતો હતો તે સમયે તેમણે એને માર્ગમા રોકયો ત્યા એક ઘરડી ગાયને નિર્દયપણે એ લોકોને મારતા જોયા તે જોઇને રાજાએ તેમને આ ધર્મ વિરૂદ્ધ કૃત્ય કરવાનુ કારણુ પૂછયુ? ત્યારે ઉત્તર મળ્યો કે "અમારો રાજા ચારણુ કન્યા પરણે તો હમે ગાયને મારીએ તેમા પાપ શેનુ?" મેહાને પોતાની ભૂલનું ભાન થયુ અને એણે ચારણુ કન્યા સાથે લગ્ન નહીં કરવાનુ મહાજનને વચન આપ્યુ.

ઉજળી ને મેહો

લગ્ન માટે નક્કી કરેલે દિવસે મેહા તરફનું તેડુ ન આવ્યુ એટલે ઉજળીને ચટપટી થઇ ને એ ધુમલી મેહાને મળવા ગઇ; પણુ મેહાને મળવાની રજા મળી નહી ને ઉત્તર મળ્યો કે "મેહો તમારી સાથે લગ્ન કરશે નહી" આથી એ ભગ્નહૃદય થઇ ને બાકીનું જીવન એણે ભક્તિ ને સેવામાં વ્યતીત કર્યું. એમના પ્રેમની અને ઉજળીના પ્રત્યાનુરાગની ધીમે ધીમે વિકસતી ભૂમિકાઓ દર્શાવનારા ઘણા દૂહા છે મેહાને એ સંદેશા મોકલે છે કે —

" હતું અને હારવીઉં, મોતી મહા દરિયે,
" કાળો પહેરી કાછ, અમને સાયર શોધવો પડયો
" મેહની મેડી હેઠ, ઉભી અરદાસા કરા,
" મોઢુ દેખાડને મેહ, જીવતા રહીએ જેઠવા
× × ×
" આભપરેથી ઉતરી, ચારણુ ભૂખી છે,
" ક્યા જાઉં જેઠવા, મોરી મત મુંઝાણી છે
× × ×
" મુઝવ મે, હમને, ઊંડે જળ ઉતારીને,
" અમ મરતે તુંને, જસ નહી આવે જેઠવા

આ કરૂણુ વિનતિનો મેહાએ ઉત્તર વાળ્યો કે —

" ચારણુ એટલા દેવ, જોગમાયા કરી જાણીએ,
" ચારણુથી મન મળે, ખુડે બગડાનો ધણી

ઓઘો જામ અને હોથલદે પદમણી, લાખો અને ફુલાંદે, આ બે યુગલના પણુ આવાજ પ્રસંગોના દુહા છે

અગીઆરમા શતકમા પાટણુના સિદ્ધરાજે જેનો પરાજય કર્યો હતો તે જુનાગઢના રા' ખેગારની રાણી રાણુકદેવીના ધૈર્ય અને સાહસ ઇતિહાસમા પ્રસિદ્ધ છે. ભાણેજના દગાથી ખેગાર મરાયો ને રાણુકદેવીને સિદ્ધરાજ પોતાની સાથે બળાત્કારે લઈ જતો હતો, પરંતુ વઢવાણુ આગળ આવતા એ રાણી સિદ્ધરાજની આજ્ઞા લઇને સતી થઈ

રાણુકદેવી ને રા'ખેગાર

પોતાના સ્વામીની ને ગીરનારની પ્રશસામા એના મુખેથી બોલાયલા દુહા ઘણા ઉત્કૃષ્ટ અને ઝમકદાર છે એ દુહાના દષ્ટાંત —

૧ "માણેરા મ તું રોય, મ કર રાતી આંખડી,
"કુળમાં લાગે ખોય, મરતા મા ન સભારીએ

૨ "ઉતર્યો ગઢ ગીરનાર, તન આવ્યું તળાટીએ,
"વળતા બીજી વાર, દામો કુંડ નથી દેખવો.

૩ "ઉંચો ગઢ ગીરનાર, વાદળથી વાતું કરે,
"મરતા રા' ખેગાર, રડાપો રાણકદેવડી,

૪ "મારૂ પાટણ દેશ, પાણી વિના પૂરા મરે,
"સરવો સોરઠ દેશ, સાવજડા સેજળ પીએ

૫ "વાયુ વાય સવાય, વાયે વેળુ પરજળે,
"ઉભો ત્યા સિધરાજ, સત જોવા સોરઠિયાણીનુ

**રા મંડળિકનુ દુર્ભાગ્ય**

રા ખેગારના કુળનો રા મંડળિક,–જેણે નરસિંહ મહેતાનું સત્ જોવા એને કષ્ટ આપેલુ તેજ,–પ્રજા પ્રત્યેનો પોતાનો ધર્મ ભૂલી જઈ, પ્રજાને પોતાના સતાન ગણવાને બદલે, નાગમાઈ નામે ચારણ સ્ત્રી પર બળાત્કાર કરવા તત્પર થયલો, આ નાગબાઈએ એને નીચે પ્રમાણે શાપ દીધેલો ને એના વચન ખરા પડયા, કારણ ઈ સ ૧૪૭૩ મા મહમ્મદ બેગડાએ જૂનાગઢ પર ચઢાઇ કરી અને રા મંડલિકને મુસલમાન થવુ પડ્યુ.

"ગઢ ગરવાના રાજ, મતાપી ચારણ પામીશ નહીં,
"કાયા થાશે કોઢણી, મું સભારીશ મંડલીક,

× × ×

"દરવાજે દરવાણ, રાહના રહેશે નહિ,
"ભમતો માગીશ ભીખ, મું સંભારીશ મંડલીક,
"ઝાલરના ઝણકાર, શખ સભળાશે નહીં,
"મુલ્લા પઢશે નમાજ, મુ સભારીશ મંડલીક,

× × ×

"પોથાં ને પુરાણ, ભાગવતે ભળશો નહીં,
"કલમો પઢશે કુરાન, તે દી મુ સંભારીશ મ ડલીક

પિતારૂપ મનાતા રાજાએજ પોતાની રૈયત (સ્ત્રી) પર બળાત્કાર કરવા ધારેલું, ને તેથી તેની કકળતી આતરડીએ કાઢેલા સદરહુ ઉદ્દગાર એવાં દુષ્ટ કૃત્ય કરવાને તત્પર થયલા રાજાઓ પ્રતિ ચેતવણી રૂપે હજી પણ ટાંકવામાં આવે છે

**અન્ય સાહસિક વીરોનાં પરાક્રમ**

આજ પ્રમાણે ત્રૂટક દુહાઓમા એભલવાળો, જેઠોવાળો, ઉગોવાળો, ખેતો મકવાણો આદિ અન્ય સાહસિક વીરોના પરાક્રમ ચિરસ્મરણીય કરવામાં આવ્યા છે રાજપૂતોની ઝાલા અને પરમાર જેવી શ્રેષ્ઠ અને પ્રસિદ્ધ જાતિઓના સાહસ અને શૌર્ય પણ આ અપ્રસિદ્ધ અજાણ કવિયોની કલમે ગજાવી મૂકયા છે

**ઉપદેશાત્મક અને નીતિ સંબંધી દૂહાઓ**

ભગતના ઉપનામથી પ્રસિદ્ધ થયલા કોઈ કોઈ ખેડુતોના રચેલા ઉપદેશાત્મક દુહાના તો ભંડારના ભંડાર આ સાહિત્યમા પડેલા છે. એ દુહાના સંચયો-માથી માત્ર નીચેના ત્રણેક દૃષ્ટાંત રૂપે આપ્યા છે

૧ "આશા ઉંડી ખાડ, પહાડથી પૂરાય નહીં,
"હેમ મેરૂ સમ હોય, તોયે મન માને નહીં

૨ "દેશમા ઢંઢેરો ફેરવો, પ્રીત મ કરશો કોય,
"કરો તો કાળજ આપજો, (નકો) નિત વરઝોળા હોય

૩ "ધૂતા હોય સલક્ષણા, વેશ્યા હોય સલજ્જ,
"ખારાં પાણી નિર્મળા, એ ત્રણ ચીજ અકજ્જ.

ઘણા દુહામા કાઠીઆવાડના સૃષ્ટિસૌંદર્યનુ અને ત્યાના ભરવાડ, ગોવાળ, ચ્યારી, ચારણ વિગેરે લોકવર્ગનાં જીવનનું સ્પષ્ટ સૂચન છે

**ભડળીવાક્ય.** ભડળીવાક્ય તે કુદરતમા થતા ચોક્કસ ફેરફારોપરથી હવાની અને વિશેષે કરીને ચોમાસાની સ્થિતિના સંબંધમા ભડળીએ કાઢેલા વર્ત્તારા છે ભડળી એ મારવાડના પ્રસિદ્ધ જોશી હુદાદની એકની એક પુત્રી હતી, અને પોતાને પુત્ર નહીં હોવાથી હુદાદે પોતાની પુત્રીને જ્યોતિષ્ શીખવેલુ. "ભડળીવાક્ય" તે ખેડુતોનુ તો પુરાણજ છે અમુક માસમા અમુક દિવસે હવાની સ્થિતિ અમુક પ્રકારની રહે તેના પરથી ચોમાસુ સારૂ નીવડશે કે નબળુ તેના એમા વર્ત્તારા કાઢયા છે વેદાતના સૂત્રો જેવાજ આ સૂત્રો પણ સક્ષિપ્ત અને નિશ્ચિત છે બગાળી સાહિત્યમા બરાબર આના જેવોજ "બારમાસી" નામે સમૂહ છે. ભડળીવાક્યના દષ્ટાંત –

૧ "શ્રાવણ પહેલા પાચદીન, મેહ ન માડે આળ,
"પિયુ પધારો માળવે, હમે જશુ મોસાળ

૨ "પૂરવ તાણે કાચબો, જો આથમતે સૂર,
"ભડળી વાયક એમ ભણે, દૂધે જમાડું કૂર.*

૩ "શનિ આદીતા મગળા, જો પોઢે જદુરાય,
"ચાક ચઢાવે મેદની, પૃથ્વી પરલે થાય

( કરકે પાજ બધાય. )

---

* આને મળતીજ અગ્રેજીમા કહેવત છે કે --
"A rainbow in the morning,
"Is a shepherd's warning
"A rainbow at night,
"Is a shepherd's delight

ભડળી વર્તારા સાચા છે કે ખોટા તેનુ જેમણે નિરીક્ષણ કર્યું છે તેમને એ બધાજ લગભગ સાચા લાગ્યા છે આ વાક્યો-માંના ચોમાસાના વર્ત્તારા, બહુ લાબા સમયના અનુભવ અને નિરીક્ષણનુ પરિણામ છે અને આખા કાઠીઆવાડના ખેડુતો આ વાક્યોપર સહજ જ લક્ષ આપીને પોતાની ગણત્રીઓ બાધે છે એ દૂહાનો સગ્રહ પ્રસિદ્ધ કરવામા આવ્યો છે, પરતુ સશોધનકારને અભાવે એમાના ઘણા અસ્પષ્ટ-સમજી ન શકાય એવા છે અને વિવિધ પાઠોને લીધે કયો પાઠ મૂળ છે તે શોધી કાઢવુ બહુ મુસ્કેલ છે વાયુચક્રશાસ્ત્રના અભ્યાસી અને કાઠીઆવાડના ગ્રામ્ય શબ્દોના જાણકાર તરફથી "ભડળી વાક્ય" સશોધન થઇને પ્રસિદ્ધ થવાની બહુ જરૂર છે આમ થવાથી જનસમૂહપર મોટો ઉપકાર થશે

**ભડળી વાક્યના યથાર્થતા**

ગાય અથવા બકરા ચારતા ચારતા, નદી અથવા ઝરા-ઝરણને સામ-સામે કાંઠે ઉભા રહી, રાધાકૃષ્ણની શૃગારી લીલાના દુહા, એક કાઠાવાળો રાધાનો દુહો બોલતો હોય તો સામેવાળો કૃષ્ણના દૂહામા ઉત્તર દે, એવી રીતે સામ સામે દૂહાઓ લલ-કારતા કાઠીઆવાડના ગોવાળ તથા ભરવાડને જેમણે સાભળ્યા હશે, તેમના હૃદયમાથી એ ચિત્ર, એ સૌદર્યમય ચિત્ર, કદી પણ ભૂસાશે નહીં પ્રદેશ ઝાડી અને વૃક્ષવૃદથી ભર-પૂર હોય, ઝરમર ઝરમર "મેહૂલો" વરસતો હોય અને કાવ્ય ગવાતી સ્થળોપર કુદરતે સૌદર્યને અનુકૂળ લીલા વસ્ત્ર પરિધાન કર્યાં હોય ત્યારે જ આ સ્થિતિમા અનુભવાતી રમણીયતાના દર્શન થાય એ દુહા લલકારનારા-ઓના અભણપણાને લીધે કાવ્યનો રસ સમઝવામાં લોકોને કાંઈપણ ન્યૂનતા આવતી નથી. આ કદરથ સાહિત્ય, ભિન્નભિન્ન દૃષ્ટિએ ઘણુંજ અમૂલ્ય છતાં, હજી સુધી છપાયુ નથી.

**દૂહા સાંભળવાથી થતી અસર**

## આ પુસ્તક માટે નીચેના ગ્રંથોની સહાય લેવામાં આવી છે.


૧ ગુજરાત રાજસ્થાન

૨ રા મચેરશા કેકોબાદ કૃત "ગુજરાતી વ્યાકરણ."

૩ રા શાપુરજી કૃત "ઇંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી

૪ મીરઝા મહમદ કાઝીમ અને નવરોજજી ફરદુનજી કૃત. ઇંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી "

૫ બુદ્ધિપ્રકાશના કેટલાક અંકો

૬ નર્મ કોશ

૭ 'સાહિત્ય રત્ન'–રા ઇ પ્રા ખાન સાહેબ તથા રા નરહરી ત્ર્યબકલાલનું.

૮ શાસ્ત્રી વ્ર. કા. કૃત 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ'

૯ કવિ દલપતરામનુ કાવ્ય દોહન.

૧૦ પ્રાચીન કાવ્યમાળાનાં બધાં પુસ્તક

૧૧ ટોડ રાજસ્થાન

૧૨ રાયચદ્ર જૈન કાવ્યમાળા

૧૩ બૃ. કા. દો ગ્રથ ૧ થી ૮.

૧૪ દયારામની સપૂર્ણ જીવનકથા રા શેઠ કૃત.

૧૫ પ્રેમાનદ વિષયે વસત અને બીજા માસિકોમા લખાયલા લેખ.

૧૬ મીરાબાઈ " "

૧૭ અખા " "

૧૮ વીન્સેટ સ્મીથ કૃત "Early History of India.

૧૯ રા. દત્તકૃત "Hand-book of Bengali Literature.

૨૦ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના અહેવાલો

૨૧ ફ્રેઝર કૃત "Indian Literature"

૨૨ રા દેશાસરી કૃત "સાડીના સાહિત્યનુ દિગ્દર્શન."

૨૩ સ્વામિનારાયણ સંપ્રદાયના કવિઓપર લખાયલા 'ગુજરાતી'ના તા ૨૧-૨૮ જુલાઇ સને ૧૯૧૨ ના અંકો

૨૪ જૈન શ્વે કોન્ફરન્સ તરફથી પ્રસિદ્ધ થયલી જૈન ગ્રંથાવલી

૨૫ રે ડા સ્કોટનું "ગુજરાતી કવિતા" પરનું ઈંગ્રેજી ભાષણ.

૨૬ દીનેશ ચંદ્ર સેનનુ "History of Bengali Language & Literature" નામક પુસ્તક.

૨૭ "હલામણ જેઠવા" પર રા જુગતરામ પંડ્યાએ સને ૧૯૧૩ના જાનેવારીના "સ્ત્રી બોધ"મા લખેલો લેખ—

૨૮ રા. કહાનજી ધરમશી કૃત "કાઠીઆવાડી સાહિત્ય" પ્રથમ ભાગ—

૨૯ જૈન શ્વે. કોનફરન્સના સને ૧૯૧૩ ના માર્ચ એપ્રીલના અંકો જેમા સદ્ગત કવિ નર્મદે પ્રાચીન ગુજરાતી ભાષાપર લખેલા લેખ આપવામા આવ્યા છે તે

૩૦ ગુજરાતી પ્રેસની "નરસિંહ મ્હેતા કૃત કવિતા"

૩૧ સદ્ગત્ રા ઇ. સૂ. દેસાઇએ સને ૧૮૮૭મા પ્રસિદ્ધ કરેલી ગુજરાતી કવિઓની યાદી.

૩૨ ગુજરાત વ સોસાઇટીના પુસ્તકાલયમાની હસ્તલિખિત પ્રતો અને પુસ્તકોની યાદી (૧૮૮૬)

૩૩ બુદ્ધિપ્રકાશના અંકોમા ઈ સ ૧૯૧૩-૧૪મા પ્રસિદ્ધ થયલી ગુ. વ. સો. માની હસ્તલિખિત પ્રતોની યાદી

૩૪ ઇટલીના ડા ટેસીટોરીએ ઇ સ ૧૯૧૪ના ફેબ્રુઆરી માસના ઇન્ડીઅન એન્ટીકવારીમા જુની પાશ્ચિમાત્ય રાજસ્થાની, તેમાં પણ વિશેષે કરીને મારવાડી, ગુજરાતી અને અપભ્રંશના વ્યાકરણપરની નોધ

૩૫ અપ્રસિદ્ધ ગુજરાતી ગ્રંથો (નડીઆદમાથી અગાઉ પ્રસિદ્ધ થતું માસિક)

૩૬ ગ્રીઅરસનનું "Lingusitic Survey of India" પ્રથમ ભાગ.

## નોંધ.



રા ચીમનલાલ દલાલ જેઓએ પ્રાચીન ગુજરાતી સાહિત્યની દિશામા પ્રસંશાપાત્ર કામ કર્યુ છે તેઓએ આ પુસ્તકના ચોથા પ્રકરણુમા જણુાવેલા ત્રણુ કવિઓ ઉપરાત એક કવિ જેના કાવ્યમાં રસ અને આવેગ બને છે તેની શોધ કરી છે કવિનુ નામ ગણુપતિ, એના પિતાનું નામ નરસા, જ્ઞાતિએ કાયસ્થ અને ભરૂચ પાસેના આમોદનો રહેવાસી હતો. કવિતામાં વાર્ત્તા લખવાનો વિચાર સામળ પહેલા એને સ્ફૂર્યો હતો એણે 'માધવાનળ કામકંડળા દોગ્ધક' નામે વર્ણુનાત્મક કાવ્ય પચ્ચાસે દુહામા લખ્યુ છે સ ૧૫૭૪ (ઈ સ ૧૫૧૮) સામળ કરતા એની શૈલી વધારે સુંદર છે અને તે સમયના રીતરીવાજપર આ કાવ્ય સારો પ્રકાશ પાડે છે. કુશળલાભ વાચક નામે એક બીજો જૈન સાધુ કવિ પણુ સ. ૧૬૧૬ ઈ. સ ૧૫૬૦ મા થઇ ગયો છે ને તેણે 'મારૂઢોલા ચોપાઈ' તથા બીજા ગ્રંથો લખ્યા છે આ વાર્તા "માધવાનળ કામકંડળા રાસ" નામ આપીને એણે પણુ લખી છે આ બને કાવ્યો પ્રાચીન ગુજરાતી ભાષામા લખાયા છે અને તેથી પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વાર્ત્તા લખનાર તરીકે સામળ એકલોજ તેમજ પહેલો પણુ નથી, એટલુ જ નહી પણુ એથી એવુ પ્રમાણુ મળે છે કે આ પૂર્વગામી કૃતિઓ પોતાની કવિતા રચવા માટે એને સાધનભૂત થઇ હશે એમ પણુ કહી શકાય.



# સૂચિપત્ર.

